# રાજસંન્યાસી

•

ધૂમકેતુ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

# રાજ સંન્યાસી

[ 'ચૌલાદેવી' પછીની નવલકથા ]

ધૂમકેતુ

સોલ એજંટ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

કિંમત ૩ રૂપિયા

# પ્રસ્તાવના

'ચૌલાદેવી'ને મળેલા અસાધારણ સત્કારથી પ્રેરાઈને આ બીજી નવલકથા 'ચૌલાદેવી'ના અનુસંધાનમાં આપી છે. આના અનુસંધાનની ત્રીજી નવલકથા 'કર્ણાવતી' થોડા વખતમાં બહાર પડશે. એમાં ક્ષેમરાજનો રાજસંન્યાસ, અવંતીનાથ ભોજ, ભીમદેવ, દામોદર, ચૌલા, કર્ણદેવ ને મીનલનું રાજકીયહેતુસર થયેલું લગ્ન–ત્યાં સુધીના પ્રસંગો ગુંથાઈ જશે. ચૌલાદેવીના પુરઃસંધાનની બે નવલકથાઓ 'વાચિનીદેવી' અને 'મૂલરાજદેવ' એ નામે પ્રગટ થશે.

આ નવલકથાને સાદ્યંત સંભાળી, તેના શબ્દ, અર્થ જોડણીદોષ સુધારવાનું કામ શ્રી શંકરદત્ત શાસ્ત્રીએ એટલા ઉત્સાહથી ને સંભાળથી કર્યું છે કે એમની મદદ વિના પુસ્તકનું કામ આટલું શોભી ન ઉઠત.

સૂર્યપ્રકાશ પ્રેસના માલિક રા. મુલચંદભાઇ અંગત મૈત્રી જેવો સંબંધ માનીને મારું કામ કરતા આવ્યા છે; અને હાલના પ્રેસ મેનેજર રા. બાલાભાઇએ ખાસ ઉત્સાહથી કામને ઝડપી રીતે ચલાવ્યું છે. આ સૌ મિત્રોની સહાય્ય વિના તો આવા વખતમાં મારું કામ ખોરંબે ચડી જઈ અટકી પડયું હોત. આ સૌ મિત્રોની અંગત લાગણી માટે હું તેમનો ઘણો જ ઋણી છું.

ખાનપુર, અમદાવાદ.
વસંતપંચમી.

ધૂમકેતુ

# અનુક્રમ

## અનુક્રમ

લેખકની અન્યકૃતિઓ

**નવલિકા સંગ્રહો**

* * તણખા [ પાંચમી આવૃત્તિ ]
* તણખા મંડળ બીજું [ ત્રીજી આવૃત્તિ ]
* તણખા મંડળ ત્રીજું [ બીજી આવૃત્તિ
* તણખા મંડળ ચોથું [ બીજી આવૃત્તિ ]
* પ્રદીપ
* અવશેષ
* ત્રિભેટો

**ગદ્યકૃતિઓ**

* રજકણ [ બીજી સુંદર આવૃત્તિ ]
* જલબિંદુ
* જીવનચક્ર [ બીજી આવૃત્તિ ]
* સર્જન અને ચિંતન

**નવલકથાઓ**

* રાજમુગટ [ બીજી આવૃત્તિ ]
* પૃથ્વીશ [ બીજી આવૃત્તિ ]
* મલ્લિકા
* અજિતા
* પરાજય
* ચૌલાદેવી

**નાટકસંગ્રહ**

* ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો

**કટાક્ષ હાસ્યકૃતિ**

* પાનગોષ્ઠી

**પ્રવાસવર્ણન**

* પગદંડી

**જીવનચરિત્ર**

* હેમચંદ્રાચાર્ય

***ધૂમકેતુની મોટી કૃતિઓનો 'સેટ' રૂ. ૭૫**
***ધૂમકેતુની નવલિકાઓનો 'સેટ' રૂ. ૧૧**
***ધૂમકેતુની નવલકથાઓનો 'સેટ' રૂ. ૧૫**
***ધૂમકેતુનાં સર્વ પ્રકાશનો રૂ. ૪૦**

• એ ઉપરાંત નાની પુસ્તિકાઓ

**પરશુરામ**

ગોવિંદનું ખેતર ને બીજી વાતો

વીરાંગના ને બીજી વાતો

રજપૂતાણી ને બીજી વાતો

આનંદરાત્રિ ને બીજી વાતો

નરકેસરી ને પોલિયન

• **૧૯૪૨માં છપાશે.**

**વાચિનીદેવી**

**મૂલરાજદેવ** [ ચૌલાદેવીના પુરઃસંધાનની બે નવલકથાઓ ]

**કર્ણાવતી** [ રાજસંન્યાસીના અનુસંધાનની નવલકથા ]

**આમ્રપાલી** [ ગુપ્ત રાજવીઓના સમયની સુપ્રસિદ્ધ વારાંગનાની નવલકથા ]

# રાજસંન્યાસી

[ 'ચૌલાદેવી' ના અનુસંધાનમાં
આગળ વધતી નવલકથા. ]

## પ્રવેશ

**અગિયારમી** સદીનું બીજું ચરણ ચાલતું હતું.

તે વખતે પાટણમાં બાણાવલી ભીમદેવ મહારાજ હતા. પાટણની ચારે તરફ બળવાન સત્તાઓ અસ્તિત્વમાં આવી હતી. સિંધમાં હમ્મુક હતો. એ પાટણને અવગણતો, તિરસ્કારતો, અને એના તાબાના કચ્છ ને * વર્દ્ધિપંથક ઉપર એની દાઢ હતી. મહારાજ ભીમદેવ સિંધ ઉપર જવા માગતા હતા. પણ આ તરફ બીજા બે સામંતો—નડૂલનો ચોહાણ અણહિલ ને તેનો યુવરાજ બાલપ્રસાદ, તેમજ અર્બુદમંડલનો ધંધૂક એ બન્ને પણ પાટણને સત્તાહીન જોવા આતુર હતા.

ધંધૂકે તો મહાબલવાન માલવરાજ ભોજનો આશ્રય લેવાની તૈયારી કરી પાટણને આહ્વાન આપ્યું હતું.

પાટણમાં એ વખતે એક પ્રસિદ્ધ નર્તિકા ચૌલાદેવી રહેતી.

તેણે મહારાજને આકર્ષ્યા. પરિણામે પાટણના રાજદ્વારી મંડળમાં બે વર્ગ પડ્યા. એ સમાચારથી અનેક દુશ્મનરાજને સંતોષ થયો.

વર્ષો સુધી જંગલ, ડુંગરા, નદીનાળાં, ખંડેર, ને

* વઢિયાર.

રેતીનાં ભયંકર રણને પોતાનાં ઘર બનાવવાની મહારાજ વનરાજની ઉપાસના જેની સ્થાપનામાં પાયારૂપે પથરાયેલી હતી, જેના રક્ષણ માટે મહારાજ મૂલરાજ, રાત ને દિવસ ખડે શસ્ત્રે જાણે ભૈરવી પ્રતિહાર બની રહ્યા હતા, જેની અખંડ પવિત્રતા જાળવવા એક અદ્‌ભુત નારી વાચિનીદેવીએ—સ્ત્રીસુલભ મૃદુતા તજી, પોતાના સગાભાઈને, ઘડીના છઠ્ઠાભાગમાં રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકયો હતો, જ્યાંની રમણીય મોહકતાએ ગર્જનકને પણ લગની લગાડી હતી, જ્યાંનો નાગરિક, ભરતખંડ આખામાં સમુદ્રનો સ્વામી ગણાતો, જ્યાંના શિલ્પીઓએ સ્વર્ગની અજબ જેવી સુંદરીઓને સદેહે પૃથ્વીમાં ઉતારી હતી, તે પાટણને દુશ્મનોથી વીંટાયેલું ને આંતરકલહથી ઘેરાયેલું જોઈને મહારાજ ભીમદેવનો આત્મા કકળી ઊઠયો. ચંદ્રાવતીને, માલવાને, સિંધને, નડૂલને, ચેદીદેશને—પોતાના ગણ્યા ગણાય નહિ એટલા અરિદળને સંહારવા તેમણે કેસરીની જેમ ફાળ ભરી.

ચૌલાદેવીએ કહ્યું હતું: "મહારાજ! વિજયોત્સવ વિનાની મહાન નગરીઓ આભૂષણવિનાની વૃદ્ધ વિધવાઓ જેવી લાગે છે!'

દંડનાયક વિમલ, મહામંત્રી દામોદર ને મહારાજ ભીમદેવ પોતે વિજયપ્રસ્થાન કરી ગયા.

રણોત્સાહથી ઘેલી બનેલી પાટણનગરી, હરપળે વિદેશ ગયેલા સૈનિકોના સમાચાર મેળવવાની આતુરતાથી જાણે કંઠ લંબાવીને ઊભી હોય, તેમ સરસ્વતીને તીરે ઊભી રહી.

કોઈ દુશ્મન પીઠ પાછળનો ઘા કરી ન જાય માટે નાગરિકો જાગ્રત થઈ ગયા.

ઘેરઘેર કુંકુંમના સાથિયા પૂરીને લડાઈમાં ગયેલા, પોતાના પિતા, પુત્ર બંધુ કે સ્વજનનું સ્મરણ જાળવતી પાટણની સુંદરીઓ રાત પડયે, પટોળાંની અનેકરંગી ભાતની જેમ, રણોત્સાહી ગીતાવલિથી રજનીરાણીનો પાલવ ભરી દેતી આમતેમ ચાંદનીમાં ઘૂમી રહેતી હતીઃ એમને જોઈને આકાશી વાતાવરણમાં ફરતી ત્રિકાલજ્ઞાન ધરાવતી મા જગદંબા અંબાભવાની પોતે, જાણે નેત્રમાં કિંચિત્ હસતી હોય તેમ હસીને આશીર્વાદ દેતીઃ ' દીકરીઓ ! તમે જ કોઈક વખત તમારી ગીતાવલિથી, બંડેરને પણ પ્રાણથી ભરી દેજો ! ' અને સુંદરીવૃંદના કાંઈક લંબાયેલા સ્વરો વાતાવરણમાં ઘૂમી રહેતાઃ

' કા . . . ળી કાળકા . . . રે લો . . . લ ! '

વિમલ મંત્રીશ્વર અર્બુદમંડલનો દંડનાયક થયો; એટલે મહામંત્રી દામોદર અને ભીમદેવ મહારાજ નડૂલ ઉપર ચડ્યા. ધંધૂકને અને નડૂલના ચૌહાણને બન્નેને વશ કરવા માટે પ્રયત્ન થઈ રહ્યો. અને પરિણામે પાટણના આંતરિક વિગ્રહ ઉપર તો પડદો પડી ગયો.

આ બન્નેને વશ કર્યા પછી મહારાજનો વિચાર સિંધ ઉપર જવાનો હતો.

મહારાજનો સાઢુ કચ્છનો કેસર મકવાણો પણ સિંધના સુમરા સાથે વેર રાખતો હતો.

દામોદરે એને પણ અર્બુદગિરિના યુદ્ધમાં આવવાનું આમંત્રણ મોકલ્યુંઃ

માલવની એક અત્યંત કુશળ વારાંગના—પ્રતાપદેવી પાટણ, કચ્છ, સિંધ સર્વ પ્રદેશના સમાચાર મેળવવા મથી રહી હતી. દામોદરનો મોકલેલો કાર્તિકસ્વામી જ્યારે કેસર મક-

વાણાને મળવા આવ્યો ત્યારે અકસ્માત્ સિંધથી નીકળેલી પ્રતાપદેવી પણ ત્યાં આવી હતી.

કેસર મકવાણો તેના પિતાની મૃત્યુશય્યા પાસે હાજર રહેવા માટે પાટણથી આવી રહ્યો હતો.

આ વાર્તા ત્યાંથી પછી આગળ ચાલે છે.

## ૧. ‘પ્રતિજ્ઞા ન પાળું તો રૌરવ નરકમાં પડું!’

**થળ** પ્રદેશના કીર્તિગઢની દિશા ઉપર નજર માંડીને, સાંજટાણે, એક સાંઢણી સવાર જઈ રહ્યો હતો.

એની ચારે તરફ રેતીનો મહાસાગર પથરાયેલો હતો. રેતીના ડુંગરા ને ડુંગરા અત્યારે તો સ્થિર બનીને શાંત ઊભા હતા, પણ પવન છૂટતાંની સાથે આ શાંત લાગતો રેતીનો મહાસાગર દરિયાઈ જળનાં તોફાનને પણ ભુલાવી દે એવી ભયંકરતા ધારી લેશે, એ રણના અનુભવી પ્રવાસીને ધ્યાનમાં હતું. તેણે પોતાની ચારે તરફ એક નજર ફેરવીને વાળી લીધી. ‘જયદેવ! રણબંકી પહોંચાડશે તો ખરી કે?’ તેણે પોતાના સાંઢ હાંકનારને પૂછ્યું.

‘પહોંચાડશે? અરે, મહારાજ! આ સામે જ કીર્તિ-ગઢના કોટકાંગરા નજરે પડ્યા, જુઓને,’ જયદેવે ઉત્તર વાળ્યો ને તેણે સાંઢની ઝડપ પણ જરાક વધારી દીધી.

‘રેતીના વાવંટોળનું તો ઠીક—હું તો બાપુ માટે ચિંતાતુર છું.’

‘મા જોગમાયા કરશે તો, કાં તો બાપુ, સાજન નરવા ચોકમાં જ સામે મળે છે!’ જયદેવે કહ્યું.

'તને મોકલ્યો મને તેડવા, ત્યારે પોતે શું બોલ્યા હતા?'

'મને બોલાવીને કહે: "જયદેવ! રણબંકી લઈને તું પાટણ જા. પાટણથી કેસરદેવને આંહીં બોલાવી લાવ. એને જોયા વિના હું મરું એમ નથી!" અને બાપુએ ખરેખર મરણને થોભાવી દીધું છે. મહારાજ! હું તો ધારું છું પોતે રાજચોકમાં ઢોલિયો ઢાળીને ક્યાં તો બેઠા હશે!'

જયદેવનો આશાનો સંદેશો છતાં કેસરદેવ પોતાના પિતા વિષે ચિંતાતુર બની ગયો હતો.

અત્યારે તો પળે પળનો હિસાબ હતો. માત્ર એક જ પળ મોડું થાય તો મરણનો મહાસાગર એની અને એના પિતાની વચ્ચે પથરાઈ જાય એ વિચારે એ આકુળવ્યાકુળ બની ગયો. નજીક આવતા જતા કીર્તિગઢના કોટકાંગરા ઉપર એણે એક નજર નાખી. સાંઢનો વેગ હજી ધીમો લાગતો હોય તેમ કાંઈક વ્યગ્રતાથી એ બોલી ઊઠ્યો: 'વાહ બેટા! રણબંકી! વાહ બાપ! વાહ!'

સાંઢે હાંકનારનો હાથ નહિ—પોતાના સ્વામીનો અવાજ કળી લીધો. તે પણ આ પ્રસંગને જાણે ઓળખી ગઈ હોય તેમ, નૌકા સાગરમાં સરે એવી ઝડપથી સરવા માંડી. કેસરદેવની એ લાડકી સાંઢ હતી. એ એને પ્રિયતમાની પેઠે શણગારતો ને જનનીની પેઠે એને આધારે પોતાની જાતને સોંપી દેતો. આજે જ્યારે એનો પોતાનો અવાજ— 'વાહ રણબંકી! વાહ વાહ!' એવો, પાનો ચડાવતો એણે સાંભળ્યો, ત્યારે આવી અનેક મુસાફરીઓની જાણકાર રણ-બંકી પોતાની ડોકને રૂપાળો ગર્વીલો મયૂરભંગી વળાંક

આપીને એવી વેગભર ઊડવા માંડી કે એના પગનો જાણે પૃથ્વીને સ્પર્શ સુદ્ધાં થાય છે એમ લાગે નહિ! એનાં અનેક-રંગી રેશમી દોરીફૂમતાં ચારે તરફ ઝોલે ચડ્યાં; એની ડોકશણગારતી પડી પાથરી રહેતી મોતીની માળાઓ હાલકડોલક થઈ ગઈ; નીચે પગમાં પડેલાં સોનેરી કલ્લાં ઘુઘરીઓ સાથે જાણે નૃત્ય કરતાં હોય તેમ ઝંકાર કરતાં સાથે દોડવા માંડ્યાં. અને જેમ પાંખાળું વિમાન ઊડે તેમ રણુબંકી ઊડી.

એક ઘડીભરમાં એણે કીર્તિગઢના કોટકાંગરા સ્પષ્ટ બતાવી દીધા. બીજી એક ઘડી ગઈ અને કીર્તિગઢનો દર-વાજો દેખાયો.

આંખ મીંચીને ઉઘાડે એટલી વારમાં દરવાજો વટાવીને અંદર મધ્ય ચોકમાં રાજગઢ પાસે એ આવી પહોંચી.

રાજગઢના દરવાજા પાસે તો એ કહ્યા વિના જ ઝૂકી ગઈ. માંડ પડતાં પડતાં બચે એવી ઝડપથી કેસરદેવ નીચે કૂદી પડ્યો.

રણુબંકીને ગળે કેસરે વહાલથી એક ટપલી લગાવી લીધી અને તે રાજગઢમાં જવા આગળ વધ્યો.

દરબારગઢની મોટી દોઢી પાસેના અનેક શસ્ત્રધારી સૈનિકો એને આવતો નિહાળી રહ્યા. દોઢીમાં પેસતાં એ જાણે ચાલતો ન હોય પણ દોડતો હોય એવી ઝડપથી આગળ વધ્યો ને દોડતાં દોડતાં જ જાણીતા દોઢીવાનોનાં નામ લઈને એમને પૂછી રહ્યો: 'કેમ છે બાપુને? મલ્લદેવ! રણમલ! ક્યાં છે ભારમલ્લ? કેમ છે બાપુને?'

દોઢીવાળા કાંઈ જવાબ વાળે ને તે સાંભળે તે પહેલાં

તો એક દોઢી પસાર કરી તેણે બીજી દોઢીમાં પ્રવેશ કર્યો હોય!

પથ્થરની મૂંગી પ્રતિમાઓ હોય એવા, દોઢી ઉપર દોઢીમાં ઊભેલા સૈનિકો ને પહેરેગીરો પોતાનાં ભાલાં નમાવી એને માથું નમાવતા ઊભા રહી ગયા હતા. પણ એવું કાંઈ જોવાની આંખ ન હોય તેમ કેસરદેવ આગળ વધતો ગયો.

રાજમહેલના અંદરના ખંડમાં તે આવી ચડ્યો. તેનું હૈયું ધબકી ઊઠ્યું. કોઈ બોલતું લાગ્યું નહિ. અમંગળની શંકાથી તેના પગમાંથી જોર જતું રહ્યું.

'કેસરદેવ! આ બાજુ આવો, આ બાજુ આવો. બાપુ તમારી જ રાહ જુએ છે!'

કેસરે બોલનાર સામે જોયું. તેણે ભક્તિથી માથું નમાવી બે હાથ જોડી પ્રણામ કર્યા: 'મંગલશિવજી! ગુરુદેવ! કેમ છે બાપુને? કેમ લાગે છે?' તેણે ઉતાવળે પૂછ્યું. રાજનો વૃદ્ધ પુરોહિત મંગલશિવ પવિત્ર ને ભવિષ્યવાદી ગણાતો. કેસરદેવના જવાબમાં તેણે કેવળ આકાશ સામે આંગળી ચીંધી. 'એનાથી મોટું કોઈ નથી,' તે બોલ્યો, ને રાજખંડમાં અંદર પ્રવેશ કરવા માટે આગળ ચાલ્યો. કેસર ભાંગતે હૈયે તેની પાછળ ગયો.

તે પરસાળમાંથી પસાર થતો હતો ત્યાં જ કોઈએ તેને ખભે હાથ મૂક્યો: 'કેસરભા! આવ્યો બાપ? તારી જ રાહું જોવાય છે. મકવાણાજી મરણને થંભાવી રહ્યા છે. પણ જોજે, બાપ! હવે ખરે મોળો થાતો નહિ હો.'

'કેમ શું છે, બારોટજી? શી વાત છે?' કેસરે ઉતાવળે કહ્યું ને જવા માટે પગ ઉપાડ્યો.

'ત્યારે સાંભળતો જા, ભા! પછી અંદર જા. અંદર

તારી કસોટી છે, બાપ!'

'શું છે? ઝટ બોલો, બારોટજી! સમો નથી—'

'મકવાણાજીએ મરણને થોભાવ્યું છે, તને નીરખી લેવા સારુ. પણ મરણ સમે હવે જી વેણ કાઢે ઈ બાપ! ઝડપી લેજે. મારી મા ચોસઠહાથાળી તને બળ દઈ રે'શે. પણ જોજે ખરે સમે પગ પાછો માંડી, મકવાણાજીનું મોત બગાડતો નહિ. હવે, જા બાપ—જા—હું ય—આ આવ્યો!'

બારોટજી, આચાર્ય મંગલશિવ ને કેસર ત્રણેએ એકસાથે રાજમહેલના શયનખંડમાં પ્રવેશ કર્યો.

અંદર એક ખૂણામાં ઢોલિયા ઉપર હાડપિંજર જેવો મકવાણો વિહિયાસ મૃત્યુની સાથે યુદ્ધ કરતો પડ્યો હતો.

જેવો એ જીવનમાં પરાક્રમી હતો તેવો જ મૃત્યુસમે પણ પરાક્રમી રહ્યો હતો. એક પણ અરેરાટી એના મોંમાંથી નીકળતી ન હતી. સૌને લાગતું હતું કે એ શાંતિમાં છે—ખરી રીતે એ મહાયુદ્ધમાં હતો.

તેણે બારણામાંથી પ્રવેશતા ઓળા જોયા. ડોસાની આંખ ચમકી ઊઠી. એનું છેલ્લું છેલ્લું તેજ જાણે પ્રગટ થયું: 'કોણ આવ્યું? આચાર મંગલશિવ!'

'બાપુ! એ તો કેસરદેવ છે,' મંગલશિવ પાસે આવીને બોલ્યો.

'બાપુ! કેસરભા આવ્યા!' બારોટજીએ વધારે મોટે અવાજે કહ્યું. ડોસાએ અવાજ પકડ્યો. 'હાં, કોણ કેસરભા આવ્યો? આવ્યો નાં બાપ—દીકરા—!' ડોસો એક ઘડીભર ઉત્સાહમાં આવી ગયો. પણ એટલા ઉત્સાહનો એના શરીરને થાક ચડી ગયો. સામંતમંડળ કેસરને જોઈને એકું થઈ

ગયું. તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો પણ બેઠું થવાણું નહિ. મુખ્ય સામંત ભારમલ્લ તેને ટેકો આપવા આગળ આવ્યો —પણ વિહિયાસે તેનો હાથ ખેસવી નાખ્યો: 'મકવાણાને ટેકો હોય નહિ, ભારમલ્લ! આઘા જાવ, ભા!—મકવાણાને ટેકો નહિ!' અને તે પાછો હાથને ટેકે પથારીમાં પડ્યો. એટલામાં કેસર તેની પથારી પાસે આવી પહોંચ્યો હતો. તેણે બાપનો હાથ હાથમાં લઈ લીધો. 'બાપુ! એ તો હું કેસર છું—હું કેસર—!' વધારે તો એ બોલી શક્યો નહિ.

'આવી ગયો, બાપ! બહુ સારું કર્યું. કેસર! ભા! તારા સારુ તો—' ડોસો બોલવા માંડ્યા પણ થાક ચડ્યો. 'તારા સારુ થઈને, બાપ! મેં મોતને થંભાવ્યું'તું, બેટા!'

'બાપુ! શું છે? શું કામ હતું?'

ડોસો થોડી વાર બોલ્યા નહિ. આંખો મીંચીને પડી રહ્યા.

'બાપુ! શું કામ હતું?' કેસરે ફરીને પૂછ્યું.

'શું કરે છે ભીમદેવ મહારાજ?'

'સંઘ ઉપર આવે છે, બાપુ! હમણાં તો આબુને ઘેર્યું છે.' કેસરદેવે ડોસા સામે જોયું. હજી આંખો મીંચાયેલી હતી: 'બાપુ શું કામ હતું એ તો તમે બોલ્યા નહિ!'

'થા...શે? તો કહું. મોટો તો બોલી ચૂક્યો છે.' બારોટ શંકરની સામે કેસરદેવે જોયું. બારોટે ડોસા પાસે માથું આણ્યું: 'મકવાણાજી! કેમ જાણ્યું નહિ થાય? ચોસઠ ભુજાળી મારી માની છતરછાયા જેના ઉપર છે એનાથી કામ નહિ થાય તો તો પછી થઈ રહ્યું નાં, બાપ! તમતારે કહી નાખો મનની વાત, એટલે અજંપો ટળે, ભા!'

'મોટે તો હાથ ધોઈ નાખ્યા—'

'કાંઈ ફકર નહિ—ભલે ને એણે ધોઈ નાખ્યા—'

'વશટેરો—પરતાપ—એનુંય મન જોઈ લીધું. અટલે મન એ'ક પાછું ઠેલાય, બારોટજી!'

'બાપુ!' કેસર પોતાના હમેશના નિશ્ચયાત્મક અવાજથી બોલ્યો.: 'મનની વાત હવે પાછી રાખશો મા. મનની વાત કહી નાખો, બાપુ! હું બેઠો છું નાં?' તેણે આજુબાજુ જોયું તો બન્ને મોટા ભાઈઓ એના તરફ ઠપકાભરી આંખે જોઈ રહ્યા હતા. સામંતમંડળ પણ નિરુત્સાહી દેખાતું હતું. એટલામાં ડોસાની આંખ જરાક ઊઘડી. તે કેસર સામે જોઈ રહ્યો. રણઘેલાનો રણકો હોય તેવો કેસરના અવાજનો રણકો એ સંભારી રહ્યો. તેણે હેતથી કેસરને ખભે હાથ મૂક્યો.

'આ સુમરો છે નાં—સુમરો—સંધનો સુમરો—એનું નાક વાઢી લેવું છે, કેસરભા! તો મારો જીવ ગતે જાય. નો થાય એમ હોય તો ના કહેજે બાપ! મને કાદવનાં પાણી પા'શ મા, બાપુ!'

ફરીને કેસરનો એ નો એ રણોત્સાહી ટંકારવ આવ્યો: 'વેંત ભરીને વાઢવું છે નાં, બાપુ?'

'હાં. મારો બાપ! વાતને સમજી ગ્યો. તારી મા બચારી મારી રાહ જોતી ઊભી હશે—એની આજ આંતરડી ઠરશે, આ વાણી સાંભળીને. તારા ઉપર તો બાપ! ચોસઠ ભુજાળીનું છાયાછતર—'

'બાપુ! ત્યારે હવે જે કરવું હોય ઈ બોલી નાખો. જોજો, મનમાં કાંઈ ન રાખતા—જેટલું કરવાનું હોય એ બધું કહી નાખજો. તમારું વેણ અક્ષરે અક્ષર પાળું—ન

પાળું તો ખારાપાટનું પાણી અગરાજ કરું; ન પાળી શકું તો રૌરવ નરકમાં પડું; ન પાળું તો ભૂંડે હાલે, ત્રણ ગામને તરભેટે, પાણી વિના મરું ને માથાવિનાનો ખવીસ થઈને રખડું!'

'અરે હાં હાં હાં—' ચારે તરફથી સુભટો, સરદારો ને બન્ને મોટાભાઈઓ બોલી ઊઠ્યા. 'વેણુ જાણ્યાં પહેલાં—'

કેસરે એક હાથ ઊંચો કરીને તેમને સૌને બોલતા અટકાવી દીધા: 'હવે તમે કોઈ બોલશો મા—વેણુ મારે પાળવું છે. મારી મા ભવાની એ પળાવશે. બાપુ! કહી નાખો સુમરાનું શું કરવું છે?'

'આ સંધનો સુમરો છે નાં સુમરો—સુમરો હમીર—'

'એને જીવતો આંહીં લાવવો છે?' કેસર બોલ્યો.

'ના ના, જીવતો તો શું? પણ એને બચારાને અંકાર છે બૌ—એનાં ઘોડાંનો. તે એની ઘોડારમાંથી પાંચસો'ક ઘોડાં ઓછાં કરવાં છે. લાવીને ભાટચારણુંને દઈ દેજે, દીકરા!'

'બીજું કાંઈ, બાપુ?'

'મારા તેરમાને દા'ડે!'

'સારું, બાપુ! બીજું કાંઈ? મનની મનમાં નો રાખતા હો!' મકવાણાએ ડોકું ધુણાવ્યું: 'ના એટલું જ.'

'બાપુ! તમારા તેરમાને દા'ડે, પાંચસો ઘોડાં હમીર સુમરાની ઘોડારમાંથી લાવીને, બારોટ ભાટચારણુંને દેવાં. બીજું કાંઈ?'

ડોસો બોલી શક્યો નહિ: 'રં...ગ!—એટલું જ કહી શક્યો. એક વખત નજર ભરીને કેસરને નીરખી લેવા તેની સામે જોઈ રહ્યો.

રૂપરૂપના સાગર જેવા કેસરની સામે જોઈને એને પોતાની જુવાની યાદ આવી ગઈ.

'મં . . . ગ . . .' તે બોલ્યો.

મંગળશિવ આગળ આવ્યો. 'બાપુ! જીવને હવે મા ભવાનીના ચરણુમાં જોડો.'

'રા જ તિ . . .'

મંગળશિવ અરધે વેણે વાત સમજી ગયો. મકવાણોજી રાજગાદીના વારસ તરીકે કેસરને મૂકવા માગતા હતા. તે બોલ્યો: 'રાજતિલક એને થાશે જેને રણની જશરેખા કપાળે હશે. બસ નાં—?'

'બસ—બારોટજી!—'

'સમજી ગ્યો, બાપ! સમજી ગ્યો.' શંકર બારોટે કહ્યું: 'મકવાણાની આબરૂ ને રાજ ભેગાં રહેશે, બાપ! એ જ કહેવું'તું નાં? આબરૂ રાખશે ઈ રાજ લેશે!'

ડાસાએ સંતોષમાં એક તરફ માથું નમાવી આંખો મીંચી દીધી. બારોટે મંગળશિવને ઇશારત કરી. મંગળશિવે ગીતાવચન ઉપાડ્યાં.

એક ઘડીભર સૌ સાંભળી રહ્યા.

મકવાણાનો શ્વાસ વેગભર્યો ચાલવા માંડ્યો.

કીર્તિગઢનો પ્રતાપી રજપૂત જગતમાંથી વિદાય લઈ રહ્યો હતો. સૌની આંખ ભીંજાતી હતી. જેણે મૃત્યુને જીવન-ભર રમાડ્યું હતું, તેને આજે મૃત્યુ પોતાના ખોળામાં રમાડવા માટે વહાલસોઈ માતાની પેઠે લઈ રહ્યું હતું.

એક ઘડી પછી નારીવૃંદના આક્રંદથી રાજગઢ ભરાઇ ગયો. વિહિયાસ મકવાણો દુનિયાને તજીને ચાલ્યો ગયો હતો.

## ૨. દામોદરનો દૂત

**કેસર** મકવાણાએ પોતાની પ્રતિજ્ઞા પાળી એ વાત તો ભાટચારણના કંઠની ને વાણીની શોભા બની ગઈ.

એની એ પરાક્રમકથા કચ્છ, સિંધ ને વઢિયારમંડલમાં ઘેરઘેર પહોંચી ગઈ.

પણ એ વખતે જ કોઈ ભાટે કહ્યું: 'ભા ! રણના રાજવી થઈને ઘોડાં શું આપો છો ? આપોને લાખેણી સાંઢો. સુમરાને ત્યાં ક્યાં સાંઢનો ટોટો છે ?'

'એ તો ભારે પડી જાય, બારોટજી ! સુમરાની સાંઢો હંકારી લાવવી એ કાંઈ બચ્ચાંના ખેલ નથી !' કોઈકે કહ્યું.

'ત્યારે તો પછી ભા ! એમ બોલોને. મકવાણાજી સુમરાથી ડરતાં ડરતાં પગલાં ભરે છે ! ને વેણ પાળ્યાનો સંતોષ લે છે; સુમરાનું નાક તો ત્યારે વાઢ્યું કહેવાય, જ્યારે એની સાંઢોને મકવાણોજી લાવે !'

કેસરને કાને એ વાત આવી. એ યુગના પ્રતિનિધિને શોભે એવો જવાબ મકવાણાએ વાળ્યો: 'સૌ બારોટ, ચારણ, ભાટ—સૌ કવિમંડલને કહેજો કે મકવાણોજી સુમરાની સાંઢો પણ આપી ચૂક્યો. જેમ આ પ્રસંગ શોભાવ્યો તેમ

એ પ્રસંગ પણ શોભાવવા આવજો.'

મકવાણાએ વચન આપી દીધું.

આ વાતને થોડો સમય વીતી ગયો. એને રાતદિવસ ચિંતા થતી હતી કે સુમરો હવે ચેતી ગયો છે—હવે એની સાંઢો શી રીતે લાવવી?

આ બાજુ પાટણ તરફથી સમાચાર મળ્યા હતા કે વિમલ ચંદ્રાવતી ઉપર ગયો છે, દામોદર * આડાવળામાં છે. વખતે મહારાજ ભીમદેવ આડાવળાના યુદ્ધમાં એને બોલાવશે—તો કાઢયું વેણ પાળવામાં વિલંબ થશે એની પણ એને ચિંતા હતી.

એક દિવસ કેસરદેવ કીર્તિગઢના કોટકાંગરા ઉપર ચડીને પોતાના હમેશના નિયમ પ્રમાણે સંધ્યાસમયે, ચારે તરફનો ખારોપાટ નિહાળી રહ્યો હતો. એના ચિત્તમાં પ્રતિજ્ઞાના શબ્દો મોટા અવાજે જાણે ઘૂમી રહ્યા હતા. કોઈ કહેતાં કોઈ સામંત કે સરદાર હમીર સુમરાની સાંઢો લાવવાની હિમ્મત હવે કરતો ન હતો. બન્ને મોટા ભાઈઓએ હાથ ધોઈ નાખ્યા હતા. કેસર એકલો અટૂલો પોતાની યોજના ઘડવા આમથી તેમ કોટની હૈયારખી આડે રાંગ ઉપર ફરી રહ્યો હતો.

તેણે ફરતાં ફરતાં એક ઠેકાણે ઊભા રહીને લાંબે સુધી નજર ફેરવી: નજર પહોંચે ત્યાં સુધી સૂરજના આથમતાં કિરણોમાં હીરાની ચમક જેવો ખાર ચમકી રહ્યો હતો.

'ઓ હો હો! શું મારી મા જોગમાયાએ ઓઢણું આપ્યું છે? એ . . . ને જોજન જોજનવા રેતીનો સાગર

* અરવલ્લી.

ભર્યો છે. જે આવે તે તળ રહી જાય. મહારાજ ભીમદેવને હંફાવનાર ગર્જનકોને પણ આ રેતીના સમદરે તરણું લેવ-રાવ્યું નાં? ઓ હો હો! શું ખારોપાટ શોભી રહ્યો છે!—'

એના કાંઈક મોટેથી બોલાયેલા છેલ્લા શબ્દો નીકળ્યા ન નીકળ્યા ને એની આંખ દૂરના એક પદાર્થ ઉપર સ્થિર થઈ ગઈ. ઝડપભેર કોઈ *ઓઠી આવી રહ્યો હતો.

અત્યારે કોણ આવતું હશે એનો વિચાર કેસર કરી રહ્યો હતો ત્યાં થોડી વારમાં જ માણસે આવીને ખબર આપ્યા: 'મહારાજ! મંત્રીશ્વર દામોદર મહેતાનો કોઈ સંદેશવાહક આવેલ છે!'

'કોણ આયુપ છે?'

'ના.'

'ત્યારે?'

'કાર્તિકસ્વામી.'

'કાર્તિકસ્વામી પોતે?' મકવાણાને આશ્ચર્ય થયું. પાટણમાં કાર્તિકસ્વામીનો તેને પરિચય થયો હતો. ઘણા જ અગત્યના અને રાજદ્વારી કુનેહ માગે એવા અટપટા કામ ઉપર જ એને એણે જતો જોયો હતો. દામોદર મહેતાએ એને આંહીં મોકલ્યો તેથી મકવાણાને આશ્ચર્ય અને ખેદ બન્ને થયાં. આશ્ચર્ય એટલા માટે કે મહારાજ ભીમદેવનું સૈન્ય તો નડૂલ તરફ પ્રયાણ કરતું હોઈ કાર્તિકસ્વામીની સેવાની ખરી જરૂર તો ત્યાં ×આડાવળાના વિકટ ડુંગરા-ઓમાં હતી: ખેદ એટલા માટે કે દામોદર મહેતાને સિંધ ઉપર ચડવું છે એમાં કચ્છમંડલ કેવો ભાગ ભજવશે એ

---

*** ઊંટનો સવાર. × આડા+વળા વળા = પર્વત.**

જાણવાના હેતુથી જો કાર્તિકને મોકલ્યો હોય તો મંત્રીને પોતા માટે એટલો અવિશ્વાસ આવ્યો તે સારું. તે કાંઈ નિશ્ચયાત્મક વિચાર કરે તે પહેલાં કાર્તિકસ્વામી આવી પહોંચ્યો.

તેણે આવીને મકવાણાને પ્રણામ કર્યા. 'કેમ સુભદ્રરાજ ! તમે અમારો ખારોપાટ નિહાળવા આવી ચડ્યા ? શું છે તમારા તરફના સમાચાર ?' મકવાણાએ પૂછ્યું.

'મહારાજ ! મંત્રીશ્વરે મને તમારી પાસે એટલા માટે જ મોકલ્યો છે !' કાર્તિકે કહ્યું.

'કોણે ? દામોદર મહેતાએ ?'

'હા.'

'એ તો હું જાણી ગયો હતો. કેમ મોકલ્યા છે બોલો.'

'મહેતો પોતે જ આવવાના હતા—પણ અર્બુદપતિ ધંધૂકરાજની વાત હજી ગોટામાં હતી એટલે આવ્યા નહિ. મને મોકલ્યો કે મકવાણાજીને મહારાજની વતી તું ખબર-અંતર પૂછજે ને આશ્વાસનના બે શબ્દો કહેજે. વિહિયાસજી મકવાણાના મૃત્યુસમાચારે મહારાજને ઘડી બે ઘડી તો પાંગળા બનાવી દીધા. સિંધના સુમરાની તલેતલ માહિતી એમની પાસે હતી. મહારાજને એમને મળવાની હોંશ રહી ગઈ.'

'મા જોગમાયાની આજ્ઞા થઈ—પછી કોઈનાથી એક ઘડી પણ રહેવાય છે ? મરતાં મરતાં સુમરાની સંભાળ તો અમને સોંપતા ગયા !'

'મહારાજ ભીમદેવ પણ ત્યાં એ જ ચિંતામાં છે. આડાવળાને આધારે બેઠેલ નડૂલનો અણહિલ ચૌહાણ, *ચિત્રકોટમાં ડુંગરાઓની વચ્ચે રહેલ અવંતીનાથ, અને આ

* ચિતોડનું પ્રાચીન નામ. તે વખતે માલવાની ત્યાં સત્તા હતી.

બાજુ અર્બુદગિરિમાલામાં ધંધૂકરાજ. એ ત્રણેને ડુંગરાઓનો આધાર. ત્રણેને હંફાવવા ભારે પડે. અને ત્રણેની મહારાજ સાથે ભરી માપવાની તૈયારી—અને એ ત્રણેને પહોંચીને પછી સિંધના હમ્મુકને મળવા આવવાની વેતરણ. એટલામાં મહારાજને ખબર મળ્યા કે વિહિયાસ મકવાણા તો દેવ થયા છે, ત્યારે એક ઘડીભર તો એ વિકળ થઈ ગયા.'

'હોય એ તો થાવા કાળ. શું કરે છે મંત્રીશ્વર—દામોદર મહેતા ?'

'મંત્રીશ્વર પણ હમણાં તો લડાઈના જ વ્યૂહમાં છે. એમણે કહેવરાવ્યું છે, મહારાજ ! કે "ત્યાંનું પતાવીને વહેલામાં વહેલા મકવાણાજી આંહીં આવી પહોંચે" એમ કહેજો. આડાવળાની લડાઈમાં એમના વિના રંગ નહિ આવે !'

'પણ આંહીં અમારે માથે ધર્મસંકટ છે તેનું—તેનું શું કરવાનું ?'

'કેમ, મહારાજ ! શું છે ?'

'બાપુએ મરતાં મરતાં સોંપણ કરી છે સુમરાની—એનું શું થાય ?'

'મહારાજ પોતે સુમરા ઉપર જવાના છે ત્યારે તમે સાથે જ હશો નાં ?'

'આ તો અમારાવાળી વાતું છે, ભાઈ! અમે તો રણનાં પંખીડાં. અમને એ મોટા વિજય મેળવવા ને સૈન્ય ચડાવવાં એમાં બહુ ખબર નો પડે. અમારી વાતું અમારા જેવી; જાઈ ઘોડચા તે મારણમારીને પાછા ઘરભેગા !'

'નરશાર્દૂલની રીત, મહારાજ !'

'આ ઈ જી ગણો ઈ. બાપુના તેરમાને દહાડે ઘોડાં

પાંચસો, સુમરાની ઘોડારમાંથી લાવીને ભાટચારણુંમાં વહેંચવાનાં હતાં તે તો વહેંચ્યાં. પણ હવે પાછી સાંઢો વહેંચવાની છે. ભાટચારણોને તો કહેવરાવી પણ દીધું છે.'

'કહેવરાવી દીધું છે? ને સાંઢો?'

'હા, કહેવરાવી દીધું છે, ને સાંઢો તો હજી છે સુમરાને ત્યાં! હવે એ સાંઢો કેમ લાવવી એ તમે કાંઈ કહી શકશો? બોલો! અમારો આવવાનો આધાર એના ઉપર છે.'

અંદરના ખંડમાંથી કોઈનો સુંદર મધુર અવાજ સંભળાયો: 'કોની સલાહ પૂછો છો, મહારાજ! ને કોને આ કહો છો? મહારાજના મનને એવો કોણ આધાર મળ્યો?'

દ્વારમાં એક સુંદર તેજસ્વી પાતળો નારીનો દેહ દેખાયો. કાર્તિકસ્વામીએ તેને જોતાં જ પ્રણામ કર્યા. મકવાણામાં રહેલ અદ્‌ભુત વીરત્વની છોળનું જન્મસ્થાન આંહીં છે એ એક પળમાં એ કળી ગયો.

## ૩. મંગલશિવે શું કહ્યું ?

**કાર્તિકસ્વામી** માણસનો પારખુ ન હોત તો પણ એ કળી જવાય એવી વાત હતી.

એની સામે ઊભેલી પાતળી, સુંદર, કેતકીના સોટા જેવી, કાંઈક ઉત્તુંગ નારી, એ જાણે નારી ન હતી—જોગમાયા હતી. એના ચહેરામાં પણ રૂપ કે અરૂપનું કાંઈ ખાસ આકર્ષણ ન હતું. એની શૈલી અનોખી જ હતી. તેની ત્યાં દ્વારમાં ઊભા રહેવાની ઢબ, બોલવાની મધુરતા, વાક્ય બોલતાં, વાક્યમાં ન હોય એવું કાંઈક કહી નાખવાની છટા—કાર્તિકસ્વામી એક પળમાં ને એક વાક્યમાં જ કળી ગયો કે રાણી ઉદયમતિની આ નાની બહેન જયવતીમાં જુદા જ પ્રકારની મોહિની છે.

'આવો, આવો, દેવી ! મારે તમને જ પૂછવું'તું. લ્યો, હવે કેમ કરવું, કહો ? આ સુભટરાજને તમે ઓળખો છો ? મહારાજ પાસેથી આવે છે !'

'એમ ? બહેનનો સંદેશો લાવ્યા હશે ?'

કાર્તિકસ્વામીએ ફરી પ્રણામ કર્યા.

'હા, અને મહારાજે મને તેડાવ્યો છે !'

'તમને ? શું કરવા ?'

કેસર હસી પડ્યો: 'મને—મારામાં બીજું શું હતું તે કોઈ મને તેડાવે ? આ મને તેડાવે કોઈકની સાથે બાખડવા !'

'ધંધૂકરાજની વાત હશે ?'

'એ છે. નડૂલવાળા છે. ભોજરાજ છે. મહારાજને એક જનમારો ચાલે એટલા દુસ્મન ને મારે રહી રહીને આ એક સુમરો !'

'મહારાજ ! તમારે આ એક સુમરો જ બસ છે. પાંડાશમાં તો ખરો. નહિતર તો પછી તમારાં દર્શન જ મોંઘા થાત નાં ?' રાણીએ કહ્યું.

'એમ કેમ બોલ્યાં ?'

'મહારાજ રણે ચડ્યા હો, ત્યારે પછી કોઈ દિવસ રણકાંઠો સંભારો છો ખરા ? પુરોહિત મંગલશિવ વળી પાંચ-પચ્ચીસ વખત સંદેશો કહેવરાવે ત્યારે કોઈક વખત આવો. સારું છે નાં તમને ઘરઆંગણે જ જબરો દુસ્મન મળી ગયો ! કોઈ માઈકાંગલો હોત તો બિચારો ક્યારનો સંધ છોડીને ભાગી જાત !'

કેસર કાંઈ જવાબ આપે તે પહેલાં તેણે જયદેવને આવતો જોયો.

'કેમ જયદેવ ?—' જયદેવને જોઈને જ તેણે ઉતાવળે પૂછ્યું.

'મહારાજ !' જયદેવે કાંઈ વધારે વાત કહી નહિ; તે શાંત ઊભો રહ્યો. એટલે કેસરદેવ તેને મળવા બહાર ગયો.

કેસરદેવ ગયો એટલામાં જ રાણીને પણ પડશાળમાંથી

કોઈકનો સાદ સંભળાયો: 'મહારાણીબા! આચારજ આવ્યા છે!'

'કોણ? મંગલશિવજી?'

'હા, બા.'

'ઠીક થયું લે—હું આવું—સુભદ્રરાજ! હમણાં તો રોકાશો નાં?'

'હા, બા! હમણાં તો એકબે દિવસ છું!'

કાર્તિકસ્વામીએ બહાર દૃષ્ટિ કરી. મકવાણાજી ને જયદેવ ક્યાંક જવા માટે ચાલતા થયા હતા. રાણી પણ ગઈ. આખા ખંડમાં તે એકલો ઊભો રહ્યો.

થોડીવારમાં પાસેના ખંડમાંથી રાણીનો અવાજ તેને કાને પડ્યો. પાટણની એની જૂની રાજદ્વારી વૃત્તિ સતેજ થઈ આવી. તે એકઝપાટે ભીંત સરસો થઈ ગયો. કાન માંડીને પડખે થતી વાતચીત એ સાંભળી રહ્યો.

'મેં કીધું, બાને ચેતાવી આવું!' કાર્તિકસ્વામી વાતનો દોર પકડવા મથી રહ્યો. અવાજ પુરુષનો હતો. મંગલ-શિવ કહે છે તે જ હશે. કાર્તિકસ્વામીએ અનુમાન કર્યું.

'તે ઠીક કર્યું, આચાર્યજી! પણ—'

'એ તો પણ ને બણ, બા!—સામંતના ધર્મ ખરા, પણ વંશવેલો પહેલો!'

'આચાર્યજી! મકવાણાજી માનશે ખરા?'

'ન માને તો તમારે મનાવવા. પ્રતિજ્ઞા લીધી એટલે એ તો પાળ્યે છૂટકો. પણ આડાવળામાં જઈને દેહ પાડવી—એવા ડુંગરામાં, જ્યાં કચ્છપંથકનું કોઈ કહેતાં કોઈ માણસ ન મળે! એવું શું ત્યાંના રણક્ષેત્રમાં કામ છે? ત્યાં ક્યાં લડવાવાળા થોડા છે?'

કાર્તિકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મહારાજ તો મકવાણાની મદદ ઉપર મદાર બાંધી રહ્યા હતા. આંહીં મકવાણાને આડાવળાના યુદ્ધમાં ન જવા દેવાની વેતરણ થતી હતી.

'જુઓ, બા, બીજી વાત કહું. આંહીંથી મકવાણાજી ખસશે તો પછી મોટા ભાઈઓનો પગપેસારો થઈ જાશે !'

'એનું તો, આચાર્યજી ! મહારાજને મનમાં કાંઈ નથી. એ તો કહેશે, જ્યાં હું ને મારી રણબંકી ત્યાં રાજ.—રાજ ક્યાં ધરતીમાં ઓછાં છે ? લેતાં આવડે તો આખી ધરતી આપણી જ છે નાં ? એ તો એમ કહેશે.'

'બા ! આ પેલો પાટણનો માણસ દીઠો ? એને દીઠો ને મારા પેટમાં ફાળ પડી. કીધું વળી, મકવાણાજીને તેડવા આવ્યો હશે, એટલે હું દોડતો આવ્યો. તમારા કહેવા પ્રમાણે આઠ દી થયા મકવાણાજીની જન્મોત્રી ફરી ફરીને જોઈ રહ્યો હતો. આંકડે આંકડો ફરી ગણી જોયો.'

'અંદર શું જોયું, મંગળશિવજી ?'

આચાર્ય ઘડીભર બોલ્યા નહિ.

'કેમ બોલ્યા નહિ, દેવ ?' રાણીએ પૂછ્યું.

'કહું, બા ?'

'તમે નહિ કહો તો કોણ કહેશે ?'

'પણ સાંભળવા માટે હૃદય વજ્ર જેવું કઠણ જોશે. જન્મોત્રી પણ એક પળ કે વિપળની ભૂલવિનાની તો નથી જ બનતી. એટલે એમાં પળવિપળની ભૂલ થઈ હોય તો ફલાદેશ ખોટો પણ થાય !'

'આચાર્યજી ! હું પણ રા'ની કુંવરી છું હો. વજ્ર જેવા સમાચાર સાંભળવાની મને ટેવ છે. બોલો—શું

છે?' દૃઢ નિશ્ચયાત્મક અવાજથી રાણી બોલી. કીર્તિકસ્વામી એ અવાજની દૃઢતા અનુભવી રહ્યો.

'બા! મકવાણાજીનું આયુષ ટૂંકું છે!'

'આયુષ ટૂંકું છે? પણ કીર્તિ? કીર્તિ તો ટૂંકી નથી નાં?' રાણીનો અવાજ સાંભળીને કાર્તિક સડક થઈ ગયો. આવી નરી વજ્રવાણી એણે ભાગ્યે જ સાંભળી હતી.

'કીર્તિ તો દિગંતમાં ફેલાશે, બા! એવા જોગ છે.' મંગળશિવે કહ્યું.

'ત્યારે કેમ કહો છો—આયુષ ટૂંકું છે?' જયવતી બોલી. મંગળશિવ એની વાણી સમજ્યો. તે માથું ધુણાવી રહ્યો: 'બા! તમારું—હૃદય—'

'રજપૂતાણી આયુષને કયે દહાડે ઓળખે છે, આચાર્યજી? એ તો કીર્તિને ઓળખે છે. એ રણક્ષેત્રને તો વરી છે. રજપૂતાણી ઝાંખી તો ત્યારે પડે, જ્યારે એને અપકીર્તિમાં ભાગ મળતો હોય!—અને વંશવેલો? એનું શું? મહારાજનો વંશવેલો છે કે નથી?'

મંગળશિવે કહ્યું: 'વંશવેલો તો છે, બા! અને તે પણ યશસ્વી.'

'તો પછી? તમારી આ જન્મોત્રીમાં એવું શું છે કે તમે કહેતાં થડકો છો? કોઈ એવી જન્મોત્રી તમે બનાવી છે કે જેમાં મૃત્યુ ન હોય?'

'એ તો શી રીતે બને, બા?'

'ત્યારે પછી—? તમે નવું શું કહ્યું છે? મારો મકવાણોજી તો કીર્તિ વરશે, વંશવેલો પણ રાખશે, ને આડાવળામાં મરદની પેઠે લડશે. મરણના ભયથી રજપૂત ઘેર

બેસશે—તો તો પછી રજપૂતાણીઓ ચૂડલા સાચવી
કેમ બોલ્યા નહિ, મંગળશિવજી? એવા લાંબા આયુષને—
જડ આયુષને કરવું છે પણ શું? લ્યો ત્યારે—'

કાર્તિસ્વામી ઝપાટાભેર પોતાને થાનકે પહોંચ્યા
રાણી બહાર નીકળી રહી હતી એમ એને લાગ્યું. થોડી વા
તે બહાર આવી.

'મહારાજ હજી નથી આવ્યા સુભદ્રરાજ?' રાણ
અંદર આવતાં વેંત પૂછ્યું. એની તેજસ્વી વાણીની
હજી એના મોં ઉપર હતી.

'હા હા—' મકવાણાએ બહારથી આવતાં જ જ
વાળ્યો: 'અરે, આ આવ્યો. કાર્તિકસ્વામીજી! આ તો
વાત બની છે!'

'શું મહારાજ?' કાર્તિકસ્વામીને લાગ્યું કે મકવ
હમણાં કહેશે કે મારાથી આડાવળાના યુદ્ધમાં નહિ આ

'આ તમારી પેલી છે નાં—ભઈ, પરતાપદેવી—
પદેવી તે ગઈ કાલે આંહી આવી ચડી હતી!'

કાર્તિકસ્વામીના ઉપર કોઈએ ઘા માર્યો હોય તેવું
એને લાગ્યું કે દામોદરે જે કામ માટે એને મોકલ્યો
કામ આ નારીની અચાનકની હાજરીથી બગડશે. તે મ
ઇચ્છી રહ્યો કે એ પાપ આંહીંથી ટળે તો સારું.

'કોણે કહ્યું, મહારાજ? કેમ ખબર પડી?'

'જયદેવે. એ દરવાજે હતો ને કોઈ નવોસવો
આવ્યો. જયદેવને શંકા પડી. બોડી તો ધર્મશાળામાં જ
રાતવાસો રહ્યો, પણ થોડીવારમાં પાછળ સુમરાનો ઊંટસ
આવ્યો.'

'સુમરાનો ઊંટસવાર? શા માટે?'

'એ આની પાછળ—પ્રતાપદેવીને પકડવા પડેલો. અને પ્રતાપદેવીએ આંહી આશરો લીધો!'

'પછી મહારાજ?' રાણીએ ઉતાવળે પૂછ્યું. 'એને સોંપી?'

'એને સોંપુ તો તો રા'ની દીકરીની છાયામાં ઊભું રહેવું ભારે પડી જાય!'

'વાહ મકવાણાજી! વાહ મારા કેસરી!' બારોટ શંકર અચાનક આવી ચડ્યો હતો તેની બાની સંભળાઈ.

'બારોટજી! હજી તો સાંઢો આવી નથી તે પહેલાં?' રાણીએ કહ્યું.

'એય આવશે, બાપ! એય આવશે. અત્યારે ભરદરબારમાં સુમરાના માણસે માગણી કરી કે, અમારો ચોર તમારે ત્યાં છે તે સોંપો. ત્યારે સૌ થોથરાણા. એક કહે—શોધી લો. બીજો કહે—આંહીં નથી. આ મારો મકવાણોજી આવ્યા ને ધડ દઈને કહી દીધું કે, કહેજો સુમરાને કે કીર્તિગઢના કોટ-કાંગરા હજી તો ઊભા છે.'

નેહભરી આંખે રાણી મકવાણાને નિહાળી રહી.

'જયદેવ! પણ હવે તું—પ્રતાપદેવી ઉપર દેખરેખ રાખવા ત્યાં જા. એને ફરકવા દેતો નહિ. એની પાસે સુમરાની માહિતી હશે. એ ક્યાં ત્યાં ધર્મશાળામાં ગઈ છે નાં? કાલે કળેકળે એની પાસેથી વાત કઢાવવી પડશે. જોજે ભાગી જાય નહિ હો—ગજબની છે. પૂછી જો, આ ભટરાજને. કેમ કાર્તિકજી?'

'હા, મહારાજ! છે તો ગજબની.'

'ને સુમરાનો માણસ ? એ પણ ત્યાં છે ?' મકવાણાએ જયદેવને પૂછ્યું.

'એ પણ ત્યાં બીજી ધર્મશાળામાં ઊતર્યો છે !'

'કાંઈ તોફાન કરી ન બેસે, જોજે.'

'ત્યાં સાણંગ છે ને ચોકી ઉપર.'

'ને તું પણ જા.'

જયદેવે પ્રણામ કરીને રજા લીધી. થોડી વાર પછી બારોટજી પણ ગયા. એટલે મકવાણાએ કાર્તિકસ્વામીને સવારે મળવાનું કહી વિદાય આપી. મકવાણો શયનખંડમાં વળ્યો. એટલામાં જ રાણીએ તેના હાથને પકડી લીધોઃ 'મહારાજ ! મારે તમને એક પૂછવું છે !'

'શું છે ? કેમ આજ તમારી આંખમાં દુનિયાની બધી વારુણી છલકાઈ જાય છે ?'

'વાહ્‌રે ! આ તો તમને માલવરાજના કવિઓનો દોષ લાગ્યો જણાય છે. પણ, મહારાજ ! પહેલાં મારા સવાલનો ઉત્તર વાળો. તમને શું ગમે આયુષ કે કીર્તિ ?'

મકવાણો રાણી સામે જોઈ રહ્યોઃ ધીમેથી તેનો હાથ પકડ્યોઃ 'તમે જ ક્હોને, રા'—જૂનાગઢના રા' શાની ખેવના કરે છે ? ને શાના ઉપર નભે છે ? કીર્તિ ઉપર કે આયુષ ઉપર ?'

જયવતીએ જવાબ ન વાળ્યો. તે કેસર સામે જોઈ રહી હતી. થોડીવાર પછી વહાલથી બોલી, 'મહારાજ ! જૂનાગઢનું રા'નું કુળ ને આ મકવાણા કુળ એમને માટે મૃત્યુ એ તો કીર્તિના પડછાયાની વસ્તુ રહી છે. મહારાજનો એ કુલયશ અમ્મર હો.'

'પણ રાણીજી ! હવે એ અમરતા સાચવવી ભારે છે. સુમરાની સાંઢો કેમ લાવવી એનો વિચાર કરવો પડશે.'

'મને એક વાત સાંભરી આવે છે, મહારાજ ! તમારા ઉપયોગમાં એ ન આવે ? મહારાજ પેલા સુભટરાજ સાથે વાતો કરતા હતા ત્યારે હું એ જ કહેવા આવતી હતી.'

'શી વાત છે—?'

'મહારાજ ! જૂનોગઢને રા'નું ને રા'ને જૂનોગઢનું લેણું છે. ગિરનારની છાયાછત્ર હોય ત્યાં સુધી રા'ની ગાદી ઉપર રા' કોઈ મોળો પાકે નહિ. ને પાકે તો ટકે નહિ. એવો એ ગાદીનો અવિચલ પ્રતાપ છે. એને ત્યાં ધિંગાણાં ચાલતાં જ હોય, આવાં ધિંગાણામાં કોઈક વખત હું પણ નાની હતી ત્યારે સાથે જતી. *વાંઢને ઝપાટાબંધ વહેતી કરવી હોય તો એક ઓડી આગળ ચાલી નીકળતો. એણે લાકડીમાં અધર એક કપડું લટકાવ્યું હોય. કપડું ×ટોટડીના લોહીમાં બોળ્યું હોય—એટલે એની ગંધેગંધે ને એના લાલ રંગે આખી લાર પાછળ દોડી નીકળે !'

'હા . . . રાણીજી ! ત્યારે તો તમે ચોરીના ધંધા પણ કર્યા લાગે છે !' મકવાણાએ વિનોદ કર્યો.

'પણ તમારા કરતાં ઓછા મહારાજ ! તમે તો જૂનો-ગઢની ભરબજારમાંથી હજારુના દેખતાં મને ચોરી લાવ્યા. ને પાછી આંહીં પાંજરે પૂરી !'

'તમે ય મને હડમાં નાખ્યો છે ને !'

'એ તો અરસપરસ છે ને મહારાજ ! તમારી હડમાં હું પણ ક્યાં નથી ?'

* ઊંટનું ટોળું × સાંઢ.

## ૪. પ્રતાપદેવી નાસી છૂટી

બીજે દિવસે સવારમાં કેસરનો માણસ તેડવા આવ્યો ત્યારે કાર્તિકસ્વામી પ્રાતર્વિધિ પૂરી કરી તૈયાર થઈ ગયો હતો.

કાર્તિકસ્વામી રાજગઢમાં આવ્યો. કીર્તિગઢમાં શોકની છાયા ફેલાયેલી હતી. અને કોઈ પણ પ્રકારનો ઉત્સાહ જોવામાં ન આવે તે સ્વાભાવિક હતું. છાની રીતે જાણે કેસરની સૌને ધાક લાગતી હોય પણ કેસરનું સાહસ કોઈને પસંદ ન હોય એમ લાગ્યા કરતું હતું.

કાર્તિકસ્વામી વિચાર કરી રહ્યો. ગઈ કાલના બનાવે એને એક વાત સમજાવી કે કેસર મકવાણાની મદદ સિંધની આગામી લડત માટે જરૂરી છે. એ જે કામ માટે આવ્યો હતો—કેસર મકવાણાને તેડી જવા—એ કામ હમણાં પતે તેમ ન હતું. કેસર મકવાણાએ તેરમાને દિવસે પાંચસો ઘોડાં લાવીને વહેંચી આપી સુમરા સાથે વેર બાંધ્યું હતું. હવે સાંઢોની વાત હતી. એ પતે ત્યાર પછી પણ કેસર તાત્કાલિક તો નીકળી શકે કે નહિ એ સવાલ હતો. વેર બાંધ્યું એટલે સુમરો પણ વેર લેવા આવે.

એટલે પોતે પોતાનું બીજું કામ—દામોદર મહેતાએ

એક તામ્રપત્ર આપ્યું હતું મકવાણાને પહોંચાડવાનું—તેનો વિચાર કરી રહ્યો. આ તામ્રપત્ર ચૌલાદેવીએ રાણી ઉદયમતિને આપેલું તે હતું. એ તામ્રપત્ર કેસર મકવાણા પાસે રાખવાનું હતું. દામોદર મહેતો તો એ વાત ભૂલી જવાને ખુશી પણ હતો. પણ રાણી ઉદયમતિ કહે તે પહેલાં ચૌલાએ જ દામોદરને એ વિષે કહ્યું હતું. અત્યારે કાર્તિકસ્વામી પાસે એ મૂલ્યવાન તામ્રપત્ર હતું.

પણ કાલે રાત્રે એણે રાણી જયવતી વિષે જે જોયું ત્યાર-પછી એને લાગ્યું કે તામ્રપત્ર મકવાણાને બદલે રાણીને સોંપવું જોઈએ. પોતાની બુદ્ધિથી કરેલું આ કામ દામોદરને પસંદ પડશે કે નહિ એ વિષેનો વિચાર એ કરી રહ્યો હતો. એટલામાં તેણે રાજગઢના સાન્નિધ્યમાં જ—નીચે ચોકમાં—મકવાણાને, જયદેવને ને કોઈ ત્રીજા આવનારને ઊભેલા જોયા. ચોકમાં ઊભેલો મકવાણો ઘોડાં તપાસી રહ્યો હતો.

ત્રીજો ઊભેલો વેષ ઉપરથી ઓળખાયો. સિંધનો માણસ હતો.

'શું કહે છે, જયદેવ! આ? એની સાંઢ રાતમાં કોઈ ચોરી ગયું એમ?' મકવાણાએ આશ્ચર્યથી જયદેવને પૂછ્યું. કાર્તિકસ્વામી આવીને પ્રણામ કરીને શાંત ઊભો રહ્યો.

'થયું છે તો એમ જ, મહારાજ!' જયદેવે કહ્યું.

'તે કોણ ચોરી ગયું? વાવડ કાઢો. તમારી સાંઢ બહુ કિંમતી હતી?'

સિંધના દૂતે કાંઈક ઉપેક્ષાવૃત્તિથી કહ્યું: 'સિંધના સુમરાને ત્યાં તો હજારો સાંઢ છે, મહારાજ! એક ઓછી અદકી થાય એનો વાંધો નથી.'

'ત્યારે ?'

'આ તો મકવાણાના ગઢમાં ચોરી થાય એની વાત છે. સાંઢ ચોરવાવાળું પાછું બીજું કોઈ નહિ હોય. ભલું હશે તો જેને તમે આશરો આપ્યો એણે જ ચોરી હશે. હવે અમારો ચોર—એ તમારો ચોર ખરો કે નહિ ?'

'એ તો એને કેમ પહોંચવું એ અમારા ધ્યાનમાં છે.'

'પણ એટલા સારુ, મહારાજ હમ્મુકરાજ સાથે તો સંબંધ બગડ્યો નાં ? અમારે જઈને શું કહેવાનું ?'

'કહેવાનું બીજું શું ? તમતારે એક સાંઢ સારી જોઈને અમારે ત્યાંથી ઉપાડી લ્યો !'

'ને ચોર—ચોર સોંપ્યો નહિ તેનું ?'

'આશરે આવેલને મકવાણા કોઈ દી સોંપતા નથી, દૂત ! જઈને કહેજે હમ્મુકરાજને !'

'મહારાજ ! હું તો કહીશ. પણ આ વેર નાહકનું બાંધવાનું કાંઈ કારણ ?'

'અરે ! ભલા માણસ ! વેર તો હાલ્યાં જ આવે છે. એમાં વળી કારણ ન કારણનું શું ? આ અમે ન બાંધીએ તો તમે બાંધવાના. હમણાં જ ભરીને અમારું વાઢવા નહોતા આવ્યા ? શરણાગતને સોંપવો એ વાઢવાની જ વાત થઈ નાં ?

'ઠીક ત્યારે મહારાજ ! *મીહરાન રેલાય ને ×કુરીજ ભેળાય એટલા માટે હું તો કહી રહ્યો હતો.'

કેસરે દૂતના શબ્દો સાંભળ્યા. તેનો રંગ બદલાયો. કરડાકીથી તેણે કહ્યું: 'દૂત ! ક્યાંનો સિંધનો છો નાં ?' જો, આજ તો જાવા દઉં છું. પણ હવે જો આ દશ ભણી

* સિંધ. × કચ્છ.

નજર કરી છે તો ધડ ઉપર માથું નહિ હોય. સમજ્યો ?'

'ત્યારે ક્યાં હશે?' દૂતે પણ નિર્ભયતાથી કહ્યું.

'મારી મા ચોસઠભુજાળીના ખપ્પરમાં સમજ્યો ? જયદેવ ! એને એક સાંઢ લઈ જવા દે !'

દૂત ને જયદેવ જતા હતા ત્યાં મકવાણો બોલ્યો: 'ને જો, તમારી આ સાંઢ મળશે એટલે તરત તમને પહોંચાડશું. અમારે સાંઢનો ખપ નથી !'

'એ સાંઢ તો હવે આંહીં કીર્તિગઢને દરવાજે લેવાવાળા લેશે. સિંધનો નાથ સાંઢ કેમ લેવી તે આપણા કરતાં વધુ જાણે.'

'ત્યારે તો—એ—એ—તારું નામ શું ?'

'દૂહણ.'

'ત્યારે તો એ—દૂહણ ! તું ત્યાં જઈને તારા રાજાને —શું રાજા કહે છે નાં ?' કેસરે રણઘેલા ગર્વથી કહ્યું.

'સિંધુનાથ !'

'હા—ઈ સંધનાથ લે ને, એને કહેજે કે તૈયાર રહેજે. તારે ત્યાં હમણાં ટોડડીનો* પાક બહુ પડ્યો છે કાં ?'

'+વરઘ વિના કચ્છમાં ઘાડાં આવે ક્યાંથી ? સાંઢના પાક તો થાય જ નાં ?'

'ત્યારે પાટણનું દળ આવી રહ્યું છે. સુમરાને કહેજે.'

'સિંધુનાથથી કાંઈ અજાણ્યું નથી, મહારાજ ! પાટણનું દળ આવે તો અમારે ત્યાં ×ઢંઢાની ક્યાં ખોટ છે ? પણ હમણાં તો ત્યાં આડાવળાની નાળમાં ગોટવાણું છે. ને ચોહાણ-રાજથી ત્રાસીને તો આ પાટણનો દૂત આંહીં આવ્યો છે

*સાંઢ. +ઊંટનું ટોળું. × કાદવ–કીચડ.

મદદ લેવા. પાટણને એમાંથી પહેલાં મુક્ત તો કરો!'

કાર્તિકસ્વામી કાંઈક જવાબ આપવા જતો હતો, એટલામાં ચોકીદાર સાણંગ દોડતો આવ્યો. દોડવાથી તે હાંફી રહ્યો હતો. તેને મોંએ પરસેવો રેબઝેબ ચાલ્યો જતો હતો. આવતાંવેંત તે મકવાણાના પગમાં પડ્યો: 'મહારાજ! મને મારી નાખો—મને મારી નાખો—!'

'પણ છે શું અલ્યા?'

'પે...લી...પે...લી—કોણ?'

કેસર સમજ્યો નહિ. જયદેવનું નૂર ઊડી ગયું. કાર્તિકસ્વામીના પેટમાં ફાસકો પડ્યો.

'અલ્યા કોણ, પ્રતાપદેવી?' કાર્તિકસ્વામીએ નામ સંભારી આપ્યું.

'હા, મહારાજ!—એ—એ રાંડ—'

'એનું શું છે?' મકવાણાએ ઉતાવળથી પૂછ્યું. સિંધનો દૂત કહેતો હતો તે વાત હવે એના સમજવામાં આવી.

'રાંડ ભાગી ગઈ!'

'ભાગી ગઈ? ક્યારે?' કેસરના મોંમાંથી ઘોઘરો શબ્દ નીકળી પડ્યો: 'અલ્યા! તું ત્યાં ચોકી કરતો હતો ને? જયદેવે તને કહ્યું ન હતું? જયદેવ ત્યાં ન હતો?' ઉપરાઉપરી મકવાણાએ પ્રશ્નો પૂછ્યા.

'મહારાજ! બધું હતું—બધું હતું. હું હતો, જયદેવજી હતા, ચોકી હતી—બધું હતું.'

'ત્યારે?'

'મહારાજ! એને ત્યાં રાખી હતી. દરવાજે અમે સૂતા હતા. રાતે એની તપાસ રાખી હતી—બધું હતું!'

'ત્યારે ?'

'કાંઈ ગમ પડતી નથી, મહારાજ! શી રીતે એ ભાગી ગઈ—કાંઈ ગમ પડતી નથી. પૂછો જયદેવજીને. કેમ જયદેવજી!' કાંઈ ગમ પડે છે તમને?'

જયદેવ તો મોં નીચે રાખીને ચુપચુપ ઊભો હતો. તેનામાં હા કે ના કાંઈ કહેવાની તાકાત ન હતી.

સિંધના દૂતને આ જોઈને મજા પડી હોય તેમ લાગ્યું. કેસરદેવ તરત એ કળી ગયો. 'એ તો ત્યારે આટલામાં જ હશે. જયદેવ હમણાં જાય છે. જયદેવ! પહેલાં તું આ સુમરાના માણસને વિદાય દઈ દે!'

સુમરાનો માણસ જતાં જતાં બોલ્યો: 'મહારાજ! પાંચસો ઘોડાં હાંકી આવ્યા, છતાં સિંધનાથે મોટું મન રાખીને કાંઈ ન હોય તેમ મને મોકલ્યો—પણ હવે—'

'એ તો મોટું મન રાખ્યું છે ભા! અમારો આ ખારોપાટ નિહાળીને—આંહીં કોઈનો ડંકો વાગે એમ નથી તો—તું તારે જા હવે.'

જયદેવ સુમરાના માણસને લઈને ગયો. કેસર કાર્તિકસ્વામી તરફ ફર્યો: 'કાર્તિકસ્વામી! એક પળનો પણ હવે વિલંબ કરવા જેવું નથી. શી રીતે ભાગી એ પછી કળાશે—પણ એ પકડાય તો સિંધની બધી હકીકત આપણને મળી આવે! જયદેવ આવે કે તુરત તમે ને જયદેવ બે દિશા પકડો. તમારું આંહીંનું કામ પતાવી નાખો. અલ્યા, કઈ બાજુ ગઈ લાગે છે, સાણંગ?'

સાણંગ તો પ્રતાપદેવી કેમ ગઈ એ વાત જ કળી શક્યો ન હતો. એનું ધારવું હતું કે હજી એ આંહીં જ હોવી

જોઈએ. તે ગભરાતો ગભરાતો બોલ્યો: 'મહારાજ! એ ગઈ નથી.'

'ત્યારે?'

'એ ત્યાં જ લાગે છે.'

સિંધના દૂતને સાંઢ આપી વળાવીને જયદેવ આવી પહોંચ્યો હતો. તેનું મોં ધોળું પૂણી જેવું થઈ ગયું હતું. તેને કેસરે જોયો.

'અલ્યા! વંત્યાકનું શાક ને ભેંશના દૂધનું દહીં બહુ ખાતો લાગે છે. ઘોરતો રહ્યો ને આને જવા દીધી!'

'મહારાજ!' જયદેવ બોલ્યો: 'અમને ઊંઘતા રાખીને રાંડની ગઈ હોત તો લાગત નહિ!'

'ત્યારે? તમે જાગતા હતા?'

'જાગતા હતા, વાતો કરતા હતા—ને એ ચાલી ગઈ છે!'

કેસરને હવે પાટણનો પ્રતાપદેવીવાળો સ્મશાનનો પ્રસંગ સાંભરી આવ્યો. એના ઉપર પ્રતાપદેવીને પકડવાનું ઋણ પણ ઊભું હતું. આજે હાથ આવેલી બાજી વેરાઈ ગઈ. તેને લાગ્યું કે કાંઈક વશીકરણ કે નજરબંધી કરીને પ્રતાપદેવી ભાગી ગઈ છે. હવે એક પળ ખોવી એ હાથે કરીને પ્રતાપદેવીને વધુ તક આપવા જેવું લાગ્યું.

'જયદેવ! મારી રણબંકી શણગારો—!' તે નિશ્ચયાત્મક અવાજે બોલ્યો.

એ જ વખતે ઝરૂખા ઉપરથી રાણીનો મીઠો ટહુકો સંભળાયો: 'મહારાજ! એ તો નાની વસ્તુ વાસ્તે મોટી વસ્તુ ખોવા જેવું થાય. તમારે તો આવતી કાલે ચારણ-ભાટ આવીને ઊભા રહેશે. મહારાજે સૌને તેડાવ્યા તો છે.

ને હજી સાંઢો તો ત્યાં સુમરાને ત્યાં રહી છે!'

'અ...રે! હા! કાર્તિકસ્વામી! ત્યારે તમે ને જયદેવ બન્ને ઊપડો—

'મહારાજ, ઊપડો તો તમે પણ ખરા—રણબંકીને શણગારો જયદેવ! મહારાજ ખારોપાટ વીંધશે.'

'ખારોપાટ વીંધશે? શું કહ્યું, દેવી?'

'એ તો એમ, મહારાજ! કે તમે સૌ નીકળો તો સાથે જ. સુમરાનો દૂત હજી આંહીં છે. એ ત્યાં પહોંચશે તમારી પહેલાં, તો ખબર આપશે કે મહારાજ પણ ચોર પકડવા ગયા છે. ચોરની પાછળ તો આ બે જણા જશે. ને મહારાજ તો ખારોપાટ વીંધીને પહોંચ્યા હશે સુમરાને ત્યાં. ત્યાં સૌ નિરાંતે સૂતા હશે—પેલી એક બે વસ્તુ તમારે લઈ જવાની છે એ તો મેં ક્યારની તૈયાર કરાવી રાખી છે!'

'અલ્યા હા—જયદેવ! ત્યારે તું તૈયારી કર—કાર્તિકસ્વામી!'

'મહારાજ! સાથે કોણ આવે છે? ને કેટલા જણાને તૈયાર કરવાના છે?'

'અરે! ગાંડાભાઈ! હું ને મારી રણબંકી બે જ બસ છીએ. સાથે કોઈનું કામ હોય? આ ક્યાં મોટો કિલ્લો પાડવાનો છે?'

કેસરની નિર્ભયતા ને તેનો અડગ વિશ્વાસ એ બન્નેની કાર્તિકસ્વામી ઉપર ગંભીર અસર થઈ. તેને લાગ્યું કે મહારાજ ભીમદેવની પડખે આવા યોદ્ધા હોય તો જ મહારાજ શોભે.

'કાર્તિકસ્વામી! તમે?'

'હું તો તૈયાર છું, મહારાજ! માત્ર એક સંદેશો મહારાણીબાનો, બાને પહોંચાડી આવું એટલી જ વાર—પછી હું પણ તૈયાર—!'

'હા—પહોંચાડી દો. ચાલો જલદી, જયદેવ! મારી રણબંકી?'

'છોકરીઓ! ક્યાં ગઈ એ...લી—?' ઝરૂખામાંથી રાણીનો અવાજ સંભળાયો: 'મહારાજને શકુન કરાવવા કુંકુમ લાવો—કેસર લાવો—ને મંગળશિવજીને બોલાવો.'

કાર્તિકસ્વામી રાણી જયવતી પાસે આવીને ઊભો.

કેવળ રજપૂતીધર્મને જ વરેલી આ નારીની પાસે વાત મૂકતાં પહેલાં એ ધ્રૂજ્યો. પછી ધીમેથી પ્રણામ કરીને બોલ્યો: 'બા! હું જે કામે આવ્યો હતો, ને જે કામ કર્યાં વિના જવું મુસ્કેલ છે, એ કામ તમારી સાથેનું છે.'

'મારી સાથે? કેમ?'

કાર્તિકસ્વામીએ વાતને લંબાવવાના હેતુથી બીજી જ વાત કહી: 'મહારાજની પડખે રણમાં શોભી ઊઠે માટે મંત્રીશ્વરે મકવાણાજીને યાદ કર્યા છે!'

'એ તો મકવાણાજી ત્યાં આવશે, સુભદ્રરાજ! પણ આંહીંનું પતે ત્યારપછીનાં?'

'એક બીજી વાત મહારાણીબાએ કહેવરાવી છે.'

'કોણે બહેને? ઉદેમતિએ?'

'ના, બા, રાણી ચૌલાદેવીએ.'

જયવતીનો ચહેરો પડી ગયો. કાર્તિકને લાગ્યું કે વાત ત્વરાથી પૂરી કરવી જોઈએ.

'એને ને મારે શું? સુભદ્રરાજ! તમે ભૂલ કરતા હશો.'

'એમ નથી, બા. મકવાણાજી ત્યાં હતા, ત્યારે ચૌલા-દેવીએ કહ્યું હતું.'

'શું ?'

કાર્તિકે કાવ્યની શક્તિ દેખાડી: 'કે જે નારી આ પુરુષનો પ્રેમ જીતી ગઈ હોય એ મારા કામનું મહત્ત્વ સમજી શકશે. મહારાજ ભીમદેવને પણ જાણ ન થાય તેમ ચૌલાદેવીએ એક તામ્રપત્ર બહેનને આપ્યું છે.'

'કે ?'

'કે મારો વંશવારસ રાજગાદી ન સ્વીકારે.'

'પણ એ તો—એ વખતે કલહ થાય. ક્યાં છે તામ્રપત્ર ?'

કાર્તિકે તામ્રપત્ર કાઢીને જયવતીના હાથમાં આપ્યું.

'પણ એ તો ભાવિકુમારની વાત છે—એમાં અત્યારે બાંધેલી વાત શી કામની ?'

'ચૌલાદેવી કહે છે મારો પુત્ર ગાદી નહિ સ્વીકારે એમ મેં કહ્યું એમાં એક ઊંડો અર્થ રહ્યો છે.'

'શું ?'

'જેમ દીપમાંથી દીપ પ્રગટે, તેમ ભાવનામાંથી ભાવના પ્રગટે. જીવનની એ મહદ કસોટી. મારો શંકરમંદિરનો તપોધર્મ મને એ સામર્થ્ય આપી રહેશે.'

જયવતી એક ઘડીભર વિચાર કરી રહી. થોડી વાર પછી સમજી હોય તેમ બોલી: 'એમ ? ત્યારે આ જમાનામાં પણ એવી અયોધ્યાવંશની ભાવના કોઈ સેવે છે ખરું. સુભદ્રરાજ ! આ વાણી ચૌલાદેવીની છે ? ત્યારે તો ભલે, હું આપદ્ધર્મે એ સાચવીશ. ઈશ્વર મને પણ એ વસ્તુની મહત્તા સાચવવાનું

સામર્થ્ય આપે ! લાવો—ક્યાં છે ?—'

'એ તો તમને આપ્યું છે તે. એક બીજી વાત છે, મહારાણીબા !'

'શું ?'

'તમે કદાચ—કોને ખબર છે ?—'

'હોઉં ન હોઉં એમ નાં ?—'

'ના, એમ નહિ. એમ કે વિપત્તિકાળે કાલે શું થાશે ?—પણ તમારા વારસને આ સોંપજો. જીવની પેઠે જાળવીને પણ એ યોગ્ય હાથમાં યોગ્ય સમયે પાછું આપે.'

રાણીએ ત્વરાથી તામ્રપત્ર સંતાડીને એક બાજુ પર મૂકી દીધું.

મકવાણો આવી રહ્યો હતો.

થોડીવારમાં કન્યકાઓ આવી. એમણે રાજાના ચાલવાના માર્ગમાં મોતીના સાથિયા પૂર્યા. નીચે મંગલશિવ રણબંકીને ને તેના સ્વામીને વિધિપૂર્વક આશીર્વાદ આપવા તૈયાર ઊભો હતો. મકવાણાની ભેટમાં મહારાણી એની કટાર બંધાવી રહ્યાં હતાં. મકવાણાએ જવા માટે પગ ઉપાડ્યો કે તરત એના માથા ઉપર પુષ્પવૃષ્ટિ કરતી મહારાણી એને નમી રહી.

થોડીવાર પછી કીર્તિગઢના દરવાજામાંથી ત્રણ સાંઢો ઝપાટાબંધ ઊપડી ગઈ.

સિંઘનો દૂત એ દૃશ્ય જોઈને ચાલતો થયો. એના મોં ઉપર આનંદની કે મશ્કરીની શાની રેખા હતી તે કળવું મુશ્કેલ હતું.

## ૫. બે રસ્તા ફંટાયા

કીર્તિગઢ છોડીને થોડે દૂર ગયા એટલે કેસરદેવે કાર્તિકસ્વામીને એમનો માર્ગ બતાવ્યો: 'સુભદ્રરાજ! આંહીંથી હું હવે મારે માર્ગે જઈશ. બીજું કાંઈ કહેવાનું છે તમારે? મહારાજના ચરણમાં અમારા પ્રણામ ધરજો. કહેજો કે મકવાણો થોડા રોજમાં આવી રહ્યો છે.'

'બસ, મારે તો સંદેશો આપવાનો હતો મંત્રીશ્વરનો કે આડાવળાનું જુદ્ધ મકવાણાજી વિના શોભતું નથી તે મેં મહારાજને આપી દીધો. આંહીંનું કામ પતાવીને વહેલાવહેલા એ પંથે પળજો. બીજું શું?'

'એ સંદેશો તો અંતરમાં ઉતારી લીધો. અને જયદેવ તું? તું હવે ક્યારે પાછો ફરીશ?'

'પ્રતાપદેવી પકડાય કે તરત હું પાછો ફરું છું!'

'જુઓ, તમને બેયને કાંઈ નિરુત્સાહી કરવા નથી. પણ પ્રતાપદેવીની આશા છોડીને જ આગળ વધજો.'

'એમ કેમ બોલ્યા, મહારાજ?'

'એને હું ઓળખું છું, જયદેવ! તું જ કહેને તને ખબર છે એ શી રીતે ગઈ?'

'એક વાત હવે સાંભરી આવી, મહારાજ! આખી રાત કોઈ કહેતાં કોઈ ધર્મશાળામાં આવ્યું ન હતું. કોઈ ધર્મશાળામાંથી ગયું પણ નથી. સાણંગ ને હું બન્ને જાગતા પડ્યા હતા. માત્ર મોડી રાત સુધી ડેલીનું બારણું ઉઘાડું હતું—વખતે કોઈ મુસાફર આવી ચડે તો! એ દરમ્યાન એક કૂતરું માત્ર ભાગી ગયું હતું—તે પણ સાણંગે એના ઉપર લાકડી છૂટી ફેંકી ને એ ડાંવકારું દેતું ભાગી ગયું. બાકી કાંઈ બન્યું નથી—તો પછી એ પ્રતાપદેવી ભાગી ક્યાંથી?'

'એટલે તો તને કહું છું કે જો તું એને પકડી પાડે તો તું જ અમારો વેરો.*'

'હું એની પછવાડે જ છું. હવે જોઈએ કોણ જીતે છે!'

'ત્યારે જો, આડાવળામાં જવું પડે તો ત્યાં જઈને પણ એને પકડી, મંત્રીશ્વરને સોંપી પછી જ પાછો ફરજે—ઠીક ત્યારે, કાર્તિકજી!'

મકવાણાએ હાથ લંબાવ્યો. બન્ને જણાએ પ્રણામ કર્યાં. રણબંકી ઊપડી.

જયદેવ ને કાર્તિકસ્વામી એને જતી જોઈ રહ્યા. એક પળમાં તો ક્ષિતિજ ઉપર એ બિંદુમાત્ર બની ગઈ. 'મહારાજની પાસે આ રણબંકી છે, ભટ્ટરાજ! ત્યાં સુધી તો મહારાજ અજેય છે. હમણાં બે ઘડીમાં સુમરાનો મુલક દેખાડી દેશે!'

પ્રતાપદેવી ક્યાંય નજરે ચડે તો એને નિહાળવા માટે બન્ને જણા ચારે તરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યા.

લાંબી નજર પહોંચે ત્યાં સૂકી રેતી જ રેતી હતી. કોઈ

* લાખા ફુલાણીનો અત્યંત કુશળ ગુપ્તચર. મૂલરાજ સોલંકીના જમાનામાં થઈ ગયો.

ઝાડ, પશુ, પંખી માણસ કાંઈ કહેતાં કાંઈ નજરે પડતું ન હતું.

ચારે તરફ ચોરદૃષ્ટિ રાખતા તેઓ આગળ વધ્યા. એમ ને એમ એ થારાપદ્ર સુધી આવી પહોંચ્યા. હજી સુધી કાંઈ પત્તો લાગ્યો ન હતો.

થારાપદ્રને પાદર એક વડ નીચે એમને વિસામો લેવાનું મન થઈ આવ્યું. ભૂખ પણ હવે કકડીને લાગી હતી. રાતભરનો ઉજાગરો હતો. તેમની સાંઢો થાકી હતી. ત્યાં ઊભેલા એક રબારીને પૂછ્યું. પણ કોઈ ઓઠી આ રસ્તે નીકળ્યો હોય તેવું લાગ્યું નહિ.

બન્નેને ખાતરી થઈ ગઈ કે પ્રતાપદેવીએ પોતાની લેશ પણ નિશાની પાછળ રહેવા દીધી નથી.

વડનો ઘાટો છાંયો ને પાણીનો આધાર દેખી તેમણે ત્યાં કટકબટક પેટને ભાતું આપી દેવાનો વિચાર કર્યો. વધારે વખત ગાળે તો તો પ્રતાપદેવીનો પત્તો મેળવવો મુશ્કેલ હતો. એટલે અત્યારમાં નાહીધોઈ ભાતુંપોતું કરી લઈ તુરત આગળ વધવું, એવો નિશ્ચય થયો.

કાર્તિકસ્વામીએ રસોઈની તૈયારી કરી. જયમલ લાકડાં વીણવા ગયો. અત્યારમાં બધું પતાવી તેઓ બની શકે તો આજનો આખો દિવસ પ્રતાપદેવીને પકડવા તનતોડ મહેનત કરવાના નિશ્ચય ઉપર આવ્યા હતા.

જયમલને કોઈક સાંઢનાં પગલાં આડેમાર્ગે જતાં જોવામાં આવ્યાં એટલે એ લાકડાં વીણતો હતો ત્યાં જ થંભી ગયો.

'કોઈનું મોતી મળ્યું કે શું? જયદેવજી! કેમ ત્યાં થોભી ગયા?'

'સુભદ્રરાજ! આ જુઓ તો ખરા—સાંઢને કોઈએ આ રસ્તેથી બીજે માર્ગે વાળી છે—'

'ત્યારે તો એ જ !'

કાર્તિકસ્વામી ત્યાં પહોંચ્યો. સાંઢ ને ઘોડાનાં એવાં બે જાતનાં પગલાં તેણે જોયાં. તે બહુ બારીકીથી જોવા લાગ્યો. પણ કાંઈ સમજણ પડી નહિ.

'જયદેવજી ! એકલી સાંઢ નથી. કોઈ ઘોડેસવાર પણ સાથે છે. વળી એકાદ બે ગધેડાં પણ જણાય છે. જુઓ—' તેણે ચારે તરફ પડેલાં પગલાંની વિવિધતા બતાવી.

'કોણ હશે ?'

'શી ખબર પડે ? કાંઈ કળી શકાય તેવું નથી. પણ પગલાં—બન્ને દિશા તરફ જાય છે એ શું ?'

'પ્રતાપદેવી આંહી સુધી આવી હોય ને આંહીંથી કોઈની સાથે થઈ ગઈ હોય એમ હશે ?'

'એમ પણ હોય !'

'તો આપણે કઈ દિશા પકડવી ?' ઘડીભર બન્ને વિચાર કરતા ઊભા રહ્યા. અંતે સાંઢનાં પગલાંની દિશા જયદેવે લેવી, અને જે બાજુ ઘોડાં, ગધેડાં, માણસ ગયાં હતાં તે દિશા કાર્તિકસ્વામીએ લેવી એમ નક્કી થયું.

હવે રસોઈ બનાવવાની શરૂઆત કરી દીધી. સાંઢને એટલી વાર છૂટી મૂકી, ચરવા દઈ, થોડીવારમાં જ બન્ને જણા પાછા ચાલવા માટે તૈયાર થઈ ગયા. નીકળતા પહેલાં એક વખત ફરી પેલાં પગલાં પડ્યાં હતાં તે જોવા ગયા.

'જયદેવજી ! આંહીં સુધી એ આવી છે એ ચોક્કસ થયું—'

'કેમ શાને આધારે એમ ધારો છો ?'

'જુઓ આ—' કાર્તિકસ્વામીએ એક નાનું સુંદર

નારીનું પગલું બતાવ્યું: ' આ જોયું ?' જયદેવ તે નિહાળી રહ્યો: ' હા લાગે છે તો એમ જ—આંહીંથી એણે કોઈનો સંગાથ કર્યો હોય કે માર્ગ બદલ્યો હોય. બીજાં પણ કેટલાંક પગલાં આ તરફ પડ્યાં લાગે છે, જુઓ!'

બન્ને જણાએ બારીકીથી ફરી અવલોકન કર્યું. કેટલાંક પુરુષ અને સ્ત્રીનાં બન્નેનાં પગલાં દેખાતાં હતાં.

' તમે હવે સાંઢની પાછળ પડો—ભિન્નમાલને રસ્તે. હું પકડું છું આ બીજો માર્ગ. આપણે ચકરાવો લઈને ત્યાં મળીશું—ચંદ્રાવતીને પંથે. '

' હાં! બસ એ ઠીક. કાં તો ત્યાં સુધીમાં પત્તો લાગી જાય છે. તમે થોડે દૂર જઈ—પછી અર્બુદગિરિને પંથે મરડાજો. હું * પર્ણાશા નદીનો કાંઠો વટાવી અંબાભવાની પાસેથી ચંદ્રાવતી તરફ વળીશ—જો કે મને ભરોસો નથી.'

' કેમ? શાનો ભરોસો નથી? કેમ એમ બોલ્યા, કાર્તિકેયજી!'

' ધંધૂકરાજ સાથે યુદ્ધ થતું હશે તો તો ચંદ્રાવતી આપણે એમાંથી કોઈ નહિ પહોંચીએ!'

' કેમ?'

' કારણ કે રસ્તામાં ઠેરઠેર રોકાણ થશે. પણ હવે જે જ્યાં પહોંચે ત્યાં ખરો. પ્રતાપદેવી તો ગમે તે માર્ગે ચિત્રકોટ જ જવાની એ ચોક્કસ. એટલે રસ્તા તો આ બે જ છે. કાં આડાવળા વીંધીને કોઈ નાળમાંથી નીકળી મેદપાટ ભણી વળે તો એ મરુભૂમિ તરફ ગઈ હોય. અને કાં અંબાભવાની જઈને ચંદ્રાવતીથી રસ્તો કાઢે.'

* બનાસ નદી.

## ૬. ડાહ્યો શિષ્ય સ્થદ

**કાર્તિકસ્વામી** આગળ જતાં પર્ણશા નદી ઓળંગી પૂર્વ તરફ વળી ગયો.

એનો વિચાર હવે વહેલામાં વહેલી તકે ચંદ્રાવતી પહોંચવાનો હતો.

દામોદરે એને ઘણી વખત કહ્યું હતું કે કેટલાક માણસો તમે જેટલું કહો તેટલું જ કરે છે. કેટલાક તમે કહો તેનાથી ઊંધું કરે છે. જેનામાં શક્તિ હોય એ જ તમારા કહેવા ઉપરાંત કાંઈક કરી આવે છે. તમારે પણ કાનની બૂટ પકડીને એની વાતને કબૂલ કરવી પડે. મંત્રીશ્વરનો બીજો એક પ્રિય સિદ્ધાંત હતો. ઘણા માણસોવડે નહિ—થોડા માણસોવડે જંગ જિતાય છે. અત્યારે એ વટેશ્વર તરફ જઈ રહ્યા હતા, ત્યાં પણ તેની પાસે બહુ સૈન્ય ન હતું.

દામોદરની ઇચ્છા હતી કે લડાઈ વિના જય મેળવવો. એણે કાર્તિકસ્વામીને એ કહ્યું પણ હતું: 'જો શત્રુની બરાબર ખબર મેળવો તો તમારે યુદ્ધ જીતવાનું હોય—યુદ્ધ કરવાનું ન હોય.' દામોદરના આ શબ્દો હજી એના કાનમાં રમી રહ્યા હતા. એટલા માટે ચંદ્રાવતીના સમાચાર સૌથી પહેલા

મેળવી લેવા સારુ કાર્તિકસ્વામી એ તરફ જઈ રહ્યો હતો.

એ જાણતો હતો કે પ્રતાપદેવી તો હવે સેનાપતિ સાઢાના સૈન્ય તરફ જ જઈ રહી હશે.

પણ એ કયે રસ્તે જાય છે એ જાણવું મુશ્કેલ હતું. એની પાછળ હવે વખત ગુમાવવો એ એને ઠીક લાગ્યું નહિ. જયદેવ એની પાછળ પડ્યો છે ને તે જો એને પકડી પાડશે તો ઠીક છે. આવી રીતે મન મનાવી તે વધુ મહત્ત્વના કામ પ્રત્યે વળી ગયો.

ચંદ્રાવતીના સમાચાર વહેલામાં વહેલી તકે દામોદરને પહોંચાડવાની એને જરૂરિયાત લાગી.

જેમજેમ એ રસ્તે આગળ વધતો ગયો તેમતેમ એને સોલંકીસૈન્યના વિજયસમાચાર મળતા ગયા. ઠેકાણે ઠેકાણે લોકો એ જ વાતો કરી રહ્યા હતા. વધારે આગળ ગયો તો અવનવા પરસ્પરવિરોધી સમાચારથી વાતાવરણ છવાઈ ગયેલું લાગ્યું. કેટલાક કહેતા હતા કે ધંધૂકરાજ નાસી ગયા છે. કોઈએ કહ્યું કે તે વિંધ્યમાર્ગે સૈન્ય એકઠું કરે છે. ઊડતા સમાચાર એવા પણ હતા કે ચંદ્રાવતીમાં જ તે પકડાઈ ગયા છે. ક્યાંક વાત થતી હતી કે વિમલ દંડનાયકનું સૈન્ય તો કાંઈ વિસાતમાં નહિ, એટલું સૈન્ય લઈને મહારાજ ભીમદેવ પોતે આવી રહ્યા છે. કેટલાકને ધંધૂકરાજની બહાદુરી લાગતી કે તે નાસી છૂટવામાં ફતેહ મેળવી શક્યા. કેટલાકને એમાં પરમારવંશની નામોશી જણાતી. સાચી વાત શી હતી તે કળવું મુશ્કેલ હતું. કાર્તિકસ્વામીને લાગ્યું કે આ સમાચાર પ્રતાપદેવીને મળ્યા હોય તો એ સોલંકીઓના વિજયપ્રદેશમાં આવવાને બદલે ખેડબ્રહ્માને રસ્તે આગળ વધી, વાગડમાં થઈ

મેદપાટમાં ઊતરી પડે. એટલે એ આંહીં હોવાનું એને અશક્ય લાગ્યું.

એને તો હવે ધંધૂકરાજની ખરી હકીકત શી છે એની જો ખબર મળે તો આડાવળામાં પડેલા મંત્રીશ્વર દામોદરને એ સમાચાર પહોંચાડવાની તાલાવેલી લાગી હતી. તો મંત્રીશ્વરની યોજનાની સાંકળમાં એ પોતે પણ એક મહત્ત્વનો અંકોડો બની રહે.

ચંદ્રાવતી તરફ જતો ધોરી માર્ગ પકડવાને એક સાંજે અંબાભવાનીના ડુંગરાઓની તળેટીમાં એ આવી ચડ્યો.

સાંજ પડી હતી. અનેક રળિયામણા ડુંગરાઓમાં થઈને માર્ગ જતો હતો. પણ હવે એ માર્ગે અત્યારે આગળ વધવું જોખમભરેલું હતું. વળી પોતાની સાંઢના બદલામાં જો કોઈ સારો ઘોડો મળી જાય તો એ તપાસ પણ આંહીંથી કરી લેવાની હતી.

મંદિરોનાં નામ ખોળતો ખોળતો તે જૂના વખતના પોતાના એક સાધુમિત્રને મળવા ઊપડ્યો.

એનો એ મિત્ર શૈવપંથની પાશુપતશાખાનો અનુયાયી હતો. એ મંત્રજંત્ર જાણતો, જ્યોતિષનું જ્ઞાન ધરાવતો, શાસ્ત્રજ્ઞ ગણાતો. ને કાર્તિકસ્વામીએ તો એમ સાંભળ્યું હતું કે એના આપેલા મુહૂર્તે જ ધંધૂકરાજ ગજસવારી કરતો.

શોધતાં શોધતાં અંતે એનો મઠ તો જડ્યો. પોતાની સાંઢને એક ઝાડે બાંધી તે મઠને દરવાજે ગયો. 'છે મઠપતિ રુદ્રરાશિજી ?' એણે એક બાવાને પૂછ્યું.

બાવાએ કાંઈ જવાબ આપ્યો નહિ. માત્ર ના પાડવા ડોકું ધુણાવ્યું.

કાર્તિકસ્વામી અંદર ગયો. ત્યાં શંકરમંદિરના સાન્નિધ્યમાં તેણે બેચાર શિષ્યોને બેઠા બેઠા પંચાક્ષરી મંત્ર ભણતા જોયા.

કાર્તિકસ્વામીએ મંદિરનાં પગથિયાં ચડી દેવાધિદેવને ભક્તિથી પ્રણામ કર્યાં. પોતે પણ એક તરફ થાંભલા આડે કોઈ ન દેખે તેમ બેસી મંત્રોચ્ચાર કરવા લાગ્યો.

ધૂન પૂરી થવા આવી ત્યાં એક શિષ્ય બોલ્યો: 'સ્થદ્દજી ! ગુરુજીએ જતાં જતાં અમને કહ્યું હતું કે આ સ્થદ્દને સંભાળજો. એને વાતો કરવાની બહુ બૂરી ટેવ છે!'

કાર્તિકસ્વામીએ જાણ્યું કે રુદ્રરાશિ તો બહાર ગયો લાગે છે. તેણે પેલા શિષ્યોની વાતમાં દેખીતી ઉપેક્ષા બતાવી—વાત જાણવાના હેતુથી કાન સરવા રાખી તે ઊંડા રસ લેવા માંડ્યો. વાતોડિયા માણસો એને મિત્ર જેવા લાગતા.

'અને મને ગુરુજીએ શું કહ્યું હતું તે કહું?' સ્થદ્દ બોલ્યો.

'કહો જઈ—તમે પટ્ટશિષ્ય એટલે તમને તો કહે જ નાં—?'

'મને કહ્યું હતું કે આ બધાને તું સંભાળજે. એ બધા વેદિયા ઢોર જેવા છે. બોલવું હોય ત્યારે મૌન રાખે છે ને મૂંગા રહેવું હોય ત્યારે બોલબોલ કરે છે.'

'ત્યારે ગુરુજીએ અમને કહ્યું તે ખોટું, એમ નાં?'

'ના. હું એમ ક્યાં કહું છું? એ પણ સાચું ને આ પણ સાચું!'

'સારું. ત્યારે તમે ઠીક પડે તેમ કરજો—માત્ર ભાંગની લોટી એકાદ ઓછી લેજો!'

સ્થદ્દ આંખો ચડાવીને બોલ્યો: 'જુઓ, શિષ્યો! ભાંગ

કાંઈ જેવાતેવા જીરવી શકતા નથી. ભાંગની લોટી એક શું દસ કેમ પીતા નથી? એને જીરવતાં આવડવી જોઈએ. કેટલાક ભાંગ પીએ છે ને બકબક કરે છે. કેટલાક ભાંગ પીએ છે ને જગદંબાનાં દર્શન કરે છે!'

સૌ સ્થટ્ટની વાણીથી હસી પડ્યા: 'ત્યારે, તે દિવસે પેલી ઉજ્જૈનવાળી વારાંગના આવી ત્યારે તમને ભગવાન ચંદ્રમૌલીશ્વરની ચંદ્રિકા સાંભરી આવી હતી!'

'એ—રુદ્રદત્ત! તને આ પંથનું તત્ત્વ મળ્યું નથી ને બોલબોલ કર મા, હજી શુદ્ધોચ્ચાર તો આવડતા નથી!'

'મારા ઉચ્ચાર ભલે અશુદ્ધ રહ્યા; પણ આચાર—'

'અરે! તમે પામરતાની હદ બતાવો છો રુદ્રદત્ત! ભગવાન નીલકંઠનો શિષ્ય કોઈ પણ પ્રકારના આચારનો આઘાત પામે ખરો? તમને આ પંથનું એક તણખલું પણ મળ્યું નથી, એટલે જ ભાંગનો મર્મ સમજતા નથી.'

સ્થટ્ટની ગર્વીલી વાણી કોઈને ગમી હોય તેમ લાગ્યું નહિ. તેઓ કાંઈ બોલ્યા નહિ. એક પછી એક પોતપોતાને માર્ગે જવા લાગ્યા.

જ્યારે બધા ચાલ્યા ગયા ને સ્થટ્ટ એકલો રહ્યો ત્યારે કાર્તિકસ્વામી ઊઠીને તેની પાસે આવ્યો. આવીને તેને બે હાથ જોડીને પ્રણામ કર્યા. 'સ્થટ્ટજી પટ્ટશિષ્ય કોનું નામ? મારે એમને મળવું છે!' કાર્તિકસ્વામી બોલ્યો.

પોતાનું નામ ભાવિ મઠપતિ તરીકે વપરાતું જોઈ સ્થટ્ટનો જીવડો જરાક સંતોખાયો. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી, પણ પોતાને મળેલ આ મહાન માનનો મંડપના થાંભલા સિવાય બીજો કોઈ સાક્ષી દેખાયો નહિ.

'કેમ, તમે ક્યાંથી આવો છો? મારું નામ તમે ક્યાંથી જાણો?'

કાર્તિકે જવાબ વાળ્યોઃ 'તમારું નામ મઠપતિ રુદ્રરાશિને મોંએ બોલાતું મેં વારંવાર સાંભળ્યું છે. અમે બન્ને એક વખત નર્મદાકિનારે સાથે રહેતા.'

'ક્યાં?'

'ચોસઠ જોગણીના મંદિરમાં—ભેડાઘાટ પાસે.'

'એમ—ઓહો ત્યારે તમે તો—'

'અમે બહુ વખતના ધર્મબંધુ. મને એ ઓળખે, હું એમને ઓળખું. આમ જતો'તો નારાયણ સરોવર—કચ્છ પંથકમાં, ત્યારે કોઈ મળ્યો નથી તે મળતો જાઉં!'

'આવો, આવો, બેસો—મઠપતિ તો વટેશ્વર ગયા છે!'

રુથદ્ર ને કાર્તિકસ્વામી મંદિરના પાછળના ભાગમાં એક સ્વચ્છ ચોગાનમાં જઈને બેઠા. પોતે ગુરુનો પટ્ટશિષ્ય છે, ને આવનાર માણસનો સત્કાર કરી એનું મન જીતી શકે છે, એ વિચાર રુથદ્રના મનમાં ઘોળાઈ રહ્યો હતો.

'આંહીં કેટલાક હજી શિખાઉ શિષ્યો છે—'

'લાગે છે જ—મેં ઘણાને પૂછ્યું પણ કોઈ એ કાંઈ વિવેકભર્યો ઉત્તર ન વાળ્યો. એક તમારા તરફથી જ મંદિરને યોગ્ય સત્કાર મળ્યો.'

'એમાં એમનો પણ દોષ નથી. સમો એવો છે. પણ ક્યારે કેમ વર્તવું તે જાણવું જોઈએ. તમારે રસોઈ કરવી છે નાં?'

'ના, ના. હું તો એકભોજન જ કરું છું. નારાયણ સરોવરમાં નાહ્યા પછી જ બીજી વખત ભોજન કરવું

એવું વ્રત લઈને નીકળ્યો છું. જગ્યા તો બહુ રળિયામણી છે.'

'માની છત્રછાયા છે ને!'

'દેશ ઉપર આપત્તિ ન હોય તો તો મન થાય છે કે આંહીં આવીને રહું. મઠપતિ ક્યારે આવશે?'

'કાંઈ નક્કી નથી. દેશકાળ તો ચાલ્યા કરે. મા એક પડખું ફેરવે ને જીતનારાનું નામનિશાન પણ ન હોય!'

'એ તો છે જ હો—શું માએ બેઠાણું જોયું છે!'

'અધમમાં અધમ હોય પણ આંહીં આવે કે તરત એનો ઉદ્ધાર. ત્રણ દી પહેલાં એક આવી'તી?'

કાર્તિકસ્વામી વિચાર કરી રહ્યો: "આવી'તી એમ કહ્યું? કોણ હશે? પ્રતાપદેવી તો ન હોય?" પણ તેણે પોતાની કુતૂહલતા દબાવી દીધી. તે મોટેથી બોલ્યો: 'આંહીં અધમનો ઉદ્ધાર નહિ થાય તો બીજે ક્યાં થશે?'

'હતી માળવાની. આંહીં મા અંબાભવાની માટે દીવાનાં કોડિયાં લઈને કોઈ કુંભાર કુટુંબ આવેલું તેની સાથે આવી હતી. પણ અમે ઓળખીએ નાં? જાતની વારાંગના કાંઈ છાની રહે? અને તેમાં પાછી ઉજ્જેનની?'

'એ તો આંખને અણુસારે ખબર પડી જાય!'

'હં, ત્યારે?'

એટલામાં એક બાવો ભાંગની બે લોટી લઈને આવ્યો: 'હાં! લાવ્યો નાં; લ્યો, ભોળા જોગંદરનો પ્રસાદ!' સ્થદ્દ એક લોટી ચડાવી ગયો. કાર્તિકસ્વામીને એક લોટી આપી.

કાર્તિકસ્વામીએ થોડી પ્રસાદ પૂરતી ભાંગ લીધી. બીજી સ્થદ્દ માટે રહેવા દીધી: 'મને બહુ ચડે છે!'

'આ તો ભગવાન શંકરનું ચરણામૃત—એની લીલા

જાણે એને માટે અમૃત. હર—ઓમ્— ' સ્થદ્દ બીજી લોટી પણ ચડાવી ગયો. એટલામાં બાવો બીજી બે લોટી લાવ્યો. બમ્ ભોળા—સ્થદ્દે તો ત્રીજી પણ લીધી. થોડીવાર પછી ડુંગરાઓ ઉપર ચાંદની જામી અને એણે ત્યાં જ પથારી કરી. સ્થદ્દને ભાંગ પણ જામી. છેલ્લો શબ્દ જે એ બોલ્યો હતો—એને જ આધારે તે વધુ બોલવે ચડી ગયો.

'મેં તો કીધું તું વારાંગના છો તો ભલે. પણ માને ચરણે પડતા પહેલાં એના ભક્ત પાસેથી દેહશુદ્ધિ કરાવી લે—હા—હા—હા. કેવું? મેં કેવું જ્ઞાન આપ્યું?'

'એને જ્ઞાન લાગ્યું, ગુરુજી?'

'હોવે કેમ ન લાગે? જ્ઞાન લાગ્યું. જ્ઞાનગુટિકા લાગી. એની આંખ—મેં તો આંખ જોઈને જ કીધું કે ભક્તને ચરણે ગયા વિના મા જગદંબા તારો સ્વીકાર ન કરે!—'

'પછી તમારે શરણે આવી નાં?'

'ન આવે? એ મારે શરણે આવી. અને ધંધૂકરાજ—હેં... હેં... ઓળખો છો તમે?'

સ્થદ્દ યદ્દવા તદ્દવા બોલવા લાગ્યો.

'ધંધૂકરાજનું શું? સ્થદ્દજી!'

'તું ગુપ્તચર છે—તું ગુપ્તચર છે—તું ગુપ્તચર છે તારે જાણવું છે જાણી લે...લે—જા એ...ને પેલા મંદિરની પાછળની ગુફામાં ધંધૂકરાજ રહ્યા. જા—એ રહ્યા જા—ગુરુજીની રાહ જુએ છે જા—'

એમ ને એમ થોડીવાર વળી સ્થદ્દ બેઠો રહ્યો. પછી ખડખડાટ હસી પડ્યો: 'વારાંગના! હેં! વારાંગના! મેં એને કેવો માર્ગ બતાવ્યો?'

થોડીવાર સ્થટ્ટ એમ ને એમ પડ્યો રહ્યો. પછી નાચવા મંડ્યો. એને નાચતો રહેવા દઈ કાર્તિકસ્વામી હવે વાતનો તાગ લેવા માંડ્યો. ધીમે ધીમે જે દિશામાં સ્થટ્ટે બતાવ્યું હતું તે તરફ એ ગયો. તેને ભારે આશ્ચર્ય થયું. સ્થટ્ટની લવારી સાચી લાગી. આ બાજુ મંદિરો પૂરાં થતાં હતાં ને પાછળનું એક વિશાળ ચોગાન, ચારે તરફના નાના-મોટા ડુંગરાઓથી વીંટાતું હોઈ, અદશ્ય રહેતું હતું.

એ ચોગાનમાં જઈને કાર્તિકસ્વામી ગુપચુપ એક ઝાડના થડની ઓથે થોડીવાર ઊભો રહી જોવા લાગ્યો. કોઈની અવરજવર લાગી નહિ.

તે ધીમેથી ઝાડ ઉપર ચડી ગયો.

અનેક નાનીમોટી ટેકરીઓથી રક્ષાયેલું આ ચોગાન ગુપ્ત સ્થલ તરીકે ઉપયોગમાં આવી શકે તેવું હતું. મેદાનને છેડે ને એક ડુંગરાની બરાબર નીચે એક નાની સરખી દેરી જેવું લાગતું હતું.

કાર્તિકસ્વામીને શંકા પડી કે ધંધૂકરાજ વખતે આંહીં જ હશે—સ્થટ્ટના શબ્દો તે ફરી ફરી સંભારી રહ્યો.

થોડીવારમાં તેણે ડુંગરાની એક તરફની કેડીએથી કોઈ ઘોડેસવારને આવતો જોયો. એક માણસ તેને રસ્તો બતાવી રહ્યો હતો. 'ક્યાં? મહારાજ ક્યાં છે?' ઘોડેસવારે મેદાનમાં આવીને ઊતરતાંવેંત જ ઉતાવળે પૂછ્યું.

જવાબમાં પેલા આવનારે ડુંગરાના મૂળમાં આવેલી પેલી નાની સરખી દેરી બતાવી. કાર્તિકસ્વામીને પોતાની શંકા સાચી લાગી.

'કાંઈ બોલ્યા છે?'

'એટલું જ કે "પૂર્ણપાલ આવે તો તરત આંહીં આવે" !'

પોતાના ઘોડાને છુટ્ટો મૂકી દઈ પેલા માણસે બતાવી હતી તે દેરી તરફ ઘોડેસવાર ચાલ્યો. રસ્તો બતાવવા આવનારો માણસ પાછો વળી ગયો. એ ગયો કે તરત કાર્તિકસ્વામી ધીમેથી નીચે ઊતરવા માંડ્યો.

## ૭. પિતા અને પુત્ર

ઘોડેસવાર જે તરફ જતો હતો તે તરફ કાર્તિકસ્વામી જોઈ રહ્યો. એ અદૃશ્ય થયો કે તુરત જ એણે બતાવી હતી તે દિશા તરફ એ વળ્યો. ટેકરીઓના પડછાયાથી આંહીં અંધારું લાગતું હતું. અનેક વૃક્ષોથી વીંટાયેલા આ વિશાળ ચોગાનમાં કોણ ક્યાં જાય છે એ જોવાની કોઈને પડી હોય તેમ લાગ્યું નહિ.

કાર્તિકસ્વામી સાવચેતીથી ધીમેધીમે મા ભવાનીની દેરીના પાછલા ભાગમાં આવીને ઊભો રહ્યો. એ ઊભો હતો ત્યાંથી નીચે જતાં થોડાં પગથિયાં એણે જોયાં. તે ધીમેથી પગથિયાં ઊતરી આગળ ચાલ્યો. આગળ જતાં દિશાફેર થતી જતી હતી, પણ પગથિયાં તો નીચે ને નીચે પૃથ્વીની અંદર જતાં હતાં. પોતાની પાછળ કોઈ આવતું હોય તો એ સાંભળવા માટે કાન માંડીને એક ઘડીભર એ થોભ્યો. છેક નીચેથી કાંઈક અવાજ એને કાને આવ્યો.

હવે તે ત્વરાથી આગળ વધ્યો. વચ્ચે એક નાનો સરખો ચોક આવ્યો. તેની ચારે તરફ ચારે દિશાએ જવાય તેવું હતું. કાર્તિકસ્વામી એક બાજુ તરફ આગળ ગયો.

થોડે દૂર જતાં ક્યાંકથી પ્રકાશ આવતો જણાયો. તે એક મોટા કોરેલા ને કોતરેલા થાંભલાને આધારે ગોઠવાઈ ગયો.

પ્રકાશ નીચેથી આવતો હતો. પણ કોઈ આવતું દેખાયું નહિ. નીચેના ભાગમાં મૂકેલા દીપકની જ્યોતમાંથી પ્રકાશ આવી રહ્યો હતો. કાર્તિકસ્વામી સાવચેતીથી ફરીને આગળ વધ્યો. રસ્તો ડુંગરાને પડખે પડખે જતો હતો. ડુંગરાના પડખામાં ઠેરઠેર માણસ સમાઈ જાય એવડા મોટા ગોખલા હતા.

અવાજ વધારે સ્પષ્ટ સંભળાવા લાગ્યા. પોતાનો પડછાયો કળાઈ ન જાય એટલા માટે એ એક થાંભલાથી બીજે થાંભલે એમ અંધકારમાં ચાલી રહ્યો. અવાજ ને અર્થ બન્ને સ્પષ્ટ થતાં લાગ્યાં. તે અટકીને હવે ત્યાં જ ઊભો રહ્યો. ઉપરની ટેકરી જાણે ઘુમ્મટ બનીને રહી હતી. વચ્ચે ઊભેલા ને એક ખડકમાંથી કોતરેલા જબરદસ્ત થાંભલાનો આધાર એને મળી ગયો. બહારથી નાની દેરી જેવી લાગતી જગ્યા અંદર જતાં તો આખા ડુંગરને જાણે કોતરી કાઢ્યો હોય તેટલી વિશાળ ને અનેક થાંભલાઓને આધારે ઊભેલી મોટા મંડપ જેવી બની ગઈ હતી. કાર્તિકે જે વિશાળ થાંભલાનો આશ્રય લીધો તે એવી રીતે ગોઠવાયેલો હતો કે એની પાસે ઊભો એ બધાને જુએ—પણ કોઈની એના ઉપર નજર ન પડે—ને બહારથી આવનારને એ પહેલો જોઈ શકે ને બહાર જવા માટે એ પહેલો નીકળી શકે. એની આ પરિસ્થિતિ એને ગમી ગઈ. તે આગળ ન જતાં હવે ત્યાં જ ઊભો રહ્યો.

કોડિયામાં બળી રહેલા દીવાના ઝાંખા પ્રકાશમાં, કાર્તિક

ચિંતાભરી અવસ્થામાં બેઠેલા હોય તેવા બે જણ, તેની નજરે ચડ્યા. એમાંનો એક આધેડ વયનો, સશક્ત તેજસ્વી પુરુષ હતો. ચિંતાની રેખા છતાં તેમાંથી રસ્તો કાઢવાની અખૂટ શ્રદ્ધા હોય તેમ તે ટટ્ટાર ને માનભરેલી રીતે બેઠો હતો. તેના ચહેરા ઉપર 'ફના થઈશું' એવી વીરત્વની જ્યોતને બદલે 'માર્ગ અનેક છે—બીજો માર્ગ લેશું' એવી આગાહી આપનારી આશા બેઠી હતી. ચહેરા ઉપરથી તે કાંઈક હઠીલો, નમતું ન આપવામાં માનનારો લાગે; છતાં સમય પ્રમાણે પીઠ ફેરવનારો વ્યવહારકુશળ અનુભવી રાજવી પણ એ હશે એમ જણાય. તેની કાંઈક સાંકડી નાની આંખ અને નાકનો ને હોઠનો મરોડ તેને અસ્થિર વૃત્તિનો જણાવતાં હતાં. તે શાંત બેઠો હતો. તેની બરાબર સામે એક જુવાન ઊભો હતો. તે હમણાંજ આવ્યો હોય તેમ લાગતું હતું. બન્નેની વચ્ચે વયના તફાવત કરતાં સ્વભાવનો તફાવત મુખમુદ્રામાં સ્પષ્ટ રીતે અંકિત થયેલો જોઈ શકાય તેવો હતો. જોનારને એકદમ એ તફાવત જ નજરે ચડી જાય.

જુવાન એકદમ તેજસ્વી, આકર્ષક અને વિદ્યુતની રેખા જેવો હતો. તેના નાકની ગરુડી ઢબ, પાતળા ને લાંબા, કાંઈક નિશ્ચયથી દૃઢ રહેતા હોય તેવા આગ્રહી હોઠ, અને સુંદર વિશાળ તેજકિરણ જેવી એની કાળી ભીની આંખો— એના સ્વભાવમાં રહેલ મુખ્ય તત્ત્વને ઓપ આપતાં હતાં. તેના હાથ લાંબા હતા, ને એક લાંબી તલવાર તેની કેડ ઉપર લટકતી હતી. આ બે વસ્તુ પણ આકસ્મિક સંયોગને બદલે એના સ્વભાવનું નિયામક સ્વરૂપ દર્શાવનારી ગણવી જોઈએ.

એ નમવામાં નહિ—રોળાઈ જવામાં માનનારો, રણક્ષેત્રનો અદ્‌ભુત રસિયો પુરુષ હતો એમ તરત લાગી આવે. અને એનો પહેલો શબ્દ સાંભળતાં જ કાર્તિકસ્વામીને એ વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ.

'બાપુ ! દંડનાયક વિમલ અર્બુદમંડલને ઘેરતો આવે ને આપણે આંહીંથી વાગડ થઈ, ચિતોડમાં નાસી જઈએ એ મને તો માથામાં કોઈ ઝાટકો મારતું હોય એવું લાગે છે. મને ત્યાં દતાણીના રણક્ષેત્રમાં સૂવાનું મન છે !'

'તારી વાત, મારાથી અજાણી છે પૂર્ણપાલ ? આપણે પરમારોએ આડાવળાની નેળોમાં ને બહુ પાસે આવી ચડ્યા હોય તેમને દતાણીના રણક્ષેત્રમાં કાંઈ એક વખત રોક્યા છે ? દતાણીનું રણક્ષેત્ર તો આપણું કુરુક્ષેત્ર છે. પણ આપણે ભરોંસે રહ્યા.'

'તોય હજી શું બગડી ગયું છે ? જેને માથે મા ભવાનીનો પડછાયો છે એને વળી આવી ગણતરી હોય ખરી ?'

'પાટણમાં બે મહાન પક્ષ પડ્યા હતા એ સમાચાર તો આપણને મળ્યા હતા ખરું ? આપણે એ વાતનો મેળ મેળવી રહ્યા હતા, એ પણ મેં તને કહ્યું હતું.'

'હા.'

'વિમલ મંત્રીશ્વર ને મહારાજ વચ્ચે ખટરાગ થયો છે એવી વાત બહાર આવી હતી. મહારાજ ભીમદેવ નડૂલ ઉપર જવાના છે એ પણ આપણને ખબર હતી. એટલે તો એ નડૂલ ઉપર પહોંચે, અને કાં તો ત્યાં પરાજય પામે —ને એમ ન થાય તો, એ પાછા ફરતા હોય ત્યારે,

ધારાપતિના સેનાપતિ કુલચંદ્ર સાથે રહીને આડાવળામાં જ એને તળ રાખવા—આપણે આ તકની રાહ જોતા રહ્યા ને વચ્ચે દામોદર ઘા મારી ગયો. એનું સૈન્ય ત્યાં આડાવળામાં વટેશ્વર પાસે વચ્ચે પડ્યું. વિમલ આંહીં આવ્યો આવી રીતે બે બાજુ સૈન્ય વહેંચાશે ને આપણી બાજુએ ઘેરાશે એ આપણા ધ્યાન બહાર રહ્યું. હવે ઘા મારવામ નહિ—બીજી તક શોધવામાં ડહાપણ રહ્યું છે! હમણાં તે આંહીંથી મહારાજ ભોજરાજને ત્યાં ચિત્રકોટ ચાલ્યા જવું!

'મહારાજ ભોજરાજ ચિત્રકોટ છે?'

'હા; એ હમણાં ત્યાં જ છે ને ત્યાં જ રહેવાના છે.

'ત્યાં જઈને એના આશ્રિત બનવું એમ? ધરણી વરાહના વંશજની આ દશા?'

જવાબમાં ધંધૂક મુક્તહાસ્ય હસી રહ્યો: 'અરે! ગાંડા ભાઈ! મહારાજ ધરણીવરાહે પણ હંથુડીના રાઠોડનો આશ્રય લઈને પાટણપતિ મૂલરાજ સોલંકીનો ઘા ચુકાવ્યો હતો આપણે *ત્રિભુવનનારાયણનો આશ્રય લઈને પાટણપતિને ઘા ચૂકવીએ છીએ. અણી ચૂક્યો હજાર વરસ જીવે!'

'મહારાજ! રાજાનું ગૌરવ એક વખત ખંડિત થાય પછી તો એ કેવળ હીરામાણેકનો જથ્થો ગણાય. પછી રે રાજા નથી રહેતો! એ જીવે તોય શું?'

ધંધૂકે પોતાની પાસે પડેલ એક વસ્ત્રલેખ એકલ વખત હાથમાં લીધો ને મૂકી દીધો. દેખીતી રીતે એને યુવરાજ પૂર્ણપાલનો આગ્રહ અસ્થાને લાગતો હતો.

'ત્યારે શું કરવું છે? તું કહે!'

* ભોજનું એક બિરુદ.

'ભાગવા કરતાં તો મરવું સારું. ગમે ત્યાં ગમે ત્યારે મરવું જ છે, તો દતાણી જેવું રળિયામણું રણક્ષેત્ર અને માનો આવો મોળો એ ક્યાં મળવાનાં છે?'

'કૃષ્ણરાજે શું કહેવરાવ્યું હતું, ખબર છે?'

'તમને એમ છે કે ભોજરાજ આપણને બચાવશે. કૃષ્ણરાજને વળી એમ છે કે નડૂલવાળા બચાવશે. એટલા માટે તો એ નડૂલ જવા તલપાપડ થઈ રહ્યો હતો. એ બીજું શું કહેવરાવે? પણ હું તમને કહું છું, મહારાજ! કે આપણને જો કોઈ બચાવશે તો મા અંબાભવાની બચાવશે. જેટલા ભેગા થાય તેટલા સૈનિકો ભેગા કરીને તમે દંડનાયક વિમલ ઉપર તૂટી પડો. હું આડાવળા સોંસરવો નીકળી દામોદરને રોકું.'

કાર્તિકસ્વામી સાંભળી રહ્યો. તેને પૂર્ણપાલની યોજના સાહસભરી લાગી. વિમલ ચંદ્રાવતીને ચારે તરફથી ઘેરી ચૂક્યો હતો તે વખતે હવે એને રોકવો મુશ્કેલ હતો.

ધંધૂકે એક હાથ માથા ઉપર ફેરવ્યો: 'બેટા!' તેણે અત્યંત વહાલથી કહ્યું: 'તારી સૂચના તો હું ઉપાડી લઉં. પણ હું હાર પામું તો મારે હવે શું કરવું પડે એ તને ખબર છે?'

પૂર્ણપાલ બોલ્યો નહિ. ધંધૂક આગળ બોલ્યો.

'એક વખત પાટણને હાથે મારું માનભંગ થયું છે. આ બીજો પરાજય જો હું પામું તો મારે જીવતો જીવત બળી મરવું પડે! એ વિના મારું દિલ શાંતિ પણ ન પામે!'

હવે શું જવાબ આવે છે એ સાંભળવા કાર્તિકસ્વામી એકકાન થઈ ગયો. પણ પૂર્ણપાલ બોલતાં થંભી ગયો.

'મને મરણનો ભય નથી—' ધંધૂકનો કાંઈક શોકઘેરો અવાજ નીકળ્યો. 'પણ હજી મને આશા છે કે એક વખત હું પાટણને પાડી શકીશ. મરણ તો ઠીક હવે, એ તો આવતો-જાતો અતિથિ છે! તું કહે તો હું લડું—પણ મારી આ પ્રતિજ્ઞા છે. બીજી વખતના પરાજયનું કલંક પરમારને માથે ન હોય. અને આપણે ભોજરાજને આશ્રયે જઈએ એમાં નાનમ ક્યારે, જો આપણે દોડ્યા જઈએ તો. આ તો એના મંત્રીશ્વર રોહકે કહેવરાવ્યું છે. જો—' ધંધૂકે પોતાની પાસે પડેલો વસ્ત્રલેખ ઉઠાવીને પૂર્ણપાલ સામે ધર્યો. પૂર્ણપાલે વસ્ત્રલેખ ઉપર એક જેવીતેવી નજર નાખી લીધી.

'તમે ધારો છો, મહારાજ! કે દામોદર મહેતો તમારી સામે લડાઈમાં ઊતરશે? એ તો ત્યાં પડ્યો પડ્યો તમને સૌને ડરાવશે અને પોતાનું કામ કાઢીને પછી ચાલ્યો જશે.'

'દામોદરનું જ દુખ છેઃ એ લડાઈ કરતો નથી ને પરાજય મેળવતો નથી. મહારાજ ભીમદેવ તો કાં આ પાર કાં પેલે પાર સોંસરવા નીકળી જાય. એની સાથે ભેટો કરવામાં ય રજપૂતી રંગ આવે—પણ આ દામોદર—એની કઈ વાત સાચી છે એ જ ખબર પડતી નથી! એટલે જ હું કહું છું, પૂર્ણપાલ! કે આ ધારાપતિના મંત્રીશ્વર રોહકે કહેવરાવ્યું છે તે અત્યારે ઠીક છે. પછી આપણે કહેવા જાવું પડશે."

બન્ને પિતાપુત્ર એકબીજાની સામે જોઈ રહ્યા. પૂર્ણપાલને હજી લાગતું હતું કે જો દામોદર ઉપર આડાવળા સોંસરવો હલ્લો જાય તો ચંદ્રાવતીને વિમલ તજી જાય. ને જો એ જ વખતે નડૂલવાળા પણ હલ્લો કરે તો સોલંકીસૈન્ય આડા-વળામાં જ ગોટવાઈ જાય. પણ તે કાંઈ વધુ બોલ્યો નહિ. રોહકનો વસ્ત્રલેખ વાંચવામાં એ તલ્લીન થઈ ગયો.

## ૮. પૂર્ણપાલનો નિશ્ચય

**પૂર્ણપાલે** રોહકનો સંદેશો વાંચી લીધો.

'કેમ ? શું લાગે છે ?'

'એમાં બીજું શું લાગવાનું હતું ? એકનો દુશ્મન તે બીજાનો મિત્ર બને જ. પણ આવી ધારેશ્વરની રમ્મત વહેલેમોડે તમને પરાધીન બનાવશે. એની આ એક રમ્મત છે.'

'તમને લખે કે આંહીં આવતા રહો—અમારો સેનાપતિ સાઢા નડૂલ ઉપર ચડ્યો છે તે નડૂલને હરાવી, આડાવળાને પડખે પડખે વટેશ્વર પહોંચશે, ત્યાં ભીમદેવને પણ રોકશે, એટલામાં તમે તૈયારી કરી લ્યો, તૈયારી માટે આંહીં આવીને રહો—આટલી સ્પષ્ટ વાત કરે પછી એમાં રમ્મત શું ? ને રમ્મત હોય તો આપણે ક્યાં એને ત્યાં જાતને વેચી છે ?'

'જે નડૂલને હરાવશે, મહારાજ ભીમદેવને હરાવશે, તે તમને કોરા રાખી મૂકશે એમ ? તમારે માંડલિક સામંત રહેવું જ હોય તો તો પાટણના સામંત રહેવું જ ઠીક છે.'

'અમારે તો મા અંબા ભવાનીના પ્રતિહાર રહેવું છે—કોઈના સામંત રહેવું નથી.'

'તો માનું નામ લઈને રણમાં આખડો, મહારાજ! જે સમયે લડી જાણતો નથી તે પછી કોઈ દિવસ લડી શકતો પણ નથી. સામંતપદ રાખવું હોય તો તો માળવાના કરતાં પાટણનું સામંતપદ વધારે સારું; બીજું કાંઈ નહિ—એને સીમાડે તો આપણે પડ્યા છીએ. આપણે જ્યારે પણ વીફરીએ ત્યારે પાટણના કોટકાંગરા ધ્રૂજે—ને માળવા—માળવામાં આપણે કોણ?'

'પાટણને પાડવાની મને આશા છે—જો રાહ જોવાની આપણામાં શક્તિ હોય તો. રાહ જોવી એ પણ એક વ્યૂહ નથી, પૂર્ણપાલ? ને અત્યારે સમો છે.'

'મહારાજને એ ગમે તો ભલે. મહારાજ રાજના ધણી છે. હું તો મારે એકલો ચંદ્રાવતી માટે લડીશ. મારી આરસની નગરી હું કોઈના હાથમાં નહિ જવા દઉં!'

કાર્તિકસ્વામીને વિચાર આવ્યો કે જો પેલો મૂર્ખ સ્થટ્ટ એની શોધ કરતો આંહીં આવી પહોંચશે તો એનાં તો સોએ વર્ષ પૂરાં થશે.

'અરિદળ આંગણામાં પડ્યું છે, પૂર્ણપાલ!' સમજાવવા માગતો હોય તેવો ધંધૂકનો અવાજ કાંઈક વધારે વિનમ્ર ને શાંત થયો. 'એમાં વિજય મળશે?'

'વિજય તો નહિ મળે, બાપુ! પણ મા દુર્ગા ભવાનીની મુંડમાળમાં સ્થાન તો મળશે નાં? મારે—એટલું બસ છે!'

'ત્યારે બોલાવું—માલવઅમાત્યના સંદેશવાહકને—બોલાવું નાં? કહી દેવું છે નાં?'

'હા.'

'શું કહેવરાવવું છે?'

'—કે મા ભવાની સિવાય બીજા કોઈને આશ્રયે અર્બુદપતિ જતા નથી. મા સિવાય બીજા કોઈની મદદની તે આશા પણ રાખતા નથી.' ધનુષના ટંકારવ જેવો પૂર્ણપાલનો અવાજ ગાજી રહ્યો.

એ અવાજ સાંભળીને તેમની પાસે અંદર જવા માગતાં બે પગલાં ત્યાં થોડે દૂર બહાર થોભી ગયાં. કાર્તિકસ્વામી આ નવા આવનારને ઓળખી શક્યો નહિ. પણ એને આવતાં જોઈ—થાંભલા આડે દેખાય નહિ તેમ વધારે સાવચેતીથી પોતાની જાતને તે સાચવવા પ્રયત્ન કરી રહ્યો.

'મહારાજ!—'

પિતા અને પુત્ર બન્ને ચોંકી ઊઠ્યા. મહારાણી અમૃતદેવીનો અવાજ હતો. કાર્તિકસ્વામી આશ્ચર્ય પામ્યો. મહારાણી આંહીં છે એ એને નવાઈની વાત લાગી.

'દેવી! આવો ને—અમારે તમારી મદદની જરૂર પડી છે!' ધંધૂકરાજે કહ્યું.

'મહારાજ! હું તો કહેવા આવી હતી—' અમૃતદેવીએ અંદર પ્રવેશતાં જ કહ્યું: 'કે લાહિનીએ એક સવાર મોકલ્યો છે—વટેશ્વરથી હમણાં જ આવ્યો છે.'

કાર્તિકસ્વામી સાંભળી રહ્યો. વટેશ્વરમાં ધંધૂકની પુત્રી લાહિની રહેતી હતી. દામોદર ત્યાં જઈ રહ્યો હતો. ત્યાંથી આ સવાર આવ્યો એટલે કાંઈક મહત્ત્વની વાત હશે. તે બહુ ધ્યાનપૂર્વક સાંભળવા માંડ્યો.

'ક્યાં છે?' ધંધૂકે પૂછ્યું.

'ત્યાં ટેકરી પાછળ ઊભો છે—તેની પાસે અગત્યનો સંદેશો છે.'

ધંધૂકરાજે એક તાલી પાડી. જવાબમાં પાછળના એક ગુપ્ત દ્વારમાં એક સૈનિક આવીને ઊભો રહ્યો. 'વટેશ્વરથી માણસ આવ્યો છે તેને આંહીં લાવો,' ધંધૂકરાજે કહ્યું.

થોડીવાર શાંતિ રહી. પિતાપુત્ર બન્ને પોતપોતાના મંથનમાં પડ્યા હતા. ધંધૂકને નમતું આપી અત્યારે રસ્તો કાઢવો હતો. પૂર્ણપાલને રાજનું ગૌરવ અખંડિત રાખવું હતું. 'મોટા! તેં કહ્યું એ મેં સાંભળ્યું!' અમૃતદેવીએ શાંતિનો ભંગ કર્યો. 'રજપૂતના દીકરા તો લડતા આવે છે ને લડશે. પણ મને મહારાજની—અને નાનાની—કૃષ્ણરાજની વાત સાચી લાગે છે!'

પૂર્ણપાલે એક દૃષ્ટિ માતા ઉપર ફેરવી: 'મા! તમે પણ?' તે બોલ્યો.

'હું તો તને દંતાળીના રણક્ષેત્રમાં જતાં સમશેર આપવાની છું, દીકરા! પણ આ વખતે આપણે અસાવધ છીએ. મહારાજનું સૈન્ય વેરણછેરણ પડ્યું છે. લાહિનીએ મોકલ્યો છે એ સવાર તો કહેતો હતો, કે ચંદ્રાવતીથી ચિત્રકોટ જવાના સઘળા માર્ગો રોકી લેવા દામોદરે માણસ મોકલ્યાં છે—અને એટલા માટે મોડું થાય તે પહેલાં—લે, જો આ આવ્યો. એ કહેશે.'

પેલા સંદેશ લાવનારે પ્રવેશ કર્યો હતો: તે પ્રણામ કરીને ત્યાં આવીને ઊભો રહ્યો. 'ક્યાંથી? વટેશ્વરથી આવ્યો?' ધંધૂકરાજે પૂછ્યું.

'હા; મહારાજ!'

'શું છે ત્યાંના સમાચાર? શું લાવ્યો છે? સોલંકીઓનું સૈન્ય આવ્યું છે? કોણ કોણ છે?'

'મહારાજ ભીમદેવ પોતે છે, ને ડુંગરે ડુંગર ને મારગે મારગ ઘેરી લીધાં છે!'

'કેટલાંક માણસ છે? તને કોણે મોકલ્યો?'

'મને દેવી લાહિનીબાએ મોકલ્યો. માણસોનો તો કાંઈ સુમાર નથી, મહારાજ! રાતે તો જાણે ડુંગરે ડુંગરા જાગી ઊઠે છે!'

'એમ?'

'મહારાજ! લાહિનીબાએ ખાસ કહેવરાવ્યું છે કે મહારાજને ચંદ્રાવતી તજવું હોય તો હવે તુરતમાં ચિત્રકોટ પહોંચી જાય—પછી વખત નહિ રહે. દામોદરની એવી ચોકીદારી છે કે કોઈ પંખી ફરકી શકતું નથી.'

'ક્યાં છે સંદેશો? લાવ તો!'

'મહારાજ! સંદેશો સહીસલામત આંહીં આવશે કે નહિ એની ખાતરી ન હતી. દુશ્મનના હાથમાં વાત જઈ ન પડે—માટે મને મોંએ જ આ ગોખાવ્યું હતું. આ મુદ્રા—' સંદેશો લાવનારે લાહિનીદેવીની મુદ્રા બતાવી. થોડીવાર કોઈ કાંઈ બોલ્યું નહિ. અનિશ્ચયનો ગભરાટ સૌને મૂંઝવી રહ્યો.

પણ એ ગભરાટમાંથી જગાડનાર એક શબ્દ તરત બહારથી આવ્યો. માલવઅમાત્યના સંદેશવાહકનો જ એ શબ્દ હતો: 'મહારાજ! સેનાપતિ કુલચંદ્ર પોતે આવી રહ્યા છે! આ આંહીં આવે!'

'કોણ કુલચંદ્ર?' ધંધૂકરાજ ઊભો થઈ ગયો. કુલચંદ્ર સાથે તો પોતે પાટણ ઉપર શી રીતે જવું એની યોજના ઘણી વખત વિચારી હતી. એ પોતે આંહીં આવે એટલે કાંઈક વધારે ગંભીર પરિસ્થિતિ થઈ હશે એ ચોક્કસ. ધંધૂક-

રાજ ઊઠીને એક ડગલું આગળ વધ્યો. કાર્તિકસ્વામી પોતાની જગ્યા વધારે સલામત કરવા ડુંગરામાં કોતરાયેલ એક ખાડાનો આધાર લઈ તેમાં વધારે ને વધારે ઊંડો લપાઈ ગયો.

એ જ વખતે દ્વારમાંથી એક ગૌર, તેજસ્વી, આકર્ષક જુવાન યોદ્ધાએ પ્રવેશ કર્યો. તે નખશિખ આયુધોથી ઢંકાયેલો હતો. એને જોતાં જ માણસ શેહ ખાઈ જાય એવી અજબ તેજસ્વિતા એની આંખમાં હતી. તે સામે જુએ અને લાગે કે જાણે એ કોઈ શસ્ત્ર ફેંકી રહ્યો છે. તેની ઊંચાઈ, કદાવર શરીર, લાંબા દૃઢ હાથ, મજબૂત સ્નાયુબંધ, અને એકદમ જ ધ્યાન ખેંચી રાખે એવું ગરુડાકારનું અમીરી નાક—એની સાન્નિધ્યમાં ઊભતાં જ હરકોઈને લાગે કે એ કોઈ રણમૂર્તિની સામે ઊભો છે.

'અરે! આવો, આવો, કુલચંદ્રજી! તમે જાતે ઊઠીને આવ્યા એટલે અમારે શું સમજવું?'

કુલચંદ્રે બે હાથ જોડીને ધંધૂકરાજને નમસ્કાર કર્યા. અને નમસ્કાર કરતાં જ આખા કુટુંબને આંહીં ભેગું થયેલું જોઈ એ પરિસ્થિતિ કળી ગયો.

'મહારાજ! મને મહાઅમાત્યે મોકલ્યો છે. એમણે સંદેશો મોકલ્યો તે તો મળ્યો હશે?'

'સંદેશો તો મળ્યો!'

'તો હવે જે પળનો વિલંબ થાય છે, મહારાજ! એ દરેક પળે આપણું જોખમ વધતું જાય છે. કેમ પૂર્ણપાલજી! તમે આમ ઉદાસીન કેમ છો?'

'આ અમારે પૃથ્વીના પાળનારને ઊઠીને આજ શરણું લેવાનો વખત આવ્યો!' પૂર્ણપાલ બોલ્યો.

'શરણું ? કોનું શરણું, યુવરાજજી ?'

'આ પછી ત્યાં આવીએ તે ધારાપતિને શરણે જ તો !'

જવાબમાં આખો ડુંગરનો ઘુમ્મટ ભરી દે એવું મોટું હાસ્ય કરીને માલવી સેનાપતિ કુલચંદ્ર આગળ વધ્યો. તેણે પૂર્ણપાલના ખભા ઉપર હાથ મૂક્યો. તેની આંખમાં આંખ પરોવી. આ માણસનો દૃઢ નિશ્ચય જ ચંદ્રાવતી ન તજવામાં કારણરૂપ હતો એ એ સમજી ગયો હતો. ધંધૂકરાજ ચિતોડ આવે, માલવરાજનું શરણું સ્વીકારે, એમાં માલવાની રાજનીતિનો વિજય હતો. એટલે જ દામોદર કે વિમલ ધંધૂક સાથે સમાધાન કરી તેને પોતાના પક્ષમાં લઈ લે તે પહેલાં એ ધંધૂકરાજને ચિતોડભેગા કરવા માગતો હતો. તેણે પૂર્ણપાલના અવાજનું વીરત્વ પારખ્યું. તે સમય વર્તી ગયો: 'અરે ! યુવરાજજી ! આ શરણું નથી. આ તો એક પ્રકારની વ્યૂહરચના છે, શસ્ત્રથી લડવા માટેની તૈયારી છે. જનોઈવઢ ઘા કરો છો—ત્યારે તમે એક પગલું પાછળ નથી ભરતા ?'

'એક વખત માનવનું ગૌરવ જાય—એ પછી પાછું આવે ખરું કે ? હજાર પરાક્રમથી પણ આવી નાસભાગનું કલંક ધોવાશે ?'

'તો તમે શો રસ્તો બતાવો છો ?'

'લડીને મરવાનો !' પૂર્ણપાલે દૃઢ અવાજે કહ્યું.

'તમારી પાસે સૈન્ય કેટલું ?' કુલચંદ્રે વ્યવહારકુશળતાથી પૂછ્યું.

'ડુંગરા જેટલું ! જેટલા ડુંગરા એટલું અમારું સૈન્ય !'

'અરે ! મારા ઘેલા રણવીર યુવરાજ ! એ કાંઈ

મારાથી અજાણ્યું છે ? એ તો હું પણ સમજું છું કે તમને ડુંગરાની રખેવાળી છે. તમને કોઈ પહોંચે તેમ નથી. પણ આજ જ્યારે વિમલનું સૈન્ય સીમાડે પડ્યું છે ત્યારે એ ડુંગરા કાંઈ રક્ષણ આપી શકે ? આજ તો માલવમહા-અમાત્ય રોહકે બતાવેલો માર્ગ જ સાચો છે !'

'શો ? નાસી છૂટવાનો ?'

'ના; રણક્ષેત્રની સાધના કરવા માટે થોડો વખત એકાંત સેવવાનો ! તમારી નગરીમાં કોઈ નહિ હોય—કોઈ કહેતાં કોઈ નહિ હોય—તો સોલંકીઓ પોતાની મેળે ઘા ખાઈ જશે; એમને એમનો વિજય જ ભરખી જાશે !'

રણઘેલા પૂર્ણપાલના મન ઉપર—નગરીમાં કોઈ નહિ હોય—એ કલ્પનાની જાદૂઈ અસર થઈ. કુલચંદ્ર એ કળી ગયો.

'અમારી યોજના તો એવી છે કે આ બાજુ મહારાજ ધંધૂકરાજ નગરીબહાર નીકળે ને બીજી બાજુથી રહ્યા-સહ્યા સૈનિકો, નગરજનો સૌ નગરી ખાલી કરે. નગરી આખી ખાલીખમ—એમાં હોય ગલઢાંબૂઢાં ને અપંગ ને અનાન !'

'પછી નગરીમાં શું રહે ? ને નગરીને કોણ સાચવે ?'

'વિમલ જ્યાં આવે ત્યાં નગરીમાં કાંઈ જ ન હોય. એને સાચવે કોણ ? વજ્રહૃદયને પણ વીંધી નાખે એવી શૂન્યતા પોતે. અને નગરીમાં હોય કેવળ આરસના મહાલયો.' કુલચંદ્રે પોતાની કલ્પનાને વધારે અસરકારક રીતે મૂકી. પૂર્ણપાલને આ વિચારમાં રહેલું વીરત્વ આકર્ષી રહ્યું. 'આખી નગરી ખાલી ?' ધંધૂકરાજે પૂછ્યું.

'હા, મહારાજ !' કુલચંદ્ર બોલ્યોઃ 'વસ્તી વિનાની ને વસ્તુ વિનાની ચંદ્રાવતી નગરી વિમલનો એવો ઉપહાસ કરશે કે એ આંહીંથી ભાગી જાશે. એને લાગશે કે આખો અર્બુદાચલ જાણે એની મશ્કરી કરી રહ્યો છે !' પૂર્ણપાલ ઉપર કાંઈક અસર થાય છે એ જોઈને કુલચંદ્ર આગળ વધુ ઉત્સાહથી બોલ્યોઃ 'તમે લડો ને પરાજય મેળવો એટલે શત્રુને એક વાતનો નિશ્ચય થઈ ગયો. પણ તમે લડો જ નહિ, હારો પણ નહિ, ને તાબે પણ થાઓ નહિ, તો એ શું કરે ? એ ક્યાં સુધી તમારી સાથે આખડ્યા કરે ? એને પણ પાટણ સંભાળવાનું હશે નાં ? ચંદ્રાવતીમાં એ આવશે–પણ ચંદ્રાવતી એનો જે ઉપહાસ કરશે એ જોઈને જ એ ભાગી જશે. તમારી આરસની નગરી બચી જાશે. અત્યારે તમે લડશો તો નગરી નાશ પામશે.'

'તો ભલે બાપુ માલવરાજનો આશ્રય લેતા !'

'ને તમે ?'

'હું ? હું તો મા સિવાય બીજા કોઈનો આશ્રય લેતો નથી.'

'પણ હું તને કહું છું ને પૂર્ણપાલ—' અમૃતદેવીએ કહ્યું.

'તમે તો મા જનમદાત્રી છો જ. પણ એક બીજી મા છે—મા જગદંબા. જ્યારે જ્યારે મને વિપત્તિ પડી છે ત્યારે ત્યારે મેં એને સંભારી છે ને એણે મારી રખેવાળી કરી છે.'

'એટલે તમે હવે શું કરશો ?'

'હું મારે ચંદ્રાવતી જઈશ. ત્યાં રહીસહી રૈયતને ને સૌને બહાર મોકલી દઈશ. નગરી શૂન્ય થાશે—પછી હું

માને આધારે ને આધારે ડુંગરાઓમાં ચાલ્યો જઈશ. જ્યાં સુધી આડાવળા ને વિંધ્યાટવીના ડુંગરાઓ છે ત્યાં સુધી પરમારને કોઈના ટેકાની જરૂર નથી! મને એ ડુંગરાઓ પાળશે. હું ડુંગરાઓને સાચવીશ.'

ધંધૂકરાજને આંહીંથી હવે ત્વરિત રીતે લઈ જવાની જરૂરિયાત કુલચંદ્રે જોઈ. તેણે યુવરાજની વાણીનો સત્કાર કરવા પગ આગળ મૂક્યો. પૂર્ણપાલનો ખભો થાબડીને તે બોલ્યો: 'વાહ્ મારા કેસરી! વાહ. મેં પણ એ જ ધાર્યું હતું. ભલે, મહારાજ અવસ્થાને લીધે અમારે ત્યાં રહીને વ્યૂહરચના ગોઠવે: તમે ચારે તરફ ફરતા રહી સૈનિકોને જગાડતા ને જમાવતા રહો. સોલંકીના પેટમાં તમે તો શૂળ રાખી મૂકવાની વાત કરી. આનાથી વધારે સારી વાત અત્યારે બીજી કઈ? મહારાજ! મને આ યોજના બહુ સુંદર લાગે છે—જો અનુમતિ હોય તો—'

'મારે તે શું છે, ભાઈ? હું તો આ જ મતનો છું; લડવું નહિ ને લડાઈ અળસાવવી નહિ—એનાથી રૂડું બીજું શું?'

થોડીવાર પછી એ આખું મંડળ બહાર નીકળ્યું. સૌ ટેકરી ઉપર ચડીને પાછલા ભાગમાં તળેટીમાં જવાને તૈયાર થયા. કાર્તિકસ્વામી પણ એ બધાને બહાર ગયેલા જોઈને ચારે તરફ દૃષ્ટિ ફેરવતો સાવચેતીથી બહાર નીકળી આવ્યો. બહાર આવીને એ પણ સૌની પાછળ પાછળ—પેલી ટેકરી ઉપર ચડવા જતો હતો. ત્યાં નીચે મેદાનમાં ચડી આવેલ કોઈ ચોકીદારે એને ટપાર્યો: 'કોણ એ?'

'એ તો હું!'

'હું કોણ ?'

'મહારાજ સત્યદેવ પરમારનો સંદેશવાહક—' કાર્તિકે ત્વરાથી કહ્યું.

'ક્યાંથી ? વાગડમાંથી ?'

'હા.'

'કેમ ? કોનું કામ છે ?

'મારે મહારાજને—ધંધૂકરાજને મળવું છે—અગત્યનો સંદેશો છે.'

ચોકીદારને શંકા ન પડી હોય તેમ લાગ્યું. મહારાજ વાગડ રસ્તે જવાના છે એ એને ખબર હતી. એટલે એમનો સંદેશો આવ્યો હોય.

'મહારાજને સંદેશો પહોંચાડવાનો છે ? દોડ—દોડ. તળેટી તરફ ઊતરી જા—મહારાજ જવાની તૈયારી કરતા હશે.'

કાર્તિકસ્વામી એના કહેવા પ્રમાણે ઉપરની કેડી ચડવા માંડ્યો. થોડીવાર પછી એ છેક ટોચે પહોંચ્યો, પણ ત્યાં તો એ હાંફી ગયો હતો. નીચે તળેટીમાં થતો કોલાહલ તેણે સાંભળ્યો. પોતે પ્રગટ ન થઈ જાય માટે થોડીવાર તે ત્યાં પડ્યો રહ્યો. ધીમે ધીમે અવાજ દૂર જતા જણાયા ત્યારે તેણે ઊઠીને તળેટી તરફ જવાનું શરૂ કર્યું. ધંધૂકરાજે વાગડને રસ્તે થઈને જવાનો નિશ્ચય કર્યો હોય તેમ લાગ્યું. અગળના ગજરાજ ઉપર એ જણ સવારી કરીને જઈ રહ્યાં હતાં; તેની પાછળ એક ઘોડેસવાર હતો; થોડે દૂર રહીને ચાલતા બીજા અનેક ઘોડેસવારો રક્ષણ માટે પાછળપાછળ જતા દેખાયા.

કાર્તિક ધીમે ધીમે ડુંગરો ઊતરવા માંડ્યો.

તળેટીમાં પહોંચ્યા પછી કાર્તિકસ્વામીએ થોડીવાર સુધી આમતેમ આંટા માર્યા. આ જગ્યાએ કોઈ ગુપ્ત સ્થાન કે ધંધૂકરાજની ચોકી કે એવું કાંઈ હોય તેમ તેને લાગ્યું નહિ. તે લાંબે રસ્તે થઈ, ડુંગરનો ચકરાવો લઈ મંદિરમાં ગયો, તો ત્યાં હજી સ્થટ્ટ ઘોરતો પડ્યો હતો. તેણે પણ એની પડખે જ પથારીમાં લંબાવ્યું.

બીજે દિવસે સવારે તે ઊઠ્યો ત્યારે તેણે ચારે તરફથી માનવ વડે ઊભરાતા રસ્તા જોયા. તેણે સ્થટ્ટને પૂછ્યું: 'આ શું છે?'

'કહે છે, ધંધૂકરાજ નગરી ખાલી કરાવી નાસી ગયા છે—!'

'ક્યાં?'

'ચિત્રકોટ તરફ ગયા છે એમ ઊડતા સમાચાર છે.'

બે દિવસમાં તો કાર્તિકસ્વામીએ જોયું કે ડુંગરાઓની ખીણે ખીણ ને રસ્તે રસ્તો, ગાડાં, ઘોડાં, માણસ, હાથી, ઊંટ, ગાય, ભેંશ, ગધેડાં અને બકરાંથી ઊભરાઈ જતાં હતાં.

કીડિયારીની માફક માણસ ચાલી નીકળ્યાં હતાં. પાસેના ગામડામાં, નેહડામાં, વાડીઓમાં, કૂવામાં, ખેતરમાં, જ્યાં જેને જેમ ઠીક પડ્યું તેમ સૌ પોતાનો વાસો કરવા ચાલ્યાં જતાં હતાં.

ઊડતી વાત થતી હતી કે રાજકુટુંબ ને કુટુંબના માણસો—સૌ ચાલી નીકળ્યાં છે. કાર્તિકને લાગ્યું કે કુલચંદ્રની યોજના મુજબ નગરી ખાલી થતી લાગે છે. અને એમ જ હતું. ધંધૂકરાજ ને કૃષ્ણરાજ ચિતોડ તરફ ચાલ્યા

ગયા એટલે પૂર્ણપાલ આખી નગરીમાં રખડીને ખૂણેખૂણો જોઈ વળ્યો. તેના દઢ મનોબલને પણ નગરીના આ દશ્યથી આઘાત થઈ આવ્યો. કોઈ કોઈ ઠેકાણે ગલઢાંખૂઢાં ને અપંગ પડ્યાં હતાં. ક્યાંક કૂતરાં પડ્યાં હતાં—તે પણ રોતાં હતાં—ને કોઈ ભુતાવળથી ભડકતાં હોય તેમ આમતેમ રઘવાયાની માફક ફરીને બહાર ભાગવા માટે દોડતાં હતાં. પૂર્ણપાલ રાજમહાલય તરફ જતો હતો, ત્યાં વાડેવાડે ફરીને કોઈ ઢોલીને પડો બજવતો એણે સાંભળ્યો: 'જેને સોલંકીના દાસ બનવું ન હોય તે નગરી ખાલી કરે. ધંધૂકરાજ મહારાજ આડાવળામાં ગયા છે. રાજગઢ ખાલી થયો છે. હવે સૌ ડુંગરાઓમાં ચારે તરફ વેરાઈ જાય. કોઈ ચંદ્રાવતીમાં રહે નહિ!'

પૂર્ણપાલ પોતાનો ઘોડો ફેરવતો રાજગઢ પાસે આવ્યો.

જ્યાં ઘોડાની ખરીઓમાંથી ઊડેલી રજ વડે રત્નના મુગટ ઝાંખા પડતા અને જ્યાં હાથીઓની ઘોષણાના આરસમહેલમાંથી ઊઠતા પડછંદા સંભળાતા, ત્યાં આજે ભયંકર નીરવતા પડી હતી.

એક ઘડીભર એ એમ ને એમ ઊભો રહ્યો. વનવાસે નીકળતા રાજકુમારની પેઠે તેણે રાજગઢને ને નગરીને પ્રણામ કર્યા અને પોતાનો ઘોડો પાછો ફેરવ્યો.

એ જ વખતે રાજગઢના મુખ્યદ્વાર ઉપર મશાલનું તેજ પથરાતું લાગ્યું.

પૂર્ણપાલને આશ્ચર્ય થયું. 'આંહીં રાજગઢમાં મશાલનું તેજ ક્યાંથી?' તે વિચાર કરી રહ્યો.

'કોણ?' અંદરથી પહાડી અવાજ આવ્યો.

'તું કોણ છે?' પૂર્ણપાલે કડકાઈથી કહ્યું: 'ખબર નથી નગરી આખી ખાલી થઈ ગઈ છે? કોઈને રહેવાનું નથી? મહારાજની એવી આજ્ઞા છે એ ખબર નથી?'

રાજદ્વાર ઉપર એક વૃદ્ધ ચોકીદાર દેખાયો. તેણે મશાલને એક બાજુ મૂકી. 'કોણ છે એ?' ફરીને તેણે પૂછ્યું.

પૂર્ણપાલની આંખો ભીની થઈ ગઈ, રાજમહાલયનો જૂનામાં જૂનો પ્રતિહાર ત્યાં ઊભો હતો. તેનો અવાજ તેણે ઓળખ્યો.

'દંડ પરમાર! નગરી આખી ખાલી છે. રાજગઢ પણ ખાલી છે. તમે જ્યાં જવું હોય ત્યાં જાઓ. હું તમને કહું છું!'

'કોણ એ ચોકી છોડી જવાની વાત કરે છે?' દંડ પરમાર આગળ વધ્યો: 'દંડ પરમારની રાજગઢની અખંડ ચોકી સાતસાત પેઢીથી ચાલી આવે છે!' અને તે પૂર્ણપાલ પાસે આવ્યો. પૂર્ણપાલે વૃદ્ધ પ્રતિહારના માથા ઉપર હેતથી હાથ મૂક્યો: 'એ તો હું છું પૂર્ણપાલ, પરમાર! આંહીં તમને એકલું લાગશે. તમે પણ પાસેના કોઈ ગામડામાં ચાલ્યા જાઓ. ચાલો હું મૂકવા આવું!'

દંડ પરમારે યુવરાજનો અવાજ ઓળખ્યો. તેણે હાથ જોડ્યા: 'ના, અન્નદાતા! મારી સાત પેઢીની અખંડ ચોકી તૂટે નહિ!'

'પણ હવે કોઈ નથીને?'

'કોણે કહ્યું કોઈ નથી? આરસના મહેલ છે. માનું બેઠણું છે. પરમારરાજ માના બેઠણાના ચોકીદાર છે. હું એનો ચોકીદાર છું. કોણે કહ્યું, કોઈ નથી? હજી તો આંહીં આખો

રાજગઢ પડચો છે. એમાં ધરણીવરાહ મહારાજથી માંડીને સૌ બોલી રહ્યા છે. હું તો મારી ચોકી કરીશ! હું ક્યાંય જઈશ નહિ!' પૂર્ણપાલને પ્રણામ કરીને તે તરત પાછો ફરી ગયો: પોતાની જગ્યાએ જઈને ખડેપગે ઊભો રહ્યો: અને જાણે ધંધૂકરાજ અંદર પ્રાસાદમાં હાજર હોય ને બોલતો હોય તેમ પ્રતિહારી વાણી બોલ્યો: 'પહેલો પહોર—મહારાજ અર્બુદ-પતિનો જય! મા ભવાનીની રખેવાળી!'

પૂર્ણપાલ એ જોઈ રહ્યો. એની આંખમાં આ નિઃસીમ રાજભક્તિએ આંસુ આણ્યાં. ધીમેથી પોતાના ઘોડાને ચલા-વતો એ નગરબહાર નીકળી ગયો અને ડુંગરાઓમાં રખડવા ચાલ્યો ગયો.

## ૯. આરસની નગરી

**કાર્તિકસ્વામીને** ચંદ્રાવતી જવાનું હતું. તે ડુંગરાઓને આડેઅવળે પંથે થઈને ચંદ્રાવતી તરફ ચાલ્યો. એણે રસ્તામાં વાગડના કોઈ સૈનિક પાસેથી સાંઢને બદલે ઘોડો લીધો. ઘોડો હઠીલો હતો, તો સાંઢ મુસાફરીની કાયર હતી. એટલે કોણ કોને છેતરી ગયું એ કહેવું મુશ્કેલ હતું.

જેમ જેમ એ ચંદ્રાવતીની તરફ જતો ગયો તેમ તેમ સોલંકીઓની મજબૂત ચોકી આવતી ગઈ.

પણ મહારાજ ભીમદેવની મુદ્રા બતાવીને તે પોતાનો રસ્તો કરી લેતો હતો.

ચંદ્રાવતીને ચારે તરફથી ઘેરો નાખીને ચક્રવ્યૂહમાં દંડનાયક વિમલે, ડુંગરડુંગર ઉપર સોલંકીની ચોકી મૂકી હતી. એને સમાચાર મળ્યા હતા કે ધંધૂકરાજ નાસી ગયેલ છે ને નગરીના લોકો આડાઅવળા થઈ ગયા છે. તે પોતાનો ચક્રવ્યૂહ નાનો ને નાનો બનાવતો ચાલ્યો. ચંદ્રાવતીના કોટકાંગરા દેખાવા લાગ્યા ત્યારે એણે ચારે તરફથી નગરીને ઘેરી લીધી. કાર્તિકસ્વામી વિમલની છાવણીમાં આવ્યો, ત્યારે વિમલ નગરીની ચારે તરફના ડુંગરા-

ઓ ને ટેકરાઓ ઉપર *મજનીકને મોકલીને નગરીમાં પથ્થરનો વરસાદ વરસાવવાની યોજના વિચારી રહ્યો હતો. એને એક મહદાશ્ચર્ય લાગ્યું હતું કે સોલંકીના સૈન્યને કોઈએ કયાંય પણ હજી રોકવા પ્રયત્ન કર્યો ન હતો.

કાર્તિકસ્વામી ચારે તરફ જોતો ફરતો હતો ત્યાં અચાનક જ એ વિમલની નજરે ચડ્યો.

વિમલે એક સૈનિકને મોકલીને તુરત એને બોલાવ્યો. કાર્તિકને લાગ્યું કે દામોદરનું, દંડનાયકનું ને રાજાનું ત્રણેનું કામ થાય—ને પોતાના ઉપર કોઈનો રોષ ન ઊતરે એમ કરવું હોય, તો એણે ખૂબ સાવચેતીથી કામ લેવું પડશે. વિમલને કેટલીક વાત કરવી ને કેટલીક ન કરવી એની મનમાં ગાંઠ વાળી લીધી. કાર્તિક પ્રણામ કરીને તેની પાસે ઊભો રહ્યો.

દંડનાયક આંહીં પણ એવો જ પ્રતાપી દેખાતો હતો. પોતે પાટણ તજ્યું છે એની લેશ પણ ગ્લાનિ એના ચહેરા પર ન હતી. પોતાને યુદ્ધ કરવાનું છે એવી વ્યગ્રતા પણ ન હતી. જાણે પોતે જીવનનું કોઈ અણમોલું સ્વપ્ન સિદ્ધ કરવા આવ્યો હોય એવી ભરીભરી પ્રસન્નતા તેના ચહેરા ઉપર પથરાઈ ગઈ હતી. પાટણની પોતાની કરોડો દ્રમ્મની હવેલીમાં બેઠો હોય એટલો જ વૈભવ ને ભભકો એની પર્ણકુટીમાં હોય એમ એ બેઠો હતો. એક બાજુ શ્રી બેઠી બેઠી સ્ફાટિકનું એક સુંદર સૂર્યમંદિર તપાસી રહી હતી. કાર્તિકે ત્યાં ગણધરને પણ જોયો. દંડનાયક લડવા આવ્યો છે—કે આરસની નગરીની રચના નિહાળવા

*મજનીક કે મંજનીક—મર્કટીયંત્ર; પથરા ફેંકવાનું યંત્ર.

આવ્યો છે—એ કહેવું મુશ્કેલ હતું. એટલી શાંતિથી એ ત્યાં બેઠો હતો. તેણે કાર્તિકને જોયો—ઓળખ્યો.

'ભટ્ટરાજ! તમે તો ત્યાં દામોદર પાસે હતા નાં? નડૂલના સમાચાર લાવેલા કેમ ખરું?'

'હા, મહારાજ!'

'હમણાં ક્યાં ફરો છો?'

'હમણાં તો આંહીં—' કાર્તિકે કહ્યું.

'આંહીં? આંહીં છે કાંઈ નવી વ્યૂહરચના કરવાની? દામોદર તો ત્યાં આડાવળામાં જ છે નાં?'

'હોવા જોઈએ. આ પ્રદેશ તો તમે સંભાળો છો, મહારાજ! એટલે એમાં તો શી નવી વ્યૂહરચના કરવાની હોય?'

'તમે ક્યાંથી—આડાવળાથી આવ્યા?'

'ના; હું કચ્છમંડલમાં હતો.'

'આંહીં જોયું બધું? અમારે તો ધંધૂકરાજને વશ કરી લેવા છે. આંહીં કોઈ મોટી લડાઈ થવાની નથી.'

'મહારાજ આ તરફના પૂર્ણ માહિતગાર તો છો. લડાઈ વિના વિજય મળશે?'

'અમારો વિજય તો થઈ ચૂક્યો છે. ધંધૂકરાજ લડવા આવ્યા નથી.'

'તેમ એમણે હજી યુદ્ધ છોડયું પણ નથી—'

'એ તો હવે છોડશે.'

'ને નહિ છોડે તો?'

'યુદ્ધ વિના જ આ યુદ્ધ જિતાશે. અને તો જ એ વિજય ગણાશે. યુદ્ધ કરીને તો સૌ જીતે. નગરી

રળિયામણી છે ને એમ ને એમ જો વશ થઈ જાય—તો સુંદર હવેલીઓ, રાજભવનો ને મહાન મંદિરો સાંગોપાંગ રહી જાય. દામોદર તો આડાવળામાં લડાઈ આપવાનો છે નાં ?'

કાર્તિકે ટૂંકો જ જવાબ વાળ્યો : 'મને હજી માલૂમ પડયું નથી.' એટલામાં કેટલાક સરદારો, સેનાનાયકો વગેરે આવ્યા. વિમલે બીજા દિવસની યુદ્ધચર્ચા ઉપાડી. યુદ્ધ કર્યા વિના નગરી લેવાની મુખ્ય નેમ એમાં હતી. કાર્તિકસ્વામી બોલ્યા વિના સાંભળી રહ્યો. જ્યારે સઘળું પૂરું થયું, સૌ ગયા, ત્યારે તેણે હાથ જોડી રજા લીધી : 'મહારાજ ! હું જાઉં ત્યારે.'

'તમે આ વ્યૂહ વિષે કાંઈ બોલ્યા નથી, કાર્તિકસ્વામી ! એમ કેમ ?'

'કાંઈ બોલવા જેવું નથી. તમે નાહકના નવા વ્યૂહની માથાફોડ કરો છો.'

'કેમ ?'

'નગરી પણ આખી ખાલી છે !'

'આખી ખાલી છે ? એટલે ? તમને કોણે કહ્યું ?'

'ખાલી છે એટલે ખાલી છે. ત્યાં કોઈ રાજકુટુંબ, સૈન્ય કે સરદારો નથી. મને કોણે કહ્યું ? મને જે વિદ્યા મળી છે—મંત્રીશ્વર દામોદર પાસેથી—જેટલું કહે તેટલું જ ન કરવું—એમાંથી આ મળ્યું.'

'એ તો ઠીક હવે. દામોદર ભલે એમ ધારે કે રાજ્યો કુનેહથી મેળવી શકાય. ત્યારે ધંધૂકરાજ અત્યારે ક્યાં છે ? તમને કાંઈ ખબર છે ?'

'ચિત્રકોટ. એ છટકી ગયા છે. અને અત્યારે વાગડના સત્યદેવ પરમારના અતિથિ હશે!'

'તમને આ ક્યાંથી ખબર પડી? આ ગોઠવણ દામોદરે તો કરી નથી નાં?'

'મંત્રીશ્વર કુનેહ જાણતા હશે, દુષ્ટતા જાણતા નથી. એ શા માટે આવી ગોઠવણ કરે—જ્યારે ધંધૂકરાજને તમે વશ કરવા આવ્યા છો ત્યારે? તમે પણ ક્યાં પાટણના નથી?'

'પણ ત્યારે ધંધૂકરાજ ભોજદેવને આશ્રયે ગયા એમ? એનો અર્થ તો એમ કે માલવા સાથે લડવાનું—'

'શા માટે, મહારાજ? જેમ ધંધૂકરાજ ગયા છે એમ જ નહિ આવે? પહેલાં નગરી કબજે કરીએ તો?'

'દામોદર આડાવળામાં પડ્યો ન હોત તો ધંધૂકરાજ કદાચ ભાગત નહિ—' વિમલે કહ્યું.

'તો યુદ્ધ આપત એમ?'

'ના; આપણું સૈન્ય એટલી ઝડપથી આવ્યું હતું કે તે તૈયાર ન હતો. તે લડત નહિ, પણ સંધિના સંદેશા ચલાવત. આડાવળામાં દામોદર આવ્યો ને એને બીક લાગી કે ચિત્રકોટનો રસ્તો હવે કદાચ ઘેરાઈ જશે એટલે એ વહેલો ભાગ્યો!'

કુલચંદ્રની વાત કાર્તિકે વિમલથી છુપાવી દીધી. થોડી વારમાં વિમલનો ચિત્રગુપ્ત આવ્યો.

કાર્તિકે પ્રણામ કરીને રજા લીધી. 'તમે ક્યારે જવાના છો?' વિમલે પૂછ્યું.

'થોડા રોજમાં.'

'તો દામોદરને એક સંદેશો મોકલવાનો છે.'

'ભલે, મહારાજ! જઈશ ત્યારે આવીશ. હમણાં તો હું આ ડુંગરાઓ ને એની નાળોનો પરિચય કરી લઉં. ત્યાંના યુદ્ધમાં એનો ખપ પડશે!'

'સો યોદ્ધાથી નડ્ડૂલ જીતવાની દામોદરની વાતો હતી તેનું શું થયું ?'

'મંત્રીશ્વર માને છે કે હવે સોની પણ જરૂર નહિ પડે!'

'તે તો જોઈશું—'

વિમલ ચંદ્રાવતી તરફ ચાલ્યો. કાર્તિક પ્રણામ કરીને ગયો.

વિમલે એક સંદેશવાહકને અગાઉથી મોકલ્યો હતો. તે અરધે પંથે સામો મળ્યો.

વિમલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ધંધૂકરાજ નાસી જાય—એ એ સમજી શક્યો. પણ નગરીની વસ્તી પણ ચારે તરફ નાસી ગઈ એ વાત એનાથી સમજી શકાઈ નહિ.

'આ પ્રજા આટલી બધી સ્વમાની? આપણે જઈશું ત્યાં કાં તો દરવાજા ખુલ્લા હશે!' તેણે સાથેના સવારોને કહ્યું.

મજલો નાખતા નાખતા દંડનાયક થોડા વખતમાં કિલ્લાકોટ પાસે આવ્યા. દરવાજા ઉપર કોઈ ચોકીદાર ન હતો. દરવાજા ખુલ્લા હતા. અંદરના વિશાળ પથ શૂન્ય જેવા પડ્યા હતા. બન્ને બાજુ ઉત્તુંગ હવેલીઓની હારની હાર ઊભી રહી ગઈ હતી.

વિમલને નગરીનું આ દૃશ્ય જોઈને અત્યંત આશ્ચર્ય થયું. જે નગરી પોતે જીતવા આવ્યો તેને આમ અનાથ જેવી સામે પડેલી જોઈને એના મન ઉપર એક પ્રકારની

ઊંડી અસર થઈ ગઈ. એ જ વખતે એણે મનમાં એક ગાંઠ વાળી લીધી.

વિમલ સાથેના ઘોડેસવારો ચારે તરફના વાડામાં ફેલાઈ ગયા.

'ચિત્રગુપ્તને આગળ લે, ભુવન !'

ભુવને ગજેન્દ્રને દરવાજામાંથી અંદર નગરીમાં લીધો. દરવાજાની કમાન ઉપર લટકતી આરસની મૌક્તિકમાલાઓ વિમલ જોઈ જ રહ્યો.

ગજરાજ આગળ વધ્યો. આખી નગરી આરસની રચેલી હતી. ગજેન્દ્ર ઉપરથી દંડનાયકે ચારે તરફ નજર ફેરવી તો એવાં સુંદર, નાજુક, સ્વચ્છ, ધોળા આરસનાં મકાનો, એક બીજાની પાસે પાસે ને ખભે ખભો લગાવીને ઊભાં રહી ગયાં હતાં કે જોતાં વેંત જ ગિરિમાળાની સાથે આખી નગરી એના અંતરમાં ઊતરી ગઈ !

તે મુખ્ય બજાર તરફ આગળ વધ્યો.

બજારો શૂન્ય જેવી પડી હતી. વિજેતાનો વિજય જોવા કોઈ જગ્યાએ ચોકમાં ટકૂ મળેલી તેણે દીઠી નહિ. વિમલનો ગજરાજ જેમ જેમ આગળ વધ્યો તેમ તેમ શૂન્યતા વધારે ભેદી ને તીવ્ર બનતી ગઈ. હરેકે હરેક મકાન જાણે કોઈ જીવંત વ્યક્તિનું હાડપિંજર ઊભું હોય—બોલતું ન હોય, ચાલતું ન હોય, પણ માંસચામ વિનાનાં હાડકાંના માળખા-માંથી માત્ર બે આંખો જ તગતગાવી રહ્યું હોય—એવી ભયંકર વાતાવરણ સરજાવતી ગેબી એકલતા ચારે તરફ પથરાયેલી હતી.

વિમલથી આ દૃશ્ય હવે સહન થઈ શક્યું નહિ.

'ચિત્રગુપ્તને પાછો લે, ભુવન !' તે બોલ્યો.

મહાવતે ગજરાજને પાછો વાળ્યો. એટલામાં ચારે તરફ ફરીને વળેલા ઘોડેસવારો સામે મળ્યા.

'કોઈક ઠેકાણે કોઈ અપંગવૃદ્ધ માથે હાથ દઈ ને, હાથમાં લાકડી લઈ, કૂતરું હાંકતું બેઠું છે. એ સિવાય કોઈ નથી !'

'ત્યારે વિજયનો શંખધ્વનિ કરાવો ને ચારે તરફ જયમંગલનાં વાદ્યો વગડાવો. રાજભવન પણ ખાલી છે ? ગણધરને દીઠો ક્યાંય ?'

'ગણધર તો ત્યાં હતા—એક જગ્યાએ કોઈ દ્વાર પરની નકશી નીરખતા ઊભા હતા. રાજભવન પણ ખાલી છે—'

'ના—મહારાજ !' ગણધર પાછળથી આવી પહોંચ્યો હતો, તેણે જવાબ વાળ્યો. 'એક વૃદ્ધ સૈનિક રાજભવનની ચોકી ભરે છે ! પણ એને રાજભવન કેમ કહેવાય ? એ તો ઈંદ્રભવનથી પણ અધિકું છે. શું શુદ્ધ દૂધિયો આરસ વાપર્યો છે !'

એટલામાં બીજા કેટલાક સૈનિકો ત્યાં આવી પહોંચ્યા. ગણધર વાત આગળ ચલાવતો હતોઃ 'મેં રાજગઢની દેવડીએ કહ્યું ડોસાને, કે મારે અંદર જાવું છે. તો ધરાર ન જવા દીધો !'

'જવા ન દીધો ?'

'ના; મેં કહ્યું આખું સૈન્ય આવ્યું છે. તો કહે—આખું સેન આવે તોપણ મારી ચોકી તો અખંડ છે. !'

વિમલે સૈનિકો સામે જોયું : 'તમે કહેતા હતા ને કે હવે નગરપ્રવેશ કરીને ખાલીખમ નગરીમાં આપણે વસીએ ! પણ હજી કોઈ ને કોઈ અણનમ ચોકીદાર રહ્યા છે. આવડું

મોટું સૈન્ય એક વૃદ્ધ સામે લડે એમાં એની શોભા નહિ. રાજગઢના રક્ષક જેવું જ ગૌરવ દાખવીને આપણે નગરીની બહાર જ રહો. ભલે નગરી એમ ને એમ પડી! વિજયના શંખધ્વનિ પણ હમણાં ભલે શાંત રહ્યા.'

દંડનાયકનો ગજરાજ નગરીબહાર જવા માટે આગળ વધ્યો. સૈનિકો નગરીમાં આગળ પ્રવેશ કરતા અટકી ગયા. સોલંકીની છાવણીનાં શંખધ્વનિ ને મંગલ વાદ્યો એકદમ શાંત થઈ ગયાં. આરાસુરમાંથી પાછા ફરતા સૈનિકોના અવાજના પડઘા સાંભળતો મંત્રીશ્વર પોતાની પર્ણકુટીમાં પાછો આવ્યો.

## ૧૦. દંઠ પરમારની ચોકી

'તમે સાંભળ્યું?' વિમલે અંદર પ્રવેશ કરતાં જ શ્રીને કહ્યું. 'આ તમે શું જોઈ રહ્યાં છો?'

'આ સ્ફાટિકમાં કોતરેલું સૂર્યમંદિર છે!'

'ક્યાંનું છે? સુંદર નમૂનો છે!'

'મહારાજ ધંધૂકરાજની પુત્રી લાહિનીદેવીનું બંધાવેલું છે. આડાવળામાં છે—વટેશ્વરમાં. આ નમૂના પ્રમાણે ગણધર પણ એક નમૂનો બનાવવા મથી રહ્યો હતો. તમે મને શું કહેતા હતા?'

'ધંધૂકરાજ કે કોઈ નગરીમાં નથી!'

'નગરીમાં નથી! ત્યારે?'

'નાસી ગયા છે!'

'અરે! બધા નાસી ગયા છે? નગરીની અંદર કોઈ નથી?

'ના, છે—લૂલાં, લંગડાં ને બૂઢાં અને કૂતરાં.'

'મહારાજ! અને પેલો નહિ—રાજગઢનો અટંકી ચોકીદાર? શું રાજભવન છે! કોઈ માણુસની અવરજવર નથી એટલે તો—!'

'એટલે તો ? શું કહ્યું તેં, ગણધર ?'

'એટલે તો, બા ! ચાંદની રાતે, ધોળા આરસની આ નગરી કોઈ મનોરમ સ્વપ્ન જેવી લાગે ! મહારાજ ! તમારી જાણબહાર પણ એક વસ્તુ રહી ગઈ લાગે છે !'

'શી ?'

'નગરી ઉજ્જડ એટલે આપણને લોક વિના રસ ન પડે એવી આપણી વૃત્તિ થઈ ગઈ—બાકી એનીસમગ્ર રચના પાંચપચીસ વખત ફરીને જોવા જેવી વસ્તુ છે. એની નકશી—ને આરસમાં શિલ્પીઓએ પાથરેલી સમૃદ્ધિ—મહારાજ ! આને હિસાબે તો અવંતીનાથની ધારાનગરી ગામડા જેવી કંગાળ લાગે. ઓહોહો ! શું દૂધિયો શુદ્ધ આરસ પાથર્યો છે !'

'ગણધર ! ત્યારે તો આજે પૂનમની રાત છે. આજ રાતે નગરી જોવા જઈએ !' શ્રી બોલી.

'તમને ગમશે નહિ હો—!' ગણધરે કહ્યું.

'ગમશે—ચાલને, આવી નગરી ફરી ક્યારે જોઈશું ? અત્યારે ખંડેર જેવી છે તો વળી એ કાંઈનું કાંઈ કહી નાખશે !'

'શું કહેશે ?' વિમલે પૂછ્યું.

'એ તો કેમ કહેવાય, મહારાજ ? પણ એકલાં અટૂલાં ખંડેર જોઈને તમને કાંઈ નથી થતું ? આપણે પંચાસર ગયાં હતાં—તમને સાંભરે છે ? એણે આપણને કેટલું બધું કહી નાખ્યું હતું ?'

'એ કરતાં મને તો એક બીજી વાત ગણધર કહેતો હતો તે સાંભરે છે !'

'શી ?'

'ગણધર! તેં જ નહોતું કહ્યું કે ભૃગુકચ્છ ઊતરેલા અનેક જાત્રાવાસીઓ *નંદગિરિ જોવા આવે છે ત્યારે કાંઈ ને કાંઈ લઈ જાય છે!'

'હા, મહારાજ!'

'મેં તો આજે આ આરસની નગરીમાં પ્રવેશ કર્યો ને મનમાં એક ગાંઠ વાળી લીધી. ધંધૂકરાજને હરાવવામાં શો રસ હોઈ શકે? એને જીતવામાં કાંઈક વધુ મહત્તા નથી? જેણે આવી નગરી બનાવી છે એ ધંધૂકરાજને અહીં જીતવા કરતાં ત્યાં છેક જવામાં જીત મેળવવી એમ મને તો થાય છે!'

'મહારાજ! કામ તો અદ્ભુત છે; બીજો હાથ—વળી ટેકો આપે, તો જુગજુગાંતર નામ રહી જાય એવી અનુપમ રચના આંહી બની જાય!' ગણધર બોલ્યો.

વિમલ વિચાર કરી રહ્યો.

'પણ—દામોદર—તમે ન કહ્યું, તમારે ધંધૂકરાજને જીતવા છે, હરાવવા નથી? દામોદર એ માનશે? ને મહારાજ પોતે?'

'જુઓ, દેવી! મહારાજ ભીમદેવને આંહીં રહેવું હોય તો ભલે આવે; મારે તો ધંધૂકરાજને જીતવા છે—હરાવવા નથી.'

'પણ ધંધૂકરાજ માને નહિ, મહારાજ સમજે નહિ, ને એવું કાંઈક થાય તો તમે શું કરશો? વળી બીજું ઘર્ષણ વહોરવું પડશે તો?'

'હું તો મા આરાસુરીના થાનકમાં જઈને બેસી જઈશ.

* આબુનું નામ

ગણુધર ત્યાં હશે. તમે હશો. મા હશે. ને આરસના ડુંગરા હશે. મારે બીજું કાંઈ જોઈતું નથી, કેમ ગણુધર ?'

'મહારાજ! આંહીંના આરસના ડુંગરા જોયા પછી તો મને કાંઈ ને કાંઈ થાય છે—શું માએ બેઠણું પસંદ કર્યું છે !'

તે રાતે વિમલ ગજરાજ ઉપર ચડીને ફરીને એક વખત નગરીને નિહાળવા નીકળ્યો. શ્રી પાછળ બેઠી હતી. શાંત ગતિએ ગજરાજ આગળ ચાલ્યો.

પાછળ બે ઘોડેસવારો લાંબા ભાલા લઈને ધીમે ધીમે આવી રહ્યા હતા.

ડુંગરાઓ ઉપર ચાંદની વરસી રહી હતી. ટેકરીઓ ઉપરની અનેક નાની મનોરમ છત્રીઓ પાસે સોલંકી ચોકીદારોએ તાપણાં સળગાવ્યાં હતાં. ગિરિ ઉપર જાણે દીપાવલિ પ્રગટી હોય તેવો દેખાવ લાગતો હતો. આરસની નગરીના પ્રાસાદોની સ્ફટિકનિર્મલ *ચન્દ્રશાલામાં પડતાં દીપાવલિનાં પ્રતિબિંબ, જાણે કોઈ નવવધૂના કપોલ પર પ્રિયતમના છાના ધીમા રસશબ્દે આવતી લજ્જાની શોભા પ્રગટ કરતાં હતાં.

વિમલના ગજરાજે જ્યારે નગરીમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંનો દેખાવ જોઈને શ્રી છક્ક થઈ ગઈ.

નાનાંમોટાં અનેક સુંદર મકાનો ચાંદનીમાં નાહી રહ્યાં હતાં. ઠેરઠેર ધોળા આરસની અનુપમ શોભા પ્રગટી રહી હતી. પાછળ આવતો ગણુધર તો જોવા માટે ઠેકાણે ઠેકાણે થોભી જતો હતો.

---

* અગાશી

એમ ને એમ ગજરાજ ઘૂમવા માંડ્યો. વિમલના મનની અત્યારે જુદી જ દશા હતી. રસિક નાગરિકોએ એમના દ્વાર ઉપર મૂકેલી સુંદર પ્રતિમાઓ, હમણાં જાણે આમંત્રણ આપશે એવી સજીવન બનીને અત્યારે ઊભી રહી ગઈ હતી.

રાજગઢના વિશાળ ચોક પાસે તેઓ આવી પહોંચ્યા. ત્યાંની સ્તમ્ભાવલિ અદ્‌ભુત હતી. તેમાં ઊભેલી નાજુક પ્રતિમાઓમાં—છેક નીચેથી ટોચ સુધી મૂકેલી આરસની મંડનાકૃતિઓમાં, તો જાણે આંખ થાકે પણ શોભા ન ખૂટે એટલો વૈભવ પથરાયેલો પડ્યો હતો. એ તો જાણે હમણાં કોઈ સુરમ્ય વાણીથી વાતાવરણને જગાડી દેશે એટલી સજીવ બની ગઈ હતી. રેખાએ રેખામાં અણિશુદ્ધ સમુદ્રફેન જેવો આરસ, દૂધ જેવી ચાંદની, ને ગણધર જેવા કોઈ રસિક શિલ્પીની કલ્પના. આ સૌન્દર્યમૂર્તિઓ નિહાળવા માટે તો વિમલ ત્યાં નીચે ઊતરી ગયો. ઘોડેસવાર અટકીને થોડે દૂર ઊભા રહ્યા. દંડનાયક રાજગઢના મુખ્ય દ્વાર પાસે આવી પહોંચ્યો. ગણધર ને શ્રી સૌ ત્યાં અવાક બનીને ઊભાં ઊભાં નિહાળી જ રહ્યાં.

સાચાં મોતીની પ્રભા જાળવતી અસંખ્ય મૌક્તિક-માલાઓથી દ્વાર ભર્યુંભર્યું લાગતું હતું. બન્ને બાજુ ઉપર પહેરગીરોની ને દીપકન્યાઓની પ્રતિમાઓ ઊભી હતી. વિમલ તેમને જોવા આગળ વધ્યો. એટલામાં રાજગઢના અંદરના ભાગમાંથી આવતું મશાલનું તેજ દેખાયું. અંદરથી ઘૂજતો, પણ દઢ થથરાવી નાખે એવો પહાડી અવાજ આવ્યો: ‘ કોણ ઊભું છે ત્યાં ? ’

'મહારાજ! એ જ પેલો વૃદ્ધ ચોકીદાર!' ગણધરે વિમલને કહ્યું.

'એ આંહી છે એમ?'

એટલામાં વૃદ્ધ ચોકીદાર મશાલ લઈને મુખ્ય દ્વાર આગળ આવી પહોંચ્યો. મશાલના તેજમાં અગ્નિસ્નાન કરતી હોય તેવી તેની ધોળી લાંબી દાઢી શોભી રહી હતી. અંગેઅંગને તેણે શસ્ત્રાસ્ત્રથી શણગાર્યું હતું. કેડે કટાર હતી. પડખે લાંબી તલવાર લટકતી હતી. એક હાથમાં જબ્બર ભાલો હતો. માથે મોટી પાઘ હતી. વિશાળ આંખમાં સ્વપ્નની ઘેલછા હતી. તે આવીને પોતાની હમેશની ચોકીની જગ્યાએ ખડો થઈ ગયો.

'કોણ છે એ?' તેણે અવસ્થાથી ધ્રૂજતા પણ દૃઢ અવાજે પૂછ્યું: 'કેમ બોલતું નથી?'

'એ તો દંડનાયક છે!' ગણધરે જવાબ વાળ્યો.

'દંડનાયક કોણ?'

'મહારાજ પાટણપતિ ભીમદેવના દંડનાયક—વિમલરાજ!'

ચોકીદારે હાથમાંની મશાલ એક લાકડાના હાથામાં ભીંતને આધારે ભરાવી દીધી, કટાર સંભાળી, તલવાર ઉપર હાથ મૂક્યો. ભાલો ઠીક કર્યો. વિમલે એ બધું જોયા કર્યું. ચોકીદાર એક પગલું આગળ આવ્યો: 'કોણે કહ્યું દંડનાયક છે? આંહીં કોઈ દંડનાયક નથી. કોઈ સરદાર સેનાપતિ નથી. આ તો પરમારોની નગરી છે. પરમાર વિના એનો કોઈ માલિક નથી. કોણ એ બોલ્યું કે દંડનાયક છે?'

'પણ ધંધૂકરાજ તો નાસી ગયા છે!'

'તેથી શું ? હું એનો ચોકીદાર બેઠો છું નાં ?'

'સોલંકીઓનું આખું સેન આંહી આવ્યું છે, પહેરગીરજી !'

'આખું સેન આવે કે આખું રાજ આવે તોપણ શું ? દંડ પરમારની ચોકી બાપદાદે સાત પેઢીથી અખંડ તપતી આવે છે. જ્યાં સુધી દંડ પરમારના હાથમાં રાજગઢની ચોકી છે, ત્યાં સુધી તો કોઈ રાણીજાયો જન્મ્યો નથી, જે આ ચોકી વટાવી શકે ! કોણ ત્યાં બે ઘોડેસવાર જેવા ઊભા છે ? ખબર નથી, આ પરમારોનો રાજગઢ છે ? પરમારના રાજ-ગઢની દંડ પરમારની ચોકી અખંડ ને અભેદ્ય છે. માનો દીવો ટળે તો પરમારની ચોકી ચળે. કોણ આ ચોકી વટાવવા-વાળો પાકયો છે ? તને ખબર નથી, આ દંડ પરમારની ચોકી છે ?' જોરથી ઘેરો બનેલો, ફાટી ગયેલો, ધ્રૂજતો, થથરાવી મૂકે એવી શક્તિવાળો દંડ પરમારનો અવાજ સાંભળીને ગણધર બે ડગલાં પાછળ હઠી ગયો.

'દંડ પરમાર ! નગરી તો ઘણીખરી ખાલી છે !' વિમલે શાંતિથી કહ્યું: 'હવે કોની ચોકી કરો છો ?'

'ચોકી કરું છું રા જ ગ ઢ ની !' દંડે અભિમાનથી કહ્યું.

'રાજગઢમાં કોઈ રાણીજી રહ્યાં હશે ?' વિમલે વધુ શાંતિથી પૂછ્યું.

'આ રાજગઢ કોઈ દી ખાલી રહેતો જ નથી. એમાં કોઈને રહેવા—ન રહેવાનું શું કામ છે ? તમને લાગે કે કોઈ રહેતું નથી, એટલે કોઈ રહેતું નથી એમ ? સાત સાત પેઢીથી વંશપરંપરા રાજગઢની ચોકી તો અમારે ત્યાં જ ચાલી આવે છે. અમે તો એને કોઈ દી ખાલી ભાળ્યો નથી. રાજગઢની અમારી ચોકી, એટલે રાજગઢની અમારી

ચોકી. એમાં મીનમેખ થાય નહિ. દંડ પરમાર છે, દંડ પરમારની તલવાર છે, અને જ્યાં સુધી આ રાજગઢ છે, ત્યાં સુધી એની દોઢીમાં હવે કોઈ ફરકી શકે નહિ. મહારાજ અર્બુદપતિ પોતે પધારે ત્યારે જ દંડ પરમારની ચોકી આંહીંથી ઊઠે !' વૃદ્ધ બોલતાં બોલતાં ધ્રૂજી ગયો: 'ત્યારે જ ચોકી ખસે !' તે તાડુકી ઊઠ્યો.

'કાલે લૂણવીર નાયકને મોકલીએ, મહારાજ ! એટલે ચોકી ઊઠી જાશે !' બન્ને સવારો પાસે આવી ગયા હતા તેમાંના એકે કહ્યું.

'કોણ એ બોલ્યું ? કોણે ચોકી ઉઠાડવાની વાત કરી ? કોણ છે એ બે માથાળો ?' દંડ પરમાર ગાજી ઊઠ્યો. તેનું વૃદ્ધ શરીર ધ્રૂજવા માંડ્યું. તેણે સબ કરતી ક ને તલવાર ખેંચી: 'મારી મા આરાસુરી ! મારી મા ! આજ દી સુધી તેં લાજ રાખી છે. આજ પણ તું જ છોરુની લાજ જાળવજે ! મારી ચોકી અખંડ રહે એમ કરજે, મા !'

સાતસાત પેઢીથી અખંડ ચાલી આવતી ચોકી પોતાને હાથે ખંડિત બને એના કરતાં તો મરણ સારું એવી અખૂટ શ્રદ્ધાથી તેના અવાજમાં એક એવી આર્ત ધ્રુજારી પ્રગટતી હતી કે વિમલ પણ એની અસર અનુભવી રહ્યો. તેણે પોતાના રક્ષણ માટે આગળ આવવા મથતા સૈનિકને હાથની નિશાનીથી રોકી દીધો. દંડ પરમારનો ચહેરો વીરભક્તના તેજથી પ્રકાશી ઊઠ્યો હતો. 'મા !' તે હજી બોલી રહ્યો હતો, 'દેહ તારે ખોળેથી મળ્યો તો આજ તારે ખોળે પાછો આપું છું. લેજે મારી માવડી !' અને જનોઈવઢ ઘા કરવા માટે એણે એક પગલું આગળ માંડ્યું: 'કોણ એ દંડ પરમારની ચોકી

ઉઠાડનારો આવ્યો છે? હેં?' એના અવાજમાં ભૈરવી નિશ્ચય આવી ગયો હતો.

વિમલે જરા પણ ગભરાયા વિના કહ્યું: 'તમારી ચોકી કોઈ ઉઠાડતું નથી, પરમાર! સંભાળજો!' અને પેલા સવારની સામે ઠપકાભરેલી નજરે જોઈ રહ્યો: 'સોલંકીના સૈન્યમાં ક્યારનો કે છો?'

'એએક વરસ થયાં, મહારાજ!'

'ત્યારે નવો લાગે છે. સોલંકીઓનું ટોળું એકની સામે થાય—એવું ક્યાંય તેં જોયું છે ખરું? એમ સોલંકીઓની શોભા વધશે? દંડ પરમાર! તમતારે તમારી ચોકી—'

દંડ પરમારને વૃદ્ધાવસ્થામાં આ જોર અતિશય આકરું થઈ પડ્યું હતું. તે પડું પડું થઈ રહ્યો હતો. વિમલે એ જોયું. તે અત્યંત શાંતિથી જાણે એનું માન જાળવતો હોય તેમ બોલ્યો: 'પરમાર! દંડ પરમાર! તમતારે તમારી ચોકી સાચવો. તમારી ચોકીમાં કોઈ આવી શકે નહિ. ચાલો, ગણધર! ચાલો, આ ચોકી તો દંડ પરમારની છે! એમની તો અખંડ ચોકી છે, ચાલો.' અને તે ત્યાંથી પાછો ફરી ગયો.

વિમલ ગજરાજ તરફ ચાલ્યો. સૌ એની પાછળ ચાલી નીકળ્યા. શ્રીએ એક વખત પાછળ જોયું. ભીંતેથી પોતાની મશાલ લઈને, દંડ પરમાર પાછો પોતાના થાનક ઉપર સ્થિર ઊભો રહી ગયો હતો. એકીનજરે તે પોતાની ચોકી સંભાળી રહ્યો હતો. અને ધંધૂકરાજ ત્યાં હાજર હોય ને જેમ હોંકારો કરે તેમ તેણે હોંકારો કર્યો: 'પહેલો પહોર—મહારાજ અર્બુદપતિ કી જે! ચોકી પરમાર દંડની! રખેવાળી

મા અંબા ભવાનીની !'

વિમલે એ શબ્દો સાંભળ્યા અને તેના મોં ઉપર એક સ્મિત છવાઈ ગયું. 'ગણધર !' તે ગજેન્દ્ર ઉપર ચડતાં ચડતાં બોલ્યો: 'તને ખરેખર ભય લાગ્યો હતો નાં ? તું કેમ બે ડગલાં પાછળ હટી ગયો ?'

'મહારાજ! મને ભય લાગ્યો? અને તમારા સાન્નિધ્યમાં ?'

'પણ તું પાછો તો પડ્યો હતો ગણધર—જ્યારે દંડ પરમારે તલવાર ઉપાડી આગળ પગ માંડ્યો ત્યારે. એ તો મેં જોયું હતું.' શ્રીએ ટેકો પુરાવ્યો.

'એ તો મહારાજ ! દંડ પરમારે કૃપાણ ધારણ કરી એક પગલું આગળ માંડ્યું, ત્યારે મને સાંભરી આવ્યું. એટલા માટે હું બે ડગલાં પાછો હઠ્યો !'

'શું સાંભરી આવ્યું ગણધર ?'

'ભગવાન સોમનાથના મંદિરમાં જે અખંડ ચોકીદારી કરતો પાર્શ્વ મૂકવો છે—તે પાર્શ્વ આ દંડ પરમાર થશે. એની પ્રતિકૃતિ બરાબર સમજી લેવા હું તો બે ડગલાં પાછળ હટ્યો હતો !'

'આ . . . હા ! ગણધર ! તું મને ક્યાંય મૂકશે કે નહિ ?'

'તમને ? તમને શી રીતે મૂકું ? તમારી પ્રતિમા તો દેવીમા ! કોતરું કોતરું ને કાંઈક મૂકવાનું રહી જાય—એનું શું થાય ? હું ગરીબ માણસ એ 'કાંઈક' ક્યાંથી કાઢું ?'

'શું મૂકવાનું રહી જાય છે, ગણધર ?' વિમલે પૂછ્યું.

'મહારાજ ! એમની પ્રતિકૃતિ તો હું મૂકું—એ તો

હું કરું, પણ એમનો જીવનપરિમલ એ હું રંક ક્યાંથી લાવું? ને શી રીતે મૂકું? જીવનની સુગંધ તો બિચારા શિલ્પીઓ પણ લાવી શકતા નથી!'

વિમલ શ્રી સામે જોઈ રહ્યો: 'ગણધરની વાત સાચી છે હો, દેવી!—હું પણ તમારા સાન્નિધ્યમાં જે અનુભવું છું તે મોંએથી કહી શકાતું નથી!'

'અરે! જાવ રે તમે પણ—' અને ગણધર સામે જોઈ શ્રીએ ઉમેર્યું: 'એ તો છે જ એવા કવિ જેવા, ગણધર! તું તારે મને કહેને, તું મને ક્યાંય મૂકશે કે નહિ? મારું સ્થાન એવી રીતે તું ક્યાંય ન ગોઠવે કે જ્યાં યુગયુગનાં માનવીની ચરણરજ મને મળ્યા કરે?'

'અને એ ચરણરજ લેનારની પાસે તું મને રાખજે, ગણધર! કે હું નિત્ય એની ચરણરજ લેતો ઊભો રહું!'

શ્રીના ચહેરા ઉપર આવી ગયેલી છાની સ્મિતરેખા ગણધર નિહાળી રહ્યો: 'તમને તો, દેવીમા! હું ત્યારે જ ટાંકણામાં ઝીલી શકું, જ્યારે મા અંબાભવાની પોતે, મારા હૃદયમાં એક ઘડીભર બેસી જાય!'—અને શ્રીની સ્મિત-રેખાને પોતાના અંતરમાં ઉતારતાં સ્વગત બોલતો હોય તેમ ધીમેથી બોલ્યો: 'આ હૃદયવૈભવ, બિચારો શિલ્પી એ શી રીતે ઉતારવાનો હતો દેવી મા!'

'પણ મેં તને કહ્યું એનો જવાબ તો આપ, ગણધર! તું મને આના સાન્નિધ્યમાં મૂકશે કે નહિ?' વિમલ બોલ્યો.

'અને મને એમના સાન્નિધ્યમાં, ગણધર!' શ્રીએ કહ્યું.

ગજરાજે પ્રયાણ શરૂ કર્યું. તેની ઘંટાવલિના ઘોષમાં ને ઘોડેસવારોના પડઘામાં ગણધરનો જવાબ ડૂબી ગયો.

## ૧૧. વટેશ્વરના મંદિરમાં

કેટલાક સમય પછી કાર્તિકસ્વામી વટપુર જવા નીકળ્યો ત્યારે એની પાસે દામોદર સમક્ષ રજૂ કરવા જેવી ઘણી જરૂરી બાબતો હતી.

દંડ પરમારની અખંડચોકીની વાત જ્યારે પૂર્ણપાલે સાંભળી ત્યારે એને વિમલ પ્રત્યે એક પ્રકારનું આકર્ષણ થયું હતું; વિમલ તથા ધંધૂકરાજ વચ્ચે સંદેશવ્યવહાર ચાલુ થયો હતો. અનિશ્ચયી રાજા જેટલી ઝડપથી ભાગી ગયો હતો તેટલી જ ઝડપથી પાછો ફરે તો નવાઈ નહિ એમ લાગતું હતું. વિમલ ચિત્રકોટને રસ્તે એમની સાથે એક ગુપ્ત મુલાકાત લેવામાં સફળ પણ થયો હતો.

પણ કાર્તિક સ્વામી દ્વારા વિમલે દામોદર ઉપર મોકલેલો સંદેશો તો આ કોઈ વાત પ્રગટ કરતો ન હતો. એમાં તો એક જ વાત હતી: ‘મને શ્રદ્ધા છે કે ધંધૂકરાજને પાછા વશ કરી શકાશે.’

એ ઉપરાંત એક નાની સુંદર ગાથા શ્રીએ લાહિનીદેવી ઉપર આપી હતી.

વટપુરમાં ખરી સ્થિતિ શી છે એની કાર્તિકને ખબર

ન હતી. એટલે એ સાવધાનતાથી પોતાનો માર્ગ કાપી રહ્યો હતો.

જયદેવના સમાચાર પણ એને મળ્યા ન હતા. એ મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો હતો કે વિમલની ચંદ્રાવતી તરફની માનવૃત્તિ પૂર્ણપાલને વશ કરે, ને ધંધૂકરાજ પાછા ફરે, તો તો પાટણનો સોએ સો ટકા વિજય થાય: મહારાજ સિંધ ઉપર જવા છૂટા થાય: પણ ન કરે નારાયણ ને જો માળવા તથા આબુ બન્ને એક થઈ જાય તો ?

ને નડૂલવાળા પણ સામયિક સંધિ કરી લઈ એમની સાથે મળી જાય તો ?

એટલે આખે રસ્તે દામોદરના સાહસની કલ્પનાથી કાર્તિક કાંઈક આકુળવ્યાકુળ થતો હતો.

એને એ આકુળતામાં આશ્વાસન માત્ર એક હતું— દામોદરે વટપુરમાં પડાવ નાખ્યો હતો તે.

આડાવળામાં આવેલું વસિષ્ટપુર કે વટપુર એ પરમારોનું થાણું ને ધાર્મિક મથક ગણાતું. ચંદ્રાવતી ને નડૂલની વચ્ચે એ એવી રીતે બેઠેલું હતું કે ત્યાં પડેલું સૈન્ય નડૂલ, ચંદ્રાવતી ને કેટલેક અંશે માલવરાજના ચિત્રકોટ ઉપર પણ નજર રાખી શકે. તેમની વચ્ચેના વ્યવહાર ઉપર ધ્યાન રાખી શકે ને ધારે ત્યારે નડૂલ ને ચંદ્રાવતી બન્નેને વિભક્ત કરી શકે.

અર્બુદપતિ ધંધૂકરાજની પુત્રી લાહિનીદેવી આંહીં રહેતી હતી. તેણે ત્યાં એક સુંદર વાવ—લાહિનીવાપી— બંધાવી હતી. બારે માસ જલભરપૂર રહેતી મનોરમ નાની સરસ્વતીને કિનારે તેણે એક અત્યંત રમણીય સૂર્યમંદિર

પણ રચાવ્યું હતું. વિધવા થયા પછી તે સંસાર સંન્યાસ સ્વીકારી આંહીં જ રહેતી. તેને રાજકારણમાં ખાસ રસ ન હતો. પોતાના બંધુ પૂર્ણપાલની પ્રીતિથી દોરાઈ કોઈક વખત તે એમાં ભાગ લેતી; પણ માણસ જેમ હાથને ચોંટેલી ધૂળ ખંખેરી કાઢે તેમ તરત એ વાતને ખંખેરી કાઢતી. વટપુર એને મન કાંઈ હિસાબમાં ન હતું. વટેશ્વરનું મંદિર એ જ એનું સ્વર્ગ હતું. સામે કિનારે આવેલા વટપુરમાં કોણ આવે છે ને કોણ જાય છે એ એને માટે તુચ્છ વસ્તુ હતી. એનો જીવનરસ આંહીં મંદિરના નિત્યકાર્યમાં હતો. એણે જ્યારે ધંધૂકરાજને સંદેશો મોકલાવ્યો ત્યારે એમાં પણ એનો કોઈ ખાસ રાજકીય હેતુ ન હતો. એક સવારે એ ઊઠી ને એણે જોયું કે સામે કાંઠે વટપુરના અસંખ્ય વડોની ઘટામાં કોઈ મોટા સૈન્યનો પડાવ રાતોરાત આવી ગયો હતો—ઘોડાં હણહણી રહ્યાં હતાં—હાથીઓની કતાર લાગી ગઈ હતી—પટકુટીઓ રચાઈ ગઈ હતી—ને સંખ્યાબંધ સૈનિકો આમથી તેમ ઘૂમી રહ્યા હતા. તેણે બરાબર નજર કરીને જોયું તો એક મહાન વૃક્ષ ઉપર સોલંકીઓનો કુક્કુટધ્વજ ફરકી રહેલો તેની નજરે પડ્યો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ધંધૂકરાજને પાટણપતિ સાથે કાંઈક ખટરાગ થયો છે એ એને ખબર હતી, પણ વાત આટલી આગળ વધી છે એ એની જાણબહાર હતું. પરમારોની પૃથ્વી ઉપર આ પ્રમાણે કોઈ આવીને ધ્વજ ફરકાવે એ એને મન નવાઈની વાત હતી. એટલે થોડા દિવસ પહેલાં જ અંબાભવાનીથી આ બાજુ આવેલા રાજપુરોહિત રુદ્રરાશિને મળવા માટે તે પાસેના શિવ મંદિર તરફ ગઈ.

રુદ્રરાશિ મંદિરના ગર્ભાગારમાં પોતાના નિત્યકર્મમાં તલ્લીન બેઠો હતો. થોડીવાર પછી એ બહાર આવ્યો. લાહિનીએ ભક્તિથી તેને નમસ્કાર કર્યાઃ 'ગુરુજી! આ કોણ આવ્યું છે સામે કાંઠે–વટપુરમાં?'

'વટપુરમાં?' આશ્ચર્યથી રુદ્રરાશિએ પૂછ્યુંઃ 'કાલ સાંજ સુધી તો કોઈ ન હતું.' હાથને નાક પાસે લાવી સ્વરોદયની પોતાની વિદ્યાનો પરિચય આપતો તે મંદિરના ચોગાનમાં આવ્યો ને સામે કાંઠે આવેલ અનેક વૃક્ષોની ઘટા તરફ જોઈ રહ્યો.

'ધ્વજ ઉપર તો મારી મા બહુચરાજીનો કુક્કુટ દેખાય છે!'

'ત્યારે તો પાટણના સોલંકી હશે!'

'હા; સોલંકી જ. ભીમદેવ મહારાજ આવ્યા છે કે શું?'

'ત્યાંથી—ચંદ્રાવતીથી તમે આવવા નીકળ્યા ત્યારે ત્યાં કાંઈ ખબર ન હતી?'

'ના; ત્યારે તો ત્યાં બધે શાંતિ હતી. સૌ ધારતા હતા કે મહારાજ ભીમદેવ નડૂલ જવાના છે—પણ અર્બુદગિરિને જમણે હાથે રાખીને મહારાજ સીધા જ ત્યાં જશે. આપણને ને નડૂલવાળાને એ એકસાથે નહિ છોડે. ને દંડનાયક વિમલ તો રિસામણે નીકળ્યા છે એટલે આવશે તો પણ આપણી સાથે રહેશે. અચાનક આ શી રીતે બન્યું? આપણે મહારાજને સમાચાર તો મોકલીએ—આપણું થાણું પણ ઉઠાડી મૂક્યું લાગે છે.'

'હા; પણ આંહીંથી સંદેશો મોકલો એ મોંએથી જ મોકલજો.'

'કેમ ?'

'મહારાજ હશે તો દામોદર મહેતો પણ સાથે હશે.'

'એટલે ? એ હોય તો શું ?'

'મને એમ ખબર છે કે પિતાજી ભીમદેવ મહારાજ સામે યુદ્ધ ખેલી લેવા ખુશી હતા. દંડનાયક વિમલને તો એ મિત્ર માનતા. પણ આ મહાવિચક્ષણ દામોદરથી એ ધ્રૂજતા. એ વારંવાર કહેતા કે દામોદર ક્યારે લડશે એ ખબર પડતી નથી. શી રીતે લડશે એ પણ ખબર પડતી નથી. એટલે મને એની સામેના યુદ્ધમાં કશો યુદ્ધાનંદ નહિ મળે.' આટલું બોલ્યા પછી આ વાતમાં પોતાનાથી વધારેપડતો રસ લેવાઈ ગયો હોય તેમ તુરત વાતને સંકેલતી હોય તેમ લાહિનીએ કહ્યું: 'તો તમે કહેવરાવી દેજો, ગુરુજી ! મારે હજી થોડી જપમાલા બાકી રહી છે !'

'તમારે નામે જ કહેવરાવીશ—એટલે મહારાજ એ બાજુથી ઘેરાતા રહી જાય—ને વેળાસર ચિત્રકોટ પહોંચી જાય !'

'હા, ભલે; થાણું ઉઠાડી મૂક્યું એટલે એ સૈનિકો પહોંચ્યા તો હશે, પણ છતાં આપણે કહેવરાવવું સારું. નમઃ શિવાય.' લાહિનીએ ભક્તિથી રુદ્રરાશિને પ્રણામ કર્યા.

'શિવાય નમઃ,' રુદ્રરાશિએ કહ્યું, અને તે મંદિરના ગર્ભાગારમાં ગયો.

રુદ્રરાશિએ થોડીવાર પછી ગુપ્ત રીતે એક સંદેશો મહારાજને મોકલી દીધો ને પોતે મંદિરના વિશાળ ચોગાનમાં વડની છાયા નીચે મૃગચર્મ પાથરી નમઃ શિવાયના જાપ કરતો બેઠો.

રુદ્રરાશિ જપ કરતો બેઠો ખરો, પણ એનું ધ્યાન તો

ત્યાં સમુદ્રકિનારે આવેલા અખૂટ વૈભવશાળી ને મહાપ્રતાપી સોમનાથના મંદિર પ્રત્યે હતું.

એ પોતે ચોસઠ જોગણીના નર્મદાકિનારા ઉપરના ભૃગુતીર્થ [ ભેડાઘાટ ]થી આ બાજુ આવ્યો હતો. પહેલાં મહાકાલમાં રહ્યો હતો. પણ એની મહત્ત્વાકાંક્ષા તો સોમનાથના મહાધિપતિ થવાની હતી. તે પાટણ જવાની તૈયારી પણ કરી રહ્યો હતો. ગીર્વાણમાં રચેલી ભગવાન સોમનાથની અદ્‌ભુત પ્રશસ્તિ તેણે એક વખત દામોદરને મોકલી હતી અને દામોદરે પણ પોતાનો એક શ્લોક તેને મોકલ્યો હતો. પરંતુ એટલામાં ગર્જનકો આવ્યા ને મહાકાલથી નીકળી સોમનાથ જવાને બદલે એ ધંધૂકરાજની ચંદ્રાવતીમાં જ રહી ગયો. ચંદ્રાવતીમાં રહ્યા છતાં એની જીવન આકાંક્ષા તો સોમનાથના દ્વારે બેસવાની જ રહી ગઈ હતી.

મહત્ત્વાકાંક્ષા એ એક પ્રકારનું જીવનરસાયન છે. કેટલાકને એ તારે છે, તો કેટલાકને મારે છે. રુદ્રશરણે અનેક દૈવી સિદ્ધિઓ મેળવી હતી. એણે અનેક ગ્રહોને, ઉપગ્રહોને, ચંદ્રને અને સૂર્યને પોતાને વશ વર્તાવ્યા હતા. એક આ મહત્ત્વાકાંક્ષાની અદમ્ય ક્ષુધા એને વશ ન હતી.

બાકી લોકવાયકામાં તો એની જોગસિદ્ધિ અનુપમ ગણાતી, એની ઉપાસના ગમે તેવાની પાસે તરણું લેવરાવતી, એની જ્યોતિષની પ્રતિષ્ઠા જેવાતેવાનાં તો હાંજા ગગડાવવા સમર્થ હતી, એના દસે આંગળાંના વેઢા ઉપર ગ્રહમાત્ર આવીને વસતા. એની નખાંગુલિમાં નવે ગ્રહોનાં ચિત્ર હતાં. કયો ગ્રહ નડે છે, એ મોઢેથી બોલીને એ કહેતા નહિ. કારણ કે દરેક ગ્રહ એનો તો મિત્ર હતો. એ માત્ર અંગુલિ બતાવતા,

ને એ અંગુલિના નખમાં કોતરેલી ગ્રહની નાજુક આકૃતિ માણસને એનું ભવિષ્ય કહી દેતી.

અને છતાં એમના જીવનનો પોતાનો ગ્રહ એ હજી સુધી શુભસ્થાને મૂકી શક્યા ન હતા!

એટલે ધંધૂકરાજ ચિત્રકોટ જાય કે મહાકાલેશ્વર જાય એમાં એમને રસ ન હતો. એમને તો આ મહાન પળનો ઉપયોગ કરવો હતો. પોતે જો સોમનાથના મહાધિપતિ હવે નહિ બને તો પછી એ સ્થાન એમને કોઈ દિવસ નહિ મળે. એટલે પ્રથમ દામોદરને સાધવાની જરૂર એમને લાગી.

દામોદર વટેશ્વરમાં આવ્યો ત્યાર પહેલાંથી જ દામોદરે એક વાત વહેતી મૂકી હતી—ભીમદેવ મહારાજ વટેશ્વરના સૂર્યમંદિરમાં કાંઈક અનુષ્ઠાન કરવાના છે માટે ત્યાં થોડા દિવસ રોકાવાના છે: તે પછી આગળ જશે.

રસળતી રસળતી આ વાત રુદ્રરાશિને કાને આવી ને એના કાન ચમક્યા.

એક દિવસ એ નિત્યકર્મથી પરવારી પોતાના નિયમ પ્રમાણે વડ નીચે મૃગચર્મ ઉપર બેસી જપ જપતો હતો ત્યાં બહાર કોઈના ગજનો ઘંટારવ સંભળાયો.

કોણ હશે એની રુદ્રરાશિ કાંઈ કલ્પના કરે ત્યાં તો તેણે એક વિનમ્ર જણાતો, શાંત, મધ્યમ પુરુષ અંદર આવતો જોયો. પહેલી દૃષ્ટિએ એકદમ અનાકર્ષક લાગતો આ પુરુષ પાટણ જેવા મહાન રાજ્યનો મંત્રીશ્વર હશે એવો ખ્યાલ તો કોઈને ન આવે. રુદ્રરાશિએ પણ એને કોઈ સ્થાનપુરુષ ધાર્યો. તેણે હાથમાં માળા રાખીને પોતાનો જપ ચાલુ જ રાખ્યો. દામોદર એની તરફ આવી રહ્યો હતો.

દામોદર એકલો આવ્યો હતો. તેની સાથે કોઈ ન હતું. એટલે રુદ્રરાશિને પણ ખ્યાલ ન આવ્યો કે આ સાદો પુરુષ પાટણનો વિધાયક છે. દામોદર છેક નજીક આવ્યો. તેણે દૂર ઊભા રહીને ભક્તિથી રુદ્રરાશિને પ્રણામ કર્યા. રુદ્રરાશિએ તેને આશીર્વાદ દેવા હાથ લંબાવ્યો. દામોદર આગળ આવ્યો. ને રુદ્રરાશિની સામેના એક આસન પર બેઠો. તે ત્યાં બેઠો એટલે રુદ્રરાશિએ જરાક વધારે ધ્યાનથી તેની સામે જોયું ને તેની સામે જોતાં જ એનો ભ્રમ ભાંગી ગયો. અત્યાર સુધી જે વિનમ્ર અને શાંત પુરુષ લાગતો હતો તેની આંખમાં દુનિયા આખીનું જાણે પાણી ચમકી રહ્યું હતું. એ આંખમાં કાંઈક એવી અજબ જાદુગરી હતી. જેની સામે એ જુએ એને લાગે કે એમાં માયાનો સાગર ભર્યો છે ! બીજી કોઈ રીતે આકર્ષક ન લાગે એવો આ પુરુષ આવી તેજસ્વી ને વેધકદૃષ્ટિ વાળી આંખો વડે જોનારને એકદમ આકર્ષી શકવાની શક્તિ ધરાવતો હતો. રુદ્રરાશિ વિચાર કરી રહ્યો. કોઈ મહાન રાજપુરુષ હોય—તો એના અધિકારનું અનુમાન કરવા લાગ્યો.

'ગુરુજી ! નમઃ શિવાય,' એટલામાં દામોદર હાથ જોડીને બોલ્યો: 'મેં કહ્યું, ઘણા વખતથી વટેશ્વરમાં મહારાજ સાથે છું, તો ગુરુજીનાં આજે દર્શન કરી આવું. નામ તો છેક ભૃગુતીર્થથી સાંભળતો આવ્યો છું. પ્રત્યક્ષ દર્શન તો આજે જ થયાં. !'

'શિવાય નમઃ,' રુદ્રરાશિ આશીર્વાદ દેતો બોલ્યો: 'સોલંકીના સૈન્ય સાથે હશો ? સ્થળ તો ગમે છે કે ?'

'હા; મહારાજ ભીમદેવ સાથે છું !'

રુદ્રરાશિને લાગ્યું કે કદાચ દામોદર પોતે તો આ ન હોય ?

'મહામંત્રીશ્વર તો—' તે બોલ્યો.

'મહામંત્રીશ્વર ને એવું એવું બહુનામ તો ઠીક, ગુરુદેવ ! હું તો મહાસાંધિવિગ્રહિક દામોદર છું !'

'ઓ હો ! મંત્રીશ્વર ! તમે પોતે છો ? મને પણ લાગ્યું તો ખરું જ કે મહારાજના મંત્રીશ્વર લાગે છે. બેસો, બેસો. જરા આગળ આવોને, આંહી જરાક શિતળ છાયા છે. સૂર્યમંદિરનાં દર્શન કર્યા ?'

'બધે ફરી ફરી દર્શન કરીને જ આવ્યો. સમગ્ર રચના તો અદ્‌ભુત છે. તમારી કલ્પના હશે ?'

'કલ્પના ભગવાન સોમનાથની !' રુદ્રરાશિ હસ્યો. રચના વિષે પોતાને મળેલું માન બીજા કોઈને નામે ચડે એવી એને ઇચ્છા ન હતી. દામોદરના વાક્યે એવી અસર ઉપજાવી હતી કે જાણે આ રચના માટે દામોદરને ઘણો આદર છે એમ લાગે. એટલે રુદ્રરાશિએ ખાસ કોઈનું નામ ન આપતાં વાત ઉડાવી.

દામોદરને રુદ્રરાશિની મહત્ત્વાકાંક્ષાનો કાંઈક ખ્યાલ હતો, એટલે તીક્ષ્ણ વેધક દૃષ્ટિથી કળી શકાય નહિ તેવી રીતે રુદ્રરાશિના અંતરમાં ચાલતા દરેકે દરેક ભાવને એ નિહાળી રહ્યો હતો.

'મને તમારી અદ્‌ભુત પ્રશસ્તિ તો મળી હતી. મેં પણ કાંઈ કાલુઘેલું મોકલ્યું હતું—પણ એ વાતને તો વર્ષો વીતી ગયાં. વચ્ચે ગર્જનકો આવી ગયા. તમે પણ માના બેટણાને થાનક બનાવ્યું. અને હમણાં જ્યાં કાંઈક

હરીહામ બેસી, ભીમદેવ મહારાજ, સોમનાથની સેવાનો વિચાર કરી રહ્યા હતા—મહારાજને અભિલાષ હતો—કોઈ મહા-ત્રિકાલજ્ઞ વિદ્વાન મઠાધિપતિ મળે— ને હજી મહારાજને એ અભિલાષ છે—એક વખત તો, ભારતવર્ષમાં વિખ્યાત એવા કોઈ ત્રિકાલજ્ઞ—પણ એવું છે નાં, ગુરુદેવ! વચ્ચે આ વગરમાગ્યું યુદ્ધ આંગણે આવ્યું!'

'યુદ્ધ?—યુદ્ધ તો રાજાઓની ઘડી બે ઘડીની શોખની ચીજ છે, મંત્રીશ્વર! તમારા જેવા મહાસાંધિવિગ્રહિક હોય ત્યાં એ યુદ્ધ પણ કેટલાં લાંબાં?'

'ઠીક કહ્યું ગુરુદેવ! તમારી કૃપા હશે તો સૌ સૌના ધર્મ સચવાશે. સામંત સમ્રાટને શોભાવશે. સમ્રાટ સામંતને અપનાવશે. એ તો બધું થશે. પણ ત્યાર પછી કાંઈ મહા-રાજ ભીમદેવની ચિંતા ઘટશે?'

'કઈ ચિંતા?'

'ભગવાન સોમનાથના ચરણમાં કોઈ ત્રિકાલજ્ઞ—અત્યારે ભારતવર્ષમાં ત્રિકાલજ્ઞ કોણ છે?

'એ પણ મળી આવશે, મંત્રીશ્વર! વસુંધરા રત્ન-વિહોણી ક્યારેય થતી નથી!'

એમ તો મહારાજ મૂલરાજદેવે રુદ્રમહાલય માટે સિદ્ધ-પુરુષ કંથડીનાથને નહોતા પ્રાર્થ્યા—? પણ જાણે એ જમાનોજ ગયો!'

'મંત્રીશ્વર! જમાનો તો જનહૃદયનું પ્રતિબિંબ છે. કાલને કાલભગવાન સર્જે છે. ને એ જ પાછો એને ફેરવે છે. શોધશો તો તમને એવા ત્રિકાલજ્ઞ હજી પણ મળી રહેશે!'

રુદ્રરાશિએ 'હજી પણ' એ શબ્દ ઉપર મૂકેલા ભારને

દામોદરે પકડી લીધો.

તે મનમાં ને મનમાં હસી રહ્યો. આચાર્યની મહત્ત્વાકાંક્ષાને એણે પ્રજ્વલિત કરી હતી : હવે એની જાતને નિઃસંકોચ રીતે એ પ્રગટ કરે તો કાર્યસિદ્ધિ થાય. ધંધૂકને વશ કરવામાં રુદ્રરાશિનો એક અગત્યના સોપાન તરીકે એ ઉપયોગ કરી લેવા માગતો હતો.

'એવું છે, ગુરુદેવ ! મહારાજે છેક કાશ્મીર સુધી શોધ કરી. કર્ણાટ સુધીના વિદ્વાનોની નામાવલિ મેં જોઈ. અવંતીનાથની વિદ્યાસભા પણ નિહાળી. પંડિતો ઘણા છે, કવિઓ છે, વિદ્યાપતિઓ છે, ત્રિકાલજ્ઞ કોઈ નથી.' દામોદર ડોકું ધુણાવીને બોલ્યો.

'મંત્રીશ્વર ! મારી મા મહાકાલીના ખપ્પરનો પ્રસાદ જેને મળ્યો હોય તે ત્રિકાલ જાણે. ત્રિકાલજ્ઞ થવું સહેલું નથી !'

'હં; હું પણ એ કહું છું, ગુરુદેવ ! વિદ્યાપતિ કોઈક હોઈ શકે, કાલપતિ તો દુર્લભ.'

'એ દુર્લભને—એમને તમારે શોધવા જોઈએ. એ તમને ન શોધે ! હીરા તો પૃથ્વીના ઊંડાણમાં હોય : પૃથ્વી ઉપર નહિ !'

'હા, મારા હીરા !' દામોદર મનમાં બોલ્યો. મોટેથી એણે કહ્યું : 'અરર ! એવી અધર્મવૃત્તિ ભગવાન સોમનાથ અમને ન આપો. અમે જ એવા મહાન પુરુષને પ્રાર્થીએ : એવા સિદ્ધ પુરુષ કાંઈ અમને પ્રાર્થે ? શાંતં પાપં—શાંતં પાપં—એવો અધર્મ અમારે હાથે થશે ?'

'તમારી શોધમાં હજી સુધી કોઈ મળ્યું નથી,

મંત્રીશ્વર ?'

'છે એક—પ. . .ણ. . .' દામોદર વાક્ય ખાઈ ગયો. રુદ્રરાશિ પોતાના નામની કલ્પનાથી ઊંચોનીચો થઈ ગયો.

'શું પણ—' તેણે અધીરાઈથી પૂછ્યું : 'કોણ છે એક—?'

'એમ તો જાણે એક છે—' દામોદરે શાંતિથી કહ્યું.

'પણ છે કોણ? એવો કોઈ—મારી જાણબહાર તો ન હોય !'

'કહું, ગુરુદેવ ?

રુદ્રરાશિ હવે તો વાત જાણવા એકદમ અધીર થઈ ગયો. વર્ષો સુધીનું એણે સેવેલું સ્વપ્ન આમ અનાયાસે ફળતું જોઈ એ મનમાં ઉલ્લાસની ભરતી અનુભવી રહ્યો. દામોદર એની વૃત્તિ કળી ગયો.

'મકવાણાનો આચાર્ય મંગલશિવ ત્રિકાલજ્ઞ ગણાય છે, ગુરુદેવ ! પણ એની વિદ્યા—?' દામોદરે શાંતિથી કહ્યું.

'હા . . . હા . . . હા !' રુદ્રરાશિ હસી પડ્યો. 'મારા ભગવાન! નીકળી નીકળી ને કોનું નામ નીકળ્યું ? મંગલ-સિવ? કચ્છપંથકનો? મારો શિષ્ય સ્થદ્ર એને શુદ્ધ ઉચ્ચાર શીખવવા છ મહિના નારાયણસરોવર રહી આવ્યો હતો—એ મંગલસિવ ?'

'જો કે ગુરુદેવ ! અમારું પણ મન તો માનતું નથી ! અમારે તો વિદ્યાપતિ ને કાલપતિ—એવા સિદ્ધ પુરુષને શરણે જવું છે !'

'તો પછી ?'

'બીજો કોઈ એવો સિદ્ધ પુરુષ ક્યાંય અર્બુદમંડલમાં

છે ?' દામોદર મનમાં મોટેથી હસી રહ્યો હતો. એ જાણતો હતો કે હમણાં આ સાધુ ઊછળીને કહેશે કે હું જ એ સિદ્ધ પુરુષ છું. પણ રુદ્રરાશિને આવેલી ઉત્સાહની ભરતી વિવેકની પાળો વચ્ચે હજી વહી રહી હતી.

'એક છે, ગુરુદેવ ! લ્યો, મને અચાનક સાંભર્યું. તમારી નિકટમાં જ છે !' દામોદર ઉત્સાહમાં આવીને બોલ્યો.

'મારી નિકટમાં ?' દામોદરની દ્વિઅર્થી વાણીને લીધે રુદ્રરાશિ પોતાની જાતને પ્રગટ કરતાં માંડ બચ્યો.

'મારી નિકટમાં ? એ કોણ ? મારી નિકટમાં કોણ હોય ?'

'ધારાનગરીમાં છે !' દામોદર બોલ્યો.

દામોદરના શબ્દે રુદ્રરાશિના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડ્યું.

'એ કોણ ? ધારાનગરીના—પંડિતોમાં કોઈ ત્રિકાલજ્ઞ—? હું એ માનું નહિ !' વ્યગ્રતાથી રુદ્રરાશિનો અવાજ પણ કાંઇક તીખો બન્યો હતો. દામોદર એ કળી ગયો.

'માનતો તો હું પણ નથી : અને મેં પ્રત્યક્ષ અનુભવ લીધો પણ નથી. આ તો ઊડતી વાત છે.' આશાની સુંદર પાતળી રેખા કરીને જાણે ચીતરતો હોય તેમ દામોદરે બોલતાં બોલતાં જમણો હાથ અભિનય કરીને સહેજ લંબાવ્યો.

'કોણ છે એ ? શું એનું નામ ?'

'આનંદપુરનો *ઉવ્વટ યજુર્વેદી. હાલ ધારામાં છે !'

* ઉવ્વટે યજુર્વેદ ઉપર ભાષ્ય કર્યું છે. એ એક જ ગુજરાતી એવો છે જેણે વેદ ઉપર ભાષ્ય કર્યું છે. તે ભીમદેવના સમયમાં થઈ ગયો.

રુદ્રરાશિએ ડોકું ધુણાવ્યું: 'હાં—હાં—વો કર્મકાંડી—એનું આ કામ નહિ!'

'તો તો—પછી કોણ રહ્યું? મને તો લાગે છે, વાત હવે તમારા હાથમાં છે!'

'કોણ હું?' રુદ્રરાશિએ ઉતાવળથી મનનો પડઘો પાડી દીધો: 'હું? હા...હા...હા—' તે અવિવેકને દબાવવા મોટેથી હસી રહ્યો.

'ગુરુદેવ! તમે આવો એ સદ્‌ભાગ્ય તો અમને ક્યાંથી મળે? તમે કાંઈ આવો? અર્બુદપતિને તજીને?'

'અર્બુદપતિને મેં તો કાલની આજ્ઞા કહી હતી—'

'તમે તો કહી હશે જ; એ તો હવે માનશે—ત્યારે ન માન્યા તે હવે સમજશે!'

'મેં તો સ્પષ્ટ કહ્યું હતું: પાટણ વિજય મેળવશે. માલવા પડશે. અવંતીનાથ નહિ હોય ત્યારે પણ પાટણ-પતિ હશે.'

દામોદરે ધીમેથી પોતાના ઉપવસ્ત્રમાંથી એક સુંદર મૌક્તિક માલા કાઢી રુદ્રરાશિ સામે ધરી: 'મહારાજ આંહી આવ્યા હતા દર્શન કરવા, ત્યારે મા દુર્ગાની મૂર્તિ માલાવિહોણી જોઈ. મહારાજે મને કહ્યું કે આચાર્યદેવ રુદ્રરાશિજીને આ આપી આવો. માને કંઠે આરોપે!'

અંગૂર જેવડાં લંકાનાં મોટાં તેજસ્વી મોતીની સામે રુદ્રરાશિ જોઈ રહ્યો. પછી વાત ફેરવતો હોય તેમ બોલ્યો: 'પણ મંત્રીશ્વર! મહારાજ અનુષ્ઠાન કરવાના હતા તેનું શું થયું? મેં સાંભળ્યું તો હતું.'

'પ્રભુ! મારે તો અનુષ્ઠાન, મહારાજ પાસે એટલા

માટે કરાવવું હતું કે અર્બુદપતિને એટલી વારમાં મા ભવાની સદ્‌બુદ્ધિ આપે, ને મહારાજના કોપાનલથી એને ઉગારે!'

'હાં . . હાં . . એ વાત સાચી. જુઓ, ત્યારે લાહિની-દેવી આંહીં છે. એના ઉપર ધંધૂકરાજ મહારાજને પ્રીતિ છે. એનો બોલ મહારાજ નહિ ઉથાપે. એ મહારાજને પાછા બોલાવશે—હું ભવિષ્ય કહીશ, તમે છો, વિમલ દંડનાયક છે–આ યુદ્ધ તો એવી રીતે અટકાવી દેવાશે. યુદ્ધમાં શું આનંદ છે?'

'હં; હું પણ એમ માનું છું. યુદ્ધમાં શું આનંદ? યુદ્ધ ન ચાલતું હોય તો આજે સોમનાથમાં મહાપર્વોત્સવ થતા હોય!'

'ને તમારી ત્રિકાલજ્ઞની શોધ ચાલતી હોય . . હા . . હા . . હા . . કેમ?' રુદ્રરાશિ કાંઈક આશાભરેલું, કાંઈક અર્થભરેલું, કાંઈક અવિવેકી હાસ્ય હસી રહ્યો.

મહાવિચક્ષણ દામોદરે આશાના તંતુને વધારે દૃઢ બનાવ્યોઃ 'શોધ તો હવે પૂરી થઈ—આપના જ ચરણમાં. આપે પ્રશસ્તિ મોકલી—ને એના અદ્‌ભુત કવિત્વે મહારાજને આકર્ષ્યા. આંહીં આવ્યા ને મહારાજને સ્મરણ તાજું થયું. હવે શાંતિ થયે, મહારાજની સોમનાથની આરાધના પુનઃ શરુ થશે.'

'ભગવાન ચંદ્રમૌલીશ્વરની કૃપા હશે—મા ભવાનીના ખપ્પરની પ્રસાદી હશે—તો મહારાજની આરાધના ફળશે. અને મને પણ—એવા સમર્થ શિવાલયની છાયા–અનુજ્ઞા હોય તો—'રુદ્રરાશિની વાણી અધૂરી રહી. દામોદર બેઠો થઈને તેને પ્રણામ કરી રહ્યો હતો. 'ગુરુદેવ! નમઃ શિવાય. પાછો

ફરીને મળીશ. અત્યારે તો મહારાજ મારી રાહ જોતા હશે.'

'હા હા—જરુર સિધાવો, મંત્રીશ્વર! પાછા ફરીને મળજો.'

'નમઃ શિવાય, પ્રભુ!'

'શિવાય નમઃ' રુદ્રરાશિ બોલ્યો.

દામોદર પાછો ફરતાં વિચાર કરી રહ્યો હતો: 'ધંધૂકરાજ ઉપર આની ભવિષ્યવાણીની અસર થાય—દંડનાયક પણ છે—તો આંહીંનું કામ પૂરું થાય. પછી રહ્યું નડૂલ.' તેણે ધીમો વેદનાભર્યો એક નિઃશ્વાસ કાઢ્યો. પોતાની સ્થિતિ કોઈ જોતું તો નથી નાં, એ જાણવા એણે ચારે તરફ ઉતાવળી દૃષ્ટિ ફેંકી. પાછળ રુદ્રરાશિ પોતાની માયામાં પોતે મુગ્ધ બનીને પ્રસન્ન હાસ્ય હસી રહ્યો હતો.

દામોદર અંતરની વેદના ખંખેરી નાખવા માટે જ યત્ન કરતો હોય તેમ મોટેથી બોલ્યો: 'રુદ્રરાશિ તો ધાર્યું કરશે. હવે બાકી રહ્યો સિંધનો હમ્મૂક.' જાણી જોઈને એણે નડૂલનો વિચાર તજી દીધો. પોતાના હૃદયમાં હમણાં આવેલી બે નબળી પળોને ખંખેરી કાઢવા માગતો હોય તેમ તેણે પોતાનું ઉપવસ્ત્ર ખંખેર્યું. ઉતાવળે તે ગજરાજ તરફ ચાલ્યો.

## ૧૨. મહામંત્રીશ્વર દામોદર

**નફૂલના** સ્મરણે જગાવેલી લાગણીને દબાવતો દામોદર પોતાની પર્ણકુટીમાં પાછો ફર્યો. કોઈ વખત જીવનમાં એવી ક્ષણ આવી જતી ત્યારે તે ભયંકર રીતે જાતને અટપટા રાજકારણમાં લીન કરી દેતો. અત્યારે પણ એણે એમ જ કર્યું. તેણે ગાદી ઉપર શરીર લંબાવ્યું. કોઈ સુખદ સ્મૃતિ એને પૃથ્વીથી પરની ભૂમિ દર્શાવે તે પહેલાં તેણે એક તાલી પાડી. બહારથી તરત આયુધ અંદર આવ્યો.

'આયુધ ! પેલો પરદેશી માણસ, આડાવળામાંથી મેદપાટ તરફ જવા યત્ન કરતો હતો તે કોણ હતો, ખબર પડી ?'

'અરે મહારાજ ! એ તો ભાંગરો વટાયો છે !'

'કેમ ?'

'એ તો મકવાણાજીનો માણસ હતો—જયદેવ !'

'જયદેવ ? કયાં જતો હતો ?'

'એને જ્યારે ચોકીદારોએ રોકયો, ત્યારે એ એક સાંઢની પાછળ પડયો હતો. એના માનવા પ્રમાણે એ સાંઢ ઉપર પ્રતાપદેવી નાસી રહી હતી—એટલે એ બહુ નારાજ

થઈ ગયો હતો, મહારાજ!'

'એમ? પણ ગઈ કાલે તેં મને જે સામાન બતાવ્યો એ સામાનવાળી જ સાંઢ નાં?—ને પેલી કુંભારણ માથે હતી એ જ સાંઢની આ વાત છે નાં?'

'હા, મહારાજ!'

'એ સામાન ને બધું આંહીં લાવ તો.'

આયુષે દરેકે દરેક ચીજ હાજર કરી. દામોદર અત્યંત બારીકાઈથી ફરી ફરીને બધું નિહાળી રહ્યો. સિંધી કૂતરાની એક મોટી ખાલને તેણે વારંવાર તપાસી. એક વસ્ત્રલેખ જેવું કાંઈક કાઢયું. તેણે એ ફરીને જોયું.

'જયદેવ શું કહેતો હતો, આયુષ? જે સાંઢ ઉપર પ્રતાપદેવી હતી એ સાંઢનો આ સામાન છે?'

'હા, મહારાજ! ને એને ચોકીદારોએ રોકીને આંહીંથી ત્યાં એમ રખડાવ્યો ન હોત તો એ પ્રતાપદેવીને પકડી પાડત. એટલા માટે એ સોલંકીની ચોકી ઉપર બહુ જ ગુસ્સે થઈ ગયો છે!'

'પણ ચોકીદારોએ તો જેમ એને રોકયો તેમ આગળ નાસતી સાંઢને પણ રોકી હતી નાં?'

'હા, મહારાજ!'

'ને એ સાંઢ ઉપર તો આ કુંભારણ ને પેલો મહાશઠ લૂંઢ એ જ હતા, પ્રતાપદેવી તો ન હતી.'

'હા, મહારાજ! એમ જ.'

'એ લૂંઢ કયાં છે?'

'મહારાજ! એને તો જાપતામાં રાખ્યો છે!'

'એને મારી પાસે મોકલી દે, મારે એનું કામ છે—'

આયુષ નમસ્કાર કરીને જતો હતો ત્યાં જ દામોદરે કહ્યું: 'અથવા—એમ કર—લૂંઢને રહેવા દે—જયદેવને પોતાને જ બોલાવ!'

થોડી વાર પછી આયુષ જયદેવને તેડી આવ્યો. દામોદરે સહેજ ડોક નમાવી ને આયુષ બહાર ગયો.

જયદેવે મહામંત્રીને નમસ્કાર કરીને ચારે તરફ એક છાની દૃષ્ટિ ફેરવી લીધી.

તેણે છેલ્લા થોડા વખતમાં જ્યારથી અદ્ભુત વ્યવસ્થા-શક્તિ ને સોલંકીના સૈન્યોની મહાન હિલચાલો જોઈ હતી, ને આડાવળાના ડુંગરે ડુંગરે સૈન્યના પડાવ જોયા હતા, ત્યારથી આ સાહસ ઉઠાવનાર દામોદરને જોવાની એની ઇચ્છા તીવ્ર બની રહી હતી. એણે મંત્રીશ્વરને તે પહેલાં આટલે નિકટથી ક્યારેય જોયેલ ન હતો. આટલા બધા દુશ્મનો છતાં જે માણસ પાટણને રેઢું મૂકીને આંહીં આડાવળામાં સૌને ધ્રુજાવતો પડ્યો હતો તે મહાસમર્થ ને રાક્ષસી–કદાવર પુરુષ હશે એવી એની કલ્પના હતી. આંહીં એણે એક તદ્દન સાદો, શાંત, અનાકર્ષક, મધ્યમ કદનો, રંગે કાળો, સામાન્ય મનુષ્ય જોયો. એની કલ્પના પડી ભાંગી. એને કાંઈક નિરાશા પણ થઈ. પોતાની નિષ્ફળતાથી એ જાત ઉપર ને ચોકીદારો ઉપર ગુસ્સે તો થયેલો હતો, તેમાં આંહીંની આ સામાન્યતા જોઈ એને પોતાનું કાર્ય છેક જ વણસી જતું લાગ્યું. ગુપ્તચરને સહજ વૃત્તિથી મંત્રીશ્વરની કાંઈક વિશાળ રેશમી પટ્ટકુટીની રચના તરફ એક ઊડતી દૃષ્ટિ એ નાખી ગયો. એને આશ્ચર્ય થયું કે પાટણનો આવો મહાન મંત્રીશ્વર—પટ્ટકુટીમાં કોણ એના ઉપર છાનો ઘા

કરી જવાનું હતું કે, એક તરફના અંધારખૂણામાં એક ખડ્ગધારી સૈનિકને ઊભો રાખતો હશે? સૈનિક એટલી શાંતિથી એક ખૂણામાં ઊભો હતો કે પોતે પ્રવેશ કરતાં તેને તરત જોઈ શક્યો નહિ, એ વસ્તુને જયદેવે પોતાની ગુપ્તચરની બીનઆવડત ગણી જાતને ઉપાલંભ આપ્યો. પોતાના સ્વામી મકવાણાની મૃત્યુ તરફની શુદ્ધ બેદરકારી સાથે તે મંત્રીશ્વરની સાવધાનતાની સરખામણી કરી રહ્યો.

'તું કેસર મકવાણાનો માણસ છે કાં ?' દામોદરે એક વસ્ત્રલેખને ગાદી નીચે સરકાવતાં કહ્યું: 'ત્યારે તને સૈનિકોએ કેમ રોક્યો હશે ?'

'મહારાજ ! હું કેસર મકવાણાજીનો માણસ છું. ને કચ્છપંથકમાંથી આવું છું. મને શા માટે રોક્યો એ તો હજી પણ હું સમજી શક્યો નથી.' જયદેવ કાંઈક અધીરાઈથી બોલ્યો. દામોદરે જયદેવ સામે જોયું. જયદેવે મંત્રીશ્વર સંબંધે બાંધેલો વિચાર આટલી ઝડપથી ફેરવવાની એને ઇચ્છા ન હતી. પણ એની સામે જોઈ રહેતી બન્ને આંખોમાં અગાધ ઊંડાણ હતું ને એટલી જ મીઠાશ હતી. જાણે કોઈ અજ્ઞાન બાળક પ્રત્યે પ્રેમથી જોઈ રહ્યો હોય તેમ દામોદર જયદેવની સામે જોઈ રહ્યો હતો. અને આંખમાં મજાક ભરેલું, નિર્દોશ છાનું હાસ્ય પણ રેલાઈ રહ્યું હતું.

'ત્યારે તો તારું મહત્ત્વનું કામ બગડ્યું ?' દામોદર બોલ્યો. એ બોલમાં એની મશ્કરી હતી, અમસ્તી સહેજ મીઠાશ હતી, કે ખરેખર મંત્રી એમ માનતો હતો એ કાંઈ જયદેવને સ્પષ્ટ ન થયું. પણ હવે તે જવાબ વાળવામાં એકદમ સાવધ થઈ ગયો. તેણે ઉતાવળ ને અધીરતાને બદલે તદ્દન

શાંતિ પકડી: ' મહારાજ ! કામ ક્યાં મારું હતું ? કામ તો પાટણપતિનું હતું ! '

' હાં, હાં, ત્યારે તો પાટણપતિનું કામ તેં બગાડ્યું કેમ ? '

' મહારાજ—મેં નહિ, સૈનિકોએ. ' જયદેવ બોલ્યો.

' હા; સૈનિકો તને આંહીં લાવ્યા, ને પ્રતાપદેવી નાસી ગઈ. એમ થયું છે કેમ ? '

' હા, મહારાજ ! '

' તને રોક્યો ન હોત તો તું એને ચોક્કસ પકડી પાડત નાં ? ' દામોદરના શબ્દમાં ચકાસણી હતી, સત્ય જાણવાની જિજ્ઞાસા હતી કે ઠંડી મશ્કરી હતી તે જયદેવ કળી શક્યો નહિ. મંત્રીશ્વરની શબ્દભૂમિ, નીચે અગ્નિ પાથર્યો હોય તેવી આકરી એને લાગવા માંડી. જેને પોતે સામાન્ય માન્યો હતો—તેની સામે ત્રણ જવાબ પણ પોતે સરખા આપી શક્યો ન હતો. એટલે હતું એટલું બળ ભેગું કરીને જયદેવ બોલ્યો: ' હા, મહારાજ, તો હું એને ચોક્કસ પકડી પાડત. પકડી પાડત શું ?—એ પકડાઈ જ ગઈ હતી ! '

' બરાબર, બરાબર, જયદેવ ! તું પાટણમાં પણ ક્યારેક રહ્યો છે કેમ ? '

જયદેવ ગભરાયો. તેણે જવાબ ન આપવામાં સલામતી જોઈ. તે મૂંગો ઊભો રહ્યો.

' કેમ બોલ્યો નહિ ? તારું આ પરાક્રમ તો તને યશ અપાવે તેવું જ થાત, જો તને અમે રોક્યો ન હોત તો— પણ એ મકવાણાને ત્યાંથી ભાગી શી રીતે ? તું ને કાર્તિક-સ્વામી બન્ને પાછળ પડ્યા હતા કાં ? '

જયદેવને દામોદરની ભાષાનો વધુ પરિચય હવે થયો. એની મહાસાંધિવિગ્રહિકની કીર્તિનો કાંઈક ખ્યાલ એને આવ્યો. એ શું જાણે છે ને શું નથી જાણતો એ કળવું ઘણું મુશ્કેલ હતું. પોતાની પાસેની સઘળી હકીકત કહી દઈ દામોદરનું શરણું શોધવામાં એણે કાર્યસિદ્ધિ જોઈ. એના અવાજમાંથી અધીરતા ને ખિજવાટ અદશ્ય થઈ ગયાં: 'મહારાજ ! એ રાતોરાત કીર્તિગઢમાંથી નાસી ગઈ ! '

'શી રીતે નાસી ગઈ હશે, જયદેવ ? ચોકીપહેરામાં તો મકવાણાજી મણા ન રાખે.'

'મહારાજ ! ચોકીપહેરો હતો. સૌ જાગતા હતા. કોઈ આવ્યુંગયું પણ ન હતું—'

'કોઈ આવ્યુંગયું ન હતું એટલે ' કોઈ માણસ'—એમ તું કહે છે નાં ?' જયદેવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ: 'હા, મહારાજ ! એમ જ. કોઈ માણસ આવ્યુંગયું ન હતું. '

'બરાબર, પણ કોઈ બીજું આવ્યું હશે નાં ?'

જયદેવ સંભારી રહ્યો: 'હા, મહારાજ; તે રાતની આટલી વાત બરાબર યાદ રહી ગઈ છે. એક કૂતરું—એ ભસતું હતું—એટલે અમે જ એને ભગાડી મૂક્યું હતું. તે સિવાય કોઈ ફરક્યું ન હતું.'

'ત્યારે એ શી રીતે નાસી ગઈ એની તને હજી ખબર નથી પડી કાં ?'

'ના, મહારાજ !'

'મેં કહ્યું તને ખબર હશે—તારે ત્યાં તો પ્રખ્યાત ગુપ્તચર વેરાની પ્રણાલિકા ખરી નાં—? પણ તને ખબર

નથી.' દામોદરે પાછળ હાથ લંબાવીને તકિયા વાંસેથી એક પોટલું ખેંચી કાઢયું: 'જે સાંઢની પાછળ તું પડ્યો હતો નાં – તેના ખડિયામાંથી આ નીકળ્યું છે જો!'

સિંધી કૂતરાની એક મોટી જબરજસ્ત ખાલ દામોદરે હાથમાં લટકાવી.

'જુદાંજુદાં પશુઓની ખાલ પહેરીને ગુપ્તચરો ઘણી વખત અરિદળની માહિતી મેળવી લે છે—એવી વાત તારે કાને પડી લાગતી નથી! જો પ્રતાપદેવી, આ પહેરીને—કૂતરું બનીને ભસતી ભસતી ભાગી ગઈ લાગે છે, સમજ્યો? ને તું જે સાંઢ પાછળ જઈ રહ્યો હતો, તે સાંઢ ઉપર તો એક કુંભારણ હતી—તેં જેને પ્રતાપદેવી ધારી હતી તે. ને એક હતો લૂંઢ—એ પાટણનો મહાપુરુષ છે. સાંઢ જોઈને તું પાછળ પડ્યો ત્યારે પ્રતાપદેવી તો ક્યારની કાંડરિયા પંથે ચડી ગઈ હતી!'

'પણ આ કુંભારણ? મહારાજ! એ ક્યાંથી?'

'એ આવતી'તી આંહીં વટેશ્વર દેવમંદિરમાં કોડિયાં મૂકવા. એનાં જ ઘોડાંગધેડાં લઈ રસ્તામાંથી પ્રતાપદેવી નાસી ગઈ. ને સાંઢ મૂકતી ગઈ. એટલે લૂંઢ ને કુંભારણ આંહીં આવ્યા! થારાપદ્ર પાસેથી જ લૂંઢ પ્રતાપદેવીનો સાંઢ હાંકનાર બન્યો હતો. એ પણ રખડયો! એ પાટણનું જેવુંતેવું રત્ન નથી! બીજા બે વખત મૂર્ખ બને એટલે ચેતે: આને હજારમી વખત પણ મૂર્ખ બનાવી શકાય. એને પ્રતાપદેવીએ મૂર્ખ બનાવ્યો લાગે છે!'

જયદેવનું ગુપ્તચરનું અભિમાન તો ક્યારનું ગળી ગયું હતું. એને હવે તો પોતાની નિર્માલ્યતા ખૂંચી રહી. દામોદર

એનો તેજોવધ કળી ગયો.

'મંત્રીશ્વર ! જો મને—પાછો–' તે નરમ થઈને બોલ્યો.

'સમજી ગયો. અમારે હવે તારો જ ખપ છે. મારે તને જ પાછો આડાવળામાં પ્રતાપદેવીની શોધમાં મોકલવો છે. જઈશ કે ?'

'હા, મહારાજ ! મકવાણાજીએ પણ એ જ કહ્યું છે.'

'જો તારું શું કામ છે એ હું તને પછી કહીશ. આ દોડાદોડીમાં તારું કાંઈ ખાધાપીધાનું ઠેકાણું તો નહિ થયું હોય ! અરે આયુષ !'

આયુષ બહારથી આવ્યો. 'આયુષ ! એક સૈનિકને અંદર મોકલ. મકવાણાજીના આ મહાન ગુપ્તચરને સીધું પાણી અપાવ. તું, જરાક ખાઈપી પોરો લઈને તાજો થા. જયદેવ !'

દામોદરે બતાવેલી માયાથી જયદેવને જરાક હિમ્મત આવી હતી. મકવાણાની નિર્ભયતાના પ્રમાણમાં મંત્રીશ્વરની સાવધાનતા એને ક્યારની આકરી તો લાગતી હતી, એટલે મોકો જોઈને એ બોલ્યો: 'મહારાજ, અનુજ્ઞા હોય તો કાંઈક પૂછવું છે ?'

'તારે ? પૂછને—'

'મહારાજ ! આટલી સમર્થ સેના, આટલા પ્રબળ ગુપ્તચરો, આટલી ચોકીઓ, છતાં હજી એટલો બધો ભય—કે આપની પટ્ટકુટીમાં આંહીં પણ એક સશસ્ત્ર સૈનિક આઠે પહોર ખડો રહે ? આ સાવધાનતા—અતિશય નથી મહારાજ ? મકવાણાજી તો જીવનને હાથમાં રાખીને જ ફરે છે. મહારાજ ! આવી ભયજનિત રક્ષણયોજના પાટણના

મંત્રીશ્વરનું ગૌરવ ઝાંખું ના પાડે ?'

જવાબમાં દામોદર ખડખડાટ હસી પડચો: 'કોની, આ પટ્ટકુટીમાં ખૂણામાં ઊભેલા સૈનિકની વાત કરે છે ?'

'હા, મહારાજ !'

'પણ જઈને જો તો ખરો, એ રક્ષણયોજના કેવી છે !'

જયદેવ થોડાં પગલાં આગળ જઈને આશ્ચર્યચકિત નયને પેલા ખડા તલવારી ચોકીદાર તરફ જોઈ રહ્યો—જોઈ જ રહ્યો. એના મોંમાંથી શબ્દ નીકળી ગયો: 'અરે !'

તલવાર ને ચોકીદાર બન્ને કૃત્રિમ હતાં. ચોકીદાર નિષ્પ્રાણ પૂતળું હતું. તલવાર મૂઠવિનાનું ઠૂંઠું શસ્ત્ર હતું !

જયદેવ રસોઈ કરવા ગયો ત્યારે લોટમાં પાણી નાખતાં નાખતાં વિચાર કરી રહ્યો હતો: 'સાળું, આ ગૂર્જરો અદ્દભૂત માણસો છે. કચ્છના રણમાં તો વાવંટોળ આડે આવી વાત જાણી નહિ. પ્રતાપદેવી કેમ નાઠી એ વાતની પકડ જાતી આંહીં મળી. ને હું ત્યાં મંત્રીશ્વરની પટ્ટકુટીમાં એટલીવાર ઊભો રહ્યો પણ એક કૃત્રિમ પૂતળું પણ કળી શકયો નહિ ! પાટણનો આ મહામંત્રી યુદ્ધ વિના લાકડાની તલવારથી જ અરિદળને હંફાવવાની શકિત ધરાવે છે, એ તો આજ આ કૃત્રિમ સૈનિક પરથી પણ ખબર પડી ! સાળું, કયાં આ ગૂર્જરો ને કયાં મારા મકવાણાજી—એક ઘાએ બે કટકા કરનારા ?'

## ૧૩. વિમલનો સંદેશો

બીજે દિવસે સવારે જયદેવ સ્નાનસંધ્યાદિથી પરવારી જરાક લટાર મારવા નીકળતો હતો ત્યાં તેણે આયુષને પોતાના તરફ આવતો જોયો.

'કેમ ?' જયદેવે આયુષને આવતો જોઈને પૂછ્યું.

'મંત્રીશ્વર બોલાવે છે, કાર્તિકસ્વામીજી આવ્યા છે !'

'હા, આવી પહોંચ્યા ? પ્રતાપદેવીના ખબર છે કાંઈ ?'

'ના, ના, એ તો, બીજી ઘણી વધારે અગત્યની વાતો લાવ્યા લાગે છે, તમે મારી સાથે ચાલો. મકવાણાજી પણ આંહી આવવાના સમાચાર છે !'

'મકવાણાજી ? ક્યારે ?'

'થોડા વખતમાં—'

જયદેવ આયુષ સાથે ચાલ્યો. મહામંત્રીશ્વરની પટ્ટકુટીમાં એ આવ્યો તો ત્યાં તેણે કાર્તિકસ્વામીને એક બાજુ પર ઊભેલો જોયો. દામોદર ત્યાં ન હતો.

કાર્તિકસ્વામીને જોઈને જયદેવે પૂછ્યુંઃ 'કેમ કાર્તિકસ્વામીજી ! તમને રસ્તે પરતાપદેવીની કાંઈ ભાળ મળી ? મને તો ન મળી.'

'ના; ના; હું તો ચંદ્રાવતી જ હતો.'

એટલામાં દામોદર આવ્યો. તેના હાથમાં એક બારીક વસ્ત્ર જેવું ભૂર્જપત્ર લટકતું હતું: તેમાં કાંઈક રેખાઓ દેખાતી હતી.

'કાર્તિકસ્વામી! તેં જે વિમલનો સંદેશો આપ્યો કે ધંધૂકરાજને વશ કરવા એ યત્ન કરે છે માટે આપણે આંહીં પરમારના સ્થાનને માન આપવું ને કોઈ જાતની યુદ્ધપદ્ધતિ ન ચલાવવી—એ બરાબર છે. પરમારરાજને તેડવા કોણ કુલચંદ્ર આવ્યો હતો નાં?'

'હા, મહારાજ! પણ એ ખબર દંડનાયકને નથી.'

'એ કુલચંદ્રે પ્રતાપદેવી ઉપર મોકલેલો આ ગુપ્ત સંદેશો—ને પ્રતાપદેવીએ હમ્મુકરાજને માલવામાંથી ઘઉંની પોઠો ખારાપાટમાં પહોંચાડવા માટેની કરેલી યોજના—જો આ ભૂર્જપત્રના લેખમાં એ બધી હકીકત છે. મકવાણાજી સાથે હમ્મુકરાજ તરત લડવા માગે છે, જયદેવ!'

'હા, મહારાજ, એટલે તો મકવાણાજીએ પહેલી શરૂઆત કરી છે. હમ્મુકરાજને નડે છે ખારોપાટ. ખારાપાટમાં રહીને ખાવું શું?'

'એટલે માલવામાંથી ઘઉંની પોઠો ત્યાં પહોંચાડવાની યોજના વિચારાય છે. વટેશ્વરમાં પડેલો આપણો પડાવ ઊઠે તો આ યોજના પાર પાડે. ધંધૂકરાજ ને કુલચંદ્ર બન્ને એક છે. ધંધૂક ઉપર હવે કેટલો વિશ્વાસ મૂકવો? એ આપણને આંહીંથી ઉઠાડવા માટે આ જુક્તિ કરતો હોય તો?'

દામોદરે આપેલો સાંકેતિક લેખ કાર્તિકસ્વામીએ હાથમાં લીધો. તેણે તે ઉકેલ્યો અને કહ્યું: 'મહારાજ!

ધંધૂકરાજનો પુત્ર પૂર્ણપાલ અટંકી યોદ્ધો છે. ધંધૂકરાજ નમતું આપશે, પણ પૂર્ણપાલ તો વહેલેમોડે લડી લેશે. એ આવું જુક્તિવાળું કામ નહિ કરે. ધંધૂકરાજનું કાંઈ કહેવાય નહિ.'

'અરે! લડવું હોય એ ભલેને લડે—આ તો મહા-મૂલ્યવાન સમય ચાલ્યો જાય છે, એની વાત છે—' દામોદરે કહ્યું. 'યોદ્ધા અટંકી હોય કે ઘણા હોય એ કાંઈ બહુ મહત્ત્વની વાત નથી! આપણને સૈન્યો હરાવે એનો વાંધો નહિ—કેવળ સમય ચૂકયા ને હારી બેસીએ એવું ન થાય એટલે ઘણું. આપણે સમયની કિમ્મત છે.'

'આ લેખ કોણે આયુષે મેળવ્યો?'

'ના—ના—એ તો આમણે—' દામોદરે જયદેવ તરફ નિશાની કરી.

'કોણ જયદેવે?'

'મહારાજ! મને તો ખબર પણ નથી!' જયદેવ ક્ષોભ પામીને બોલ્યો.

'પેલી સિંધી કૂતરાની ખાલ હતી નાં—એમાં એક જગ્યાએ વચ્ચે આ શીવી લીધેલો હતો. એમાં માલવાના ઘઉંની પોઠો કયે રસ્તે જાય—એ રસ્તાની રેખા પણ આપેલી છે.'

જયદેવના આશ્ચર્યની કોઈ સીમા ન રહી. મહાન રાજ્યોના ગુપ્તચર તરીકે તો એક ઘડી પણ પોતે કામ ન કરી શકે એ વાત એ પોતાની મેળે સમજી ગયો. તેને વધારે સાવધ થવાની જાણે આ રીતે તાલીમ મળી રહી હતી.

'એટલે તેં જ મેળવી દીધો કહેવાય નાં, જયદેવ!'

દામોદરે મીઠાશથી જયદેવને પ્રોત્સાહન આપ્યું. પ્રતાપદેવીને નાસી જવાની બહુ ઉતાવળ હશે ત્યારે જ આટલી ભૂલ થઈ હશે !'

'તું લાહિનીદેવી ઉપર પણ સંદેશો લાવ્યો છે કેમ ?' દામોદરે કાર્તિકને પૂછ્યું.

'હા મહારાજ! શ્રીદેવીનો. તે ત્યાંથી આ બાજુ આવવા ક્યારના નીકળી ચૂકેલ છે. પાછળથી દંડનાયક પોતે ધંધૂકરાજને લઈને મહારાજને મળવા આવશે. દંડનાયકે એમને અભય આપ્યું છે—'

'કે—? શાનું અભય ?'

'કદાચ, મહારાજ ભીમદેવ, ધંધૂકરાજની સંધિ ન સ્વીકારે તો દંડનાયક એને પાછા ચિત્રકોટ સુધી પહોંચાડી જાય !'

'સંધિ? મહારાજ પાસે એણે સંધિની વાત મૂકવાની ન હોય. એની તો અભ્યર્થના હોય. એની શી પ્રાર્થના છે ?'

'એ તો મહારાજ પાસે જ મુકાશે એમ લાગે છે.'

'ને એ આંહી રહે—એમાં આપણને કાંઈ જ ભય નહિ ? કોને ખબર છે એ આપણી વ્યૂહરચના જોવા નહિ આવતો હોય? મહારાજ એની અભ્યર્થના નહિ સ્વીકારે એવી હશે—તો ધંધૂકરાજ નડૂલનું યુદ્ધ પૂરું થતાં સુધી આંહીં આપણા બહુમાન્ય અતિથિ તરીકે રહેશે. અરે આયુષ ! '

દામોદરના શબ્દ સાથે જ આયુષ દેખાયો. 'આયુષ ! મહારાજની પોતાની પટ્ટકુટી પાસે એવી જ મહામૂલ્યવાન

એક બીજી પટ્ટકુટી તૈયાર કરો. ને ધંધૂકરાજની સેવામાં નિત્ય હાજર એવું હયદળ ને ગજદળ ગોઠવી કાઢો !'

'મહારાજ! દંડનાયકે તો એમને અભયવચન આપ્યું છે.'

'ધંધૂકરાજ અભય રહેશે; પણ એનો અર્થ એવો નથી કે આપણે ભયમાં રહીએ. એમને આપણે અભય રાખવા છે: અને આપણે પણ નિર્ભય રહેવું છે !'

'પણ કદાચ દંડનાયક આ નહિ સહે! '

'જો, આ વટેશ્વરનું સૂર્યમંદિર ઘણું સુંદર છે. દંડનાયક ત્યાં થોડો વખત ગણધર સાથે રહેશે. એમને માટે શિલ્પની એ મનોરમ સૃષ્ટિ બસ છે. હજારો પટ્ટણીઓ પોતાના સ્વજનોને મૂકીને આંહીં રણક્ષેત્રમાં આવ્યા છે—તેમને હું, દંડનાયકના શબ્દની ખાતર વહાઈ નહિ જવા દઉં. મારે હજી ભવિષ્યમાં મહાન યુદ્ધો કરવાનાં છે !'

એ જ વખતે આયુષ બહારથી દોડતો આવ્યો: 'મહારાજ ! દંડનાયક આ બાજુ આવી રહ્યા છે !'

આયુષના સંદેશાના ઉત્તરમાં હોય તેમ દામોદરે એક અત્યંત અર્થવાહી દૃષ્ટિથી કાર્તિક તરફ જોયું. તે મોંએથી કાંઈ જ બોલ્યો નહિ.

કાર્તિકસ્વામી માથું નમાવી નમસ્કાર કરી તરત ચાલતો થઈ ગયો.

જયદેવે પણ જવા માટે પગ ઉપાડયો. તેને જતો જોઈ દામોદરે કહ્યું: 'તું મને સાંજે મળજે ! જયદેવ ! મારે તારું કામ છે !'

જયદેવ ને આયુષ બન્ને પ્રણામ કરીને બહાર નીકળ્યા. આયુષ કાર્તિકસ્વામીને જતો જોઈ રહ્યો.

'કેમ શું જુઓ છો?' જયદેવે કહ્યું.

'દંડનાયકનો ગજરાજ તો હજી સામે કાંઠે છે. કાર્તિક-સ્વામી તો મંદિર તરફ જતા લાગે છે!'

'એ કેમ ત્યાં ગયા?'

'અર્બુદપતિની આતિથ્યવ્યવસ્થામાં કોઈ વાતે અપૂર્ણતા ન રહે એટલા માટે હશે!' આયુધ હસતો હસતો બોલ્યો: 'મંત્રીશ્વરનો સત્કાર તો જગપ્રસિદ્ધ છે!'

પોતાને દામોદર સાંજે શા માટે તેડાવતો હશે એ જયદેવ હજી સમજી શક્યો ન હતો. એ આંહીંની વસ્તુસ્થિતિ ઉપર વિચાર કરતો ચાલ્યો ગયો.

સંપૂર્ણતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં દરેકે દરેક હિલચાલને ને દરેકે દરેક વસ્તુને નિહાળવાની અગત્ય એ હવે સમજી શક્યો હતો.

## ૧૪. દંડનાયક અને મહામંત્રી

પાટણ છોડ્યા પછી પહેલવહેલો જ દંડનાયક દામે દરને મળવા આવતો હતો. ધંધૂકરાજનું કામ ન હોત તે દંડનાયક કદાચ મળવા આવત નહિ.

દામોદરે હજી કોઈ દિવસ પોતાને મહામંત્રીશ્વર તરી ગણાવ્યો ન હતો, જોકે એ જ મહામંત્રીશ્વર હતો. રાજમુદ્ર એની પાસે રહેતી. સર્વસૂત્રસંચાલન એ કરતો. આજ્ઞાએ એ આપતો. સાંધિવિગ્રહિકોને કાર્યરેખા એ દર્શાવતો. મહા સાંધિવિગ્રહિક તરીકે મહારાજ સાથે સર્વ પરરાજ્યપ્રશ્નોન ચર્ચાઓ એ કરતો. દામોદર સાથે હવે શી રીતે વાણીવ્યવહા કરવો એ વિમલને માટે એક કોયડો થઈ પડ્યો હતો. થો વખત પહેલાં તો એ આજ્ઞા કરતો ને દામોદર એની આજ્ઞ હાથ જોડીને સાંભળતો.

વિમલ ગજરાજ ઉપરથી ઊતરીને દામોદરની પટ્ટકુ તરફ ચાલ્યો. પટ્ટકુટીને દ્વારે જ, દામોદર પોતે હાથ જોડી ઊભો હતો. એણે દામોદર વિષે જે ધાર્યું હતું તેની સા આ વાત સંગત ન હતી.

એને તો એમ હતું કે દામોદર હવે પોતાને મહામંત્ર

શ્વરે માનીને આજ્ઞા જ આપતો હશે: એ કોઈની પાસેથી આજ્ઞા લેતો નહિ હોય. ત્યારે આંહીં પટકુટીને દ્વારે ઊભેલો દામોદર તો દંડનાયકને એ નો એ લાગ્યો. વિમલને એ જોઈને કાંઈક આનંદ થયો. 'આવો, પ્રભુ! હું તમારી જ રાહ જોતો હતો!' દામોદર નમસ્કાર કરીને બોલ્યો.

'અરે! દામોદર!' વિમલે તેના ખભા ઉપર પ્રેમથી હાથ મૂક્યો. 'હું તો ભાઈ, મૂંઝાઈ ગયો હતો. મારે મહારાજને મળવું હતું!'

'મહારાજને મળી શકાય તેમ છે. કહો તો આયુષને મોકલું?'

'ના ના—આ તો પરરાજ્યનો પ્રશ્ન છે, એટલે પહેલાં તો તારી સાથે હું વાત કરી લઉં!'

વિમલનો અરધો સંકોચ દામોદરને ત્યાં ઊભેલો જોઈને ઊડી ગયો હતો અને એના અવાજની મીઠાશ જોઈને બીજો અરધો સંકોચ જતો રહ્યો. એને લાગ્યું કે હજી પોતે પાટણનો જ છે. પાટણમાં હોય ને દામોદર સાથે ઘરઆંગણે વાત કરતો હોય તેમ એ બોલ્યો: 'પરરાજયનો પ્રશ્ન છે એટલે મહારાજ પણ તને જ પૂછશે નાં?'

દામોદરને વિમલના સ્વમાની સ્વભાવની સારી પિછાન હતી. જ્યાં નમતું નથી આપવું ત્યાં નમતું નથી જ આપવું એ સંકલ્પને મનમાં દૃઢ કરી લઈને દામોદર વધુ મીઠાશથી બોલ્યો: 'પૂછશે—પણ તેથી કાંઈ તમે બાંધેલા નિર્ણયને ફેરવવાપણું જ હોય એમ નથી. જે પરરાજ્યોના પ્રશ્નો સંબંધી મહારાજ મારી સાથે વાતો કરે છે, તેમાં બધે કાંઈ થોડા મહાન દંડનાયક હોય છે?'

દામોદર આગળ ચાલ્યો. વિમલે પટ્ટકુટીમાં પ્રવેશ કર્યો. ગાદીતકિયે બેસતાં જ તેણે દામોદરને હાથ પકડીને બેસાર્યો, ' તું આંહી બેસ, મારી પાસે ! '

દામોદર કળી ગયો હતો કે આ સ્વપ્નઘેલા દંડનાયકથી કુનેહ તો ઘણી દૂર છે. એટલે આ ભાવ જે એ દર્શાવી રહ્યો છે તે કોઈ ને કોઈ આંતરપ્રેરિત પળોનો વિપાક છે.

' દામોદર ! ધંધૂકરાજ પણ આવેલ છે ! '

' ક્યાં છે ? મહારાજ તો ક્યારના મને કહી જ રહ્યા હતા કે દંડનાયકનો સંદેશો છે એટલે ધંધૂકરાજ એકબે દિવસમાં આવશે. માટે તમે એમના આતિથ્યમાં ઊણપ ન આવે એ જોજો. સારું થયું નાં, મેં એક સુંદર રેશમી પટ્ટકુટી તો એમને માટે, મહારાજના નિવાસની પાસે જ ઊભી કરાવી દીધી છે ! '

' પણ મારે તને એક બીજી વાત પણ કહેવાની છે. ધંધૂકરાજ આવ્યા છે તો સંધિ કરવા, પણ જો એ ન સ્વીકારાય—કે મહારાજની કોઈ વાત એમને અનુકૂળ ન લાગે—તો મેં વચન આપ્યું છે ! '

દામોદરે માથામાં જરાક હાથ ખજવાળ્યો—એને સંધિ શબ્દ ખૂંચી રહ્યો હતો: ' તમારું વચન તો વિવેકી જ હશે ! '

વચન અને વિવેકી બન્ને શબ્દોમાં રહેલ દ્વિઅર્થ વિમલને સૂઝે તે પહેલાં જ દામોદર ફરીને બોલ્યો: ' તમે આપેલું વચન—એટલે તો પછી મહારાજનો જ કોલ થયો નાં ? '

' હા, દામોદર ! હું પણ એમ જ માનું છું ! એટલે જ મેં ધંધૂકરાજને કહ્યું કે સંધિ થાય કે ન થાય પણ તમે

નિર્ભયતાથી પાછા ફરી શકશો. સંધિનું પરિણામ ભલે ગમે તે આવે.'

'સંધિ તો સમાન રાજ્યો વચ્ચે હોય. તમે એમ કહ્યું હશે, પ્રભુ! કે મહારાજ એમની પ્રાર્થના સ્વીકારે કે ન સ્વીકારે પણ એને આ સમયપૂરતું અભયદાન તો આપે છે!' દામોદર બોલ્યો.

'દામોદર! હું તો સંધિની વાત લઈને આવ્યો છું!'

'સંધિ તો પાટણ કરે ચેદિનાથ કે અવંતીનાથ જેવાની સાથે; ચંદ્રાવતી ને નડૂલ ને લાટ ને એ બધાં તો મહારાજને હમેશાં પ્રાર્થના કરતાં આવ્યાં છે!'

'ગમે તેમ, દામોદર! સમાધાન થાય એ જ આપણે કરવું છે નાં?'

'હા, કરવાનું તો એ જ છે.'

'ત્યારે જો, ધંધૂકરાજ આંહીં આવ્યા છે લાહિનીદેવી પાસે! લાહિનીદેવી પણ એ જ વાત કહે છે. તને ખબર નહિ હોય, દેવી અને ગણધર પણ લાહિનીદેવી પાસે અત્યારે વાતો કરતાં બેઠાં છે!'

'એમ? ત્યારે તો જાણે કુટુંબમેળો! સૌ આવ્યાં છે? દેવી પણ છે? ધંધૂકરાજ તો ચિત્રકૂટથી પરબારા આવતા હશે?'

'હા. એમને પાછા લાવતાં અમારે ભોં ભારે પડી છે. એ માલવરાજને આશ્રયે નાસી ગયેલા. એમનો યુવરાજ પૂર્ણપાલ તો અટંકી છે. એ પોતે યુદ્ધધ્વજ નીચે મૂકવા માગતો નથી. છેવટે મેં સંદેશો મોકલી એક વખત કોઈ જગ્યાએ મળવા માટે એ બન્નેને કહેવરાવ્યું. અમે ચંદ્રાવતીને

—એમની આરસનગરીને—એમ ને એમ સાચવી, પડાવ બહાર જ રાખ્યો હતો એ વાતની પણ એમને અસર થઈ. કાંઈક માલવનીતિ વિષે એમને વહેમનું કારણ પણ મળી ગયું હશે. ધંધૂકરાજ સંકેત પ્રમાણે ગુપ્ત રીતે મળવા આવ્યા. મળ્યા ત્યારે મેં એમને સ્પષ્ટ કહ્યું કે તમને કોની સાથે સંધિમાં લાભ છે એ વિચારો. અવંતીનાથ તમને ગળી જશે. એ પરમાર છે, તમે પણ પરમાર છો. એને આધારે તમે રહેશો તો વહેલેમોડે તમે એમાં સમાઈ જશો. અમારે આધારે તો તમે સ્વતંત્ર રીતે જીવી શકશો. પાટણનું રાજ હજી ચડતું આવે છે. અવંતીની ઊતરતી દશા બેસી ગઈ છે. તમે તમારા રાજપુરોહિતની સાથે પણ મંત્રણા કરી જુઓ. હું તમને પાછા આવવા દેવાનું અભયવચન આપું—એમને એ સાચું લાગ્યું. એટલે એ સીધા ત્યાંથી જ મારી સાથે ચાલી નીકળ્યા. જરાક અનિશ્ચયી છે, દામોદર ! પણ સાચા અંતઃકરણથી મહારાજની સાથે સમાધાન કરવા માગે છે ! માળવાવાળા તો આ જાણશે ત્યારે હાથ ઘસશે !'

'અને પૂર્ણપાલ ક્યાં છે ?'

'પૂર્ણપાલ અત્યારે વિંધ્યાટવીમાં છે. પણ મહારાજ ધંધૂકરાજના સમાધાનની વચ્ચે એ નહિ આવે !'

'ને આવે તો ?'

'નહિ આવે. એણે *દિવ્યજલ લઈને મારી સમક્ષ શપથ લીધા છે. જ્યાં સુધી મહારાજ ધંધૂકરાજ છે ત્યાં સુધી એમનો શબ્દ હું ઉપાડી લઈશ !'

'ને કૃષ્ણરાજ ? એ તો ત્યાં નડૂલમાં છે નાં ?'

* કોઈ મૂર્તિને નવરાવીનું જલ લેવું તે.

'એ ક્યાં છે એ ખબર નથી. પણ ત્યાં જ હશે.'

'ધંધૂકરાજને શું કહેવાનું છે?'

'ચંદ્રાવતીમાં કોઈ દંડનાયક નહિ. ચંદ્રાવતી પરમારોની સ્વતંત્ર નગરી!'

દામોદર આંખો મીંચીને વિમલના શબ્દો અંતઃકરણમાં ઉતારતો હોય તેમ ઘડીભર બેઠો રહ્યો. 'હં પછી?' તેણે વિમલ સામે જોયું.

'મા અંબા ભવાની પાસેના આરસના ડુંગરાઓ છે તે ધંધૂકરાજ પાટણને સોંપે!'

'આરસના ડુંગરાઓ?'

'હા.'

'પાટણ શું એને ગળે બાંધશે?' દામોદર એક પળમાં વિમલની વિચારસરણી અને ધંધૂકરાજની શરતોનું રહસ્ય પામી ગયો. એટલે એણે અવાજ કાંઈક બદલાવ્યો. એને લાગ્યું કે મંદિરો રચવાની વિમલની સ્વપ્નઘેલછા સિવાય બીજી કોઈ વધારે પાર્થિવ વસ્તુ આ વાતમાં નથી. એને ધંધૂકના બીજા પુત્ર કૃષ્ણરાજની ગેરહાજરી પણ ખૂંચી રહી. કોને ખબર છે આંહીં આ પ્રમાણે સમાધાનીની વાતો ચાલતી રાખીને તે કુલચંદ્ર સાથે કોઈ નવો જ વ્યૂહ નહિ રચતો હોય?

'દામોદર!' વિમલ કાંઈક અધીરતાથી બોલ્યોઃ 'તારું પાટણ વિશાળ હશે, પણ ચંદ્રાવતી તો મહાન છે! એ મહત્તા પાટણ તો હજી પ્રાપ્ત કરે ત્યારે.'

'મારું પાટણ?' દામોદરે આશ્ચર્યથી પૂછ્યુંઃ 'અને એ શું તમારું નથી?'

'તું જ્યારે એમ કહે છે નાં કે આરસના ડુંગરાઓને

પાટણ શું ગજે બાંધશે ત્યારે હું તને એનો જવાબ આપું છું. આરસના ડુંગરાઓ પાટણવતી મેં જ માગી લીધા છે. દંડનાયક ચંદ્રાવતીમાં ન હોય—ને એટલે દૂર હોય તો પરમાર-રાજને પણ સ્વમાન જળવાયું લાગે. ગણધર આ આરસમાંથી એવી સજીવ સૃષ્ટિ સરજશે કે જ્યારે હું, તું, પાટણ, ચંદ્રાવતી કે કોઈ નહિ હોઈએ—ત્યારે પણ એ સૃષ્ટિ હશે !'

'વિમલરાજ ! તમે આરસના ડુંગરાઓ લઈ શકો છો. ગણધર એને ગમે તેવી સૃષ્ટિ ત્યાં સ્થાપી શકે છે. પણ જે વડે પાટણની મહત્તા ખંડિત થાય એવું કોઈ કામ હું, તમે, કે મહારાજ ભીમદેવ પોતે પણ કરી શકતા નથી !'

'આમાં પાટણની મહત્તાને શી હાનિ થવાની છે ?'

'પાટણ પોતાની સત્તાબહાર કોઈ દિવસ અર્બુદમંડલને જવા દેશે નહિ. એ જવા દઈ શકે પણ નહિ. જ્યારે અર્બુદ-મંડલ ઉપરની સત્તા સોલંકીઓ ગુમાવશે—ત્યારે પાટણ પણ નહિ રહે. ચંદ્રાવતી એ તો પાટણનું હૃદય છે. ને એ એમ જ રહેશે. એટલે અર્બુદપતિ ભલે આરાસુરના ડુંગરાઓ તમને આપે—એ પાટણનો સામંત આળસી નહિ શકે. તમે આવ્યા છો—એ એના તરફથી સંધિ કરવા નહિ, મહારાજની પાસે એની ક્ષમાપ્રાર્થના યાચવા.' દામોદરનો જવાબ એકદમ સીધો, કડક ને સ્પષ્ટ હતો. વિમલને એમાં માનહાનિ લાગી. દામોદર એ કળી ગયો: 'આ બે વાત તો ઠીક, એ સિવાય ત્રીજું કાંઈ છે, પ્રભુ ?' તે બોલ્યો. 'મારે પાછું મહારાજને કહેવું પડશે નાં ?'

'યુવરાજ પૂર્ણપાલ, ધંધૂકરાજ હશે ત્યાં સુધી મહારાજને અધીન રહેશે !'

'અને પછી ?'

'અને પછી તો દામોદર શું થશે એ મને કે તને કે કોઈને શી ખબર પડવાની છે ? એમ સમજો ને કે એણે પોતાનો ટેક જાળવવાનો લહાવો લીધો. આપણે અર્બુદપતિને વશ કર્યો. બહુ ખેંચવાથી તો વખતે આખું સૂત્ર તૂટી પડે ! ને માળવાવાળા તો એની પીઠ થાબડવા ઊભા જ છે !'

'મહારાજને એમ લાગે કે આ બરાબર છે તો મને તો શો વાંધો છે ?'

'પણ મહારાજને શું લાગશે ?'

'એ તો હું પણ શી રીતે જાણું ? મહારાજ બહુ તો કોઈ એવી વસ્તુ માગે કે જે ધંધૂકરાજને પાટણ સાથે બાંધી રાખવામાં નિમિત્તરૂપ બને !' દામોદરના મનમાં હજી પણ કૃષ્ણરાજનો ખ્યાલ રમી રહ્યો હતો. એને સિંધના યુદ્ધમાં સાથે ઉપાડ્યો હોય કે નડૂલ લીધો હોય તો પુત્રપ્રેમને લીધે પણ ધંધૂકરાજ શાંત રહે !

'કોઈ વસ્તુ મહારાજ માગે, એમ ?'

'કોઈ વસ્તુ એટલે—એ તો મારું અનુમાન છે. પણ તમે ધંધૂકરાજને વાત કરો. હું મહારાજને વાત કરું. મહારાજના શિબિર પાસેની પટકુટીમાં ધંધૂકરાજ માટે અમે સઘળી આતિથ્યસામગ્રી પણ તૈયાર રાખી છે ! એ ભલે ત્યાં આવીને રહેતા !'

'ધંધૂકરાજ તો ત્યાં સૂર્યમંદિર પાસે જ રહેશે. ત્યાં મંદિર છે—ને બધી ગોઠવણ છે. વળી રાજપુરોહિત રુદ્રરાશિ પણ ત્યાં છે.'

'પ્રભુ !' દામોદર નવો જ પાસો ફેંકવા માટે હોય

તેમ વિનમ્ર થઈને બોલ્યો: 'મેં તમને જે કહ્યું તે પાટણની મહત્તા માટે હતું. પણ હવે આ તો દેશવિદેશની એની કીર્તિ માટે કહું છું!'

'શું દામોદર? શાની વાત કરે છે?'

'પાટણપતિએ અભયવચન આપ્યું, પછી અર્બુદપતિ એમની સાન્નિધ્યમાં રહીને એમનું આતિથ્ય ન સ્વીકારે, તો તો દેશવિદેશમાં પાટણપતિનું વચન હીણું ગણાશે! કોઈ એમ નહિ કહે કે એની પુત્રી કે રાજપુરોહિત ત્યાં હતાં માટે એ ન ગયા; સૌ એમ કહેશે એ તો અભયવચન ખરું —પણ એનો વિશ્વાસ શો? પાટણના વચનની આવી લોકકથા થઈ જશે, જો હવે આંહીં આવ્યા પછી ધંધૂકરાજ ત્યાં નિવાસ કરશે તો. એટલે હું કહું છું.'

વિમલ વિચાર કરી રહ્યો.

'દામોદર! વાત તો તારી ખરી છે; પણ ધંધૂકરાજ માનશે?'

'હું પોતે આમંત્રણ આપવા આવું તો?'

'હા—એ બરાબર, દામોદર! કદાચ આવા બહુમાનથી આતિથ્ય નકારતાં એ લજ્જાશે!'

થોડીવાર પછી દામોદર બહાર નીકળ્યો. બહાર આવતાં તેણે આયુધને એક બાજુ દૂર શાંત ઊભેલો દીઠો. દામોદરે તેને ઇશારતથી બોલાવ્યો. તેને ધીમેથી કહ્યું:

'આયુધ! મારી પટકુટીમાં પાછલા ભાગમાં કેટલાંક ચિત્રો પડ્યાં છે. એમાંથી અર્બુદપતિના કૃષ્ણરાજનું ચિત્ર જરા શોધી રાખજે. અને કાર્તિકસ્વામી આવે તો આંહીં જ રહેવાનું કહેજે.'

વિમલ ને દામોદર વટેશ્વરના મંદિર તરફ ગયા.

## ૧૫. કાર્તિકસ્વામી લાહિનીવાપીની રચના નિહાળે છે!

**ધંધૂકરાજ** આવ્યાના આયુષે દામોદરને સમાચાર આપ્યા કે તરત કાર્તિકસ્વામી વટેશ્વર તરફ ગયો હતો.

તેણે ત્યાં મંદિરમાં ચારે તરફ ફરીને જોતાં કોઈ સૈનિક, પદાતિ. ઘોડેસવાર કે ગજાધિપતિને જોયો નહિ. કેવળ ધંધૂકરાજ અને ગણધરના બે ગજરાજો મંદિરની બહાર એક મહાન વટવૃક્ષની છાયામાં ઝૂલી રહ્યા હતા.

કાર્તિકસ્વામી એ તરફ ગયો. ધંધૂકરાજનો મહાન ગજરાજ એક નાના સરખા ડુંગર જેવડો ત્યાં ઊભો ઊભો શરીર હલાવી રહ્યો હતો. તેના ઉપરની મહામૂલ્યવાન અંબાડી પણ હજી કોઈએ ઉતારી ન હતી. ગણધરના ગજનો મહાવત ત્યાં ઊભો ઊભો સામેના તટ તરફ જોઈ રહ્યો હતો. કાર્તિક તેની સાથે વાતોએ વળગ્યો.

'ગણધરજી પણ આવ્યા છે?'

'હા, એ આવ્યા વિના રહે?'

'કેમ?'

'એમને તો આંહીના સૂર્યમંદિરની વાત થઈ ત્યારથી જ લગની લાગી હતી! દેવી પણ આવ્યાં છે ને!'

'એમ ? સ્થળ બહુ જ સુંદર છે !'

કાર્તિકે ચારે તરફ દૃષ્ટિ કરી. દૂરની એક વાવ ઉપર બેત્રણ માણસો ઊભાં હતાં.

'ત્યાં ગયા લાગે છે, પેલી વાવ ઉપર !' કાર્તિકે મહાવતને આંગળીથી દિશા બતાવી. 'ત્યાં ઊભા લાગે છે.'

'કોણ ?'

'ગણધરજી ને દેવી ને સૌ !'

'ના ના; એ તો સૌ પુરોહિત મહારાજ પાસે બેઠાં છે. આ તો ધંધૂકરાજના મહાવત જરા એ બાજુ ફરવા ગયા છે, એ ઊભા હશે. હું આંહીં દેખરેખ રાખું છું ત્યાં મને કહે કે—જરા ફરી આવું !'

'હા, વાવ પણ બહુ સુંદર છે—છે જોવા જેવી. ચાર તો મજલા છે !' કાર્તિકે કહ્યું.

'તમે જોઈ હશે ?'

'એક વખત ગયો હતો. મુસાફરોને બે ઘડી પોરો ખાવાનું મન થાય એવી શીતળ જગ્યા છે ! ચાલો ત્યારે, હું પણ નીકળ્યો છું એટલે ત્યાં જઈ આવું !'

'હા, હા, જઈ આવો. સામે કાંઠેથી બે ગજરાજો આ તરફ આવતા જણાય છે. એક તો દંડનાયક પોતે છે—'

'ત્યારે બીજો મહામંત્રીશ્વરનો હશે !' કાર્તિકે કહ્યું. 'ચાલો ત્યારે—જય સોમનાથ !'

'જ ય—' મહાવતે જવાબ વાળ્યો. 'તમે એ બાજુ જાઓ છો ત્યારે પેલા મહાવતને કહેજો—શું એનું નામ ? હું તો એવું અટપટું નામ પણ યાદ રાખી શકતો નથી. આંહીના લોકનાં તો કાંઈ નામ છે ?' મહાવત નામ સંભા-

રવા મંડ્યો.

'શું કહેવું છે?' કાર્તિકે જતાં જતાં અટકીને પૂછ્યું.

'કહેજો ને એને—અરે, શું એનું નામ? હાં, હાં, યાદ આવ્યું લ્યો—કલ્લ—'

'શું કહેવું છે કલ્લને?' કાર્તિક હસ્યોઃ 'નામ પણ કેવું વિચિત્ર છે? કલ્લ!'

'કે ભાઈ, વાવ જોઈ લીધી હોય ને સાથવો જમી લીધો હોય તો પાછા ફરો. મારે તો હજી રસોઈનું જ ઠેકાણું નથી!'

'કહીશ ત્યારે. કલ્લ કાં?'

'હા—કલ્લ—'

કાર્તિકસ્વામી નામ ગોખતો ચાલ્યો. ધંધૂકરાજનો મહાવત વાપી જોવા જાય એ વસ્તુ એને જરાક સમજી લેવા જેવી લાગી હતી. તે ઉતાવળે લાહિનીવાપી તરફ ચાલ્યો.

લાહિનીવાપી ઉપર જ્યારે એ આવ્યો ત્યારે ત્યાં એણે કોઈને ન દીઠો. એને આશ્ચર્ય થયું. દૂરથી બેત્રણ જણા દેખાતા હતા—તેમાંથી અત્યારે તો આંહીં કોઈ જ ન હતું. એના મનમાં વાપી વિષે શંકાનાં બીજ રોપાયાં.

ધંધૂકરાજની પુત્રી લાહિનીદેવીએ આ વાપી—વાવ બંધાવવામાં જાણે પોતાનો જીવનરસ રેડ્યો હોય એવી સુંદર તેની રચના હતી. મુસાફરો આનંદ કરે, રાત પણ ગાળી શકે, રોંઢો ગાળે, માત્ર પોરો ખાવો હોય તો પોરો ખાય, એવી જુદીજુદી આરામ લેવાની અનેકવિધ રચના વાપીમાં બનાવી હતી. વાપી બંધાવનારે, યુગયુગનાં અનેક માનવયાત્રીઓના હોઠ ઉપર એક ઘડી પણ પોતાનું નામ

આવે તો એમાં જાણે, જીવનનો સર્વ સાર જોયો હોય, તેમ જ્યાં અંદર જવાનાં પગથિયાં શરૂ થતાં હતાં ત્યાં, બે હાથ જોડીને ઊભેલી પોતાની એક અત્યંત નમ્ર પ્રતિમા મુકાવી હતી. અનંત કાલને કિનારે ઊભેલા કોઈ અણુજાણ્યુ માનવી સાથે પોતાનો સંબંધ બાંધવા માટે આતુર હોય તેમ એ પ્રતિમા દરેક આવનારને જાણે વિનમ્રતાથી અંદર જવા માટે પ્રાર્થી રહી હતી.

કાર્તિકસ્વામી એક ઘડીભર ત્યાં થોભ્યો. એને દૃશ્ય આકર્ષક લાગ્યું. પણ એને વાપીમાં ફરી આવવાની જરૂર હતી. એટલે એ તો પગથિયાં ઊતરીને તરત નીચે વાપીમાં ગયો.

તેણે વાપીમાં ઊતરીને ખૂણેખૂણો ને મજલેમજલો નિહાળ્યો.

એ ચોથે મજલે પહોંચ્યો, ને ત્યાંના ઝરૂખામાં બેસીને નીચે નજર કરી તો હિલોળાદેતું મોટું સરોવર હોય તેમ વાપીનું પાણી તરંગે ચડીને મુખ્ય કોઠાની ભીંતો સાથે અફળાતું હતું. પેલાં અદૃશ્ય થઈ ગયેલાં મનુષ્યોનો કોયડો તો હજી એના મનમાં રમી રહ્યો હતો. એટલામાં પાણીની સપાટી સુધી આવીને અટકી જતી, નાનાં નાજુક પગથિયાંની હાર ત્યાં બેઠાં બેઠાં, તેણે કોઠામાં, જોઈ. વધારે ઝીણવટથી જોતાં તો એ પગથિયાં કોઠાની બહારની ભીંતને અઢેલીને પૃથ્વીની અંદર ને અંદર જતાં હોય તેમ લાગ્યું. તે થોડીવાર ત્યાં શાંત બેઠો રહ્યો.

બેએક પળ એમ વીતી હશે, ત્યાં એણે એ પગથિયાં ઉપર એક માણસને આવતો જોયો. કાર્તિકસ્વામીને એનો ચહેરો એકદમ યાદ રહી જાય એવો આકર્ષક લાગ્યો. તેની

પાછળ પાછળ એક બીજો જણ પણ આવી રહ્યો હતો. પોતે જે રસ્તે આવ્યો હતો તે રસ્તાથી કોઈ જુદે જ રસ્તે આ લોકો આવ્યા હતા, એ વાત પણ કાર્તિકસ્વામીને કુતૂહલ ઉપજાવી રહી. એ રસ્તો વાપીના સીધા દેખાતા પગથિયાંવાળા રસ્તાથી તદ્દન જ જુદો હોવો જોઈએ—નહિતર તો પોતે એમને જોયા વિના રહેત નહિ. કાર્તિકસ્વામી પોતે દેખાય નહિ માટે ઝરૂખાની બેઠક ઉપરથી નીચે ઊતરી પડ્યો.

એમાંથી એક જણો બોલતો લાગ્યો. કાર્તિકસ્વામી ઝરૂખાની નીચેના ભાગમાં એકદમ ભોંય સરખો છુપાઈ ગયો.

'તમારું નામ પણ, મહારાજ! ફરી ફરી યાદ રાખજો. એમાં ભૂલ થવી સહજ છે. બીજે નામે બોલાવતાં ભેદ પ્રગટ થઈ જાશે.'

'મારું નામ?'

'હા, તમારું નામ કલ્લ છે એ ન ભૂલતા.'

'લે, તું હવે મને એ નામે બોલાવ—એટલે હું જવાબ આપું—એમ ટેવ પડી જાય.'

'કલ્લ!' પેલો માણસ બોલ્યો.

'જી! પ્રભુ!' બીજો માણસ હાથ જોડીને અભિનય, અવાજ ને કેમ બોલવું એ શીખતો હોય તેમ લાગ્યું,

'કલ્લ?' કાર્તિકને આશ્ચર્ય થયું. 'એ તો ધંધૂકરાજના મહાવતનું નામ છે. આમાંનો એક તો એ લાગે છે. પણ બીજો કોણ હશે? કાર્તિક સાંભળવા માટે વધારે સાવધ બની ગયો.

સંતાયો હતો ત્યાંથી માથું જરાક ઊંચે કરીને તેણે સાવચેતીથી નીચે નજર કરી.

બન્ને જણા હજી ત્યાં ઊભા હતા. કાર્તિકે ફરીને માથું નીચે નમાવી દઈ કાનને વધારે સરવા કર્યા. અવાજ આવ્યો, પણ કાંઈ અર્થ સમજાયો નહિ. થોડીવાર એમ અવાજ આવ્યા પણ અર્થ અસ્પષ્ટ હતો. પછી એકદમ શાંતિ થઈ ગઈ. તેણે ફરીને એમને નિહાળવા દૃષ્ટિ ઊંચી કરી.

એમાંથી એકે જણ હવે ત્યાં ઊભો ન હતો. જે રસ્તે આવ્યા હતા તે જ રસ્તે બન્ને જણ અદૃશ્ય થઈ ગયા હોય એમ લાગ્યું. કાર્તિકસ્વામી ત્વરાથી એકદમ બહાર જવા માટે દોડ્યો. એનો વિચાર પેલા બન્ને બહાર નીકળે તે પહેલાં, જાણે પોતે હમણાં જ આવી રહ્યો હોય તેમ, સામેથી આવીને મળવાનો હતો. તે વાવની બહાર છેક ઉપરના ભાગમાં આવ્યો—પેલા એમાંથી કોઈ તેની નજરે ચડ્યા નહિ. એટલે તો પેલાઓની શંકાને તદ્દન નિર્મૂળ કરવા માટે જે રસ્તેથી પોતે વાવ જોવા માટે આવ્યો હતો, તે રસ્તે તે પાછો ચાલ્યો. ને પછી કાંઈ ન હોય તેમ વાવ સંમુખ થઈને શાંતિથી જાણે હમણાં જ આવતો હોય તેમ ધીમેધીમે વાવ તરફ ટેલતો ટેલતો આવવા માંડ્યો.

એટલામાં એક માણસ વાવની બાજુમાં દેખાયો.

કાર્તિકસ્વામીને નવાઈ લાગી. એણે અંદર બે જણા જોયા હતા—બહાર તો એક આવ્યો હતો: બીજો ક્યાંય દેખાયો નહિ. પોતે કાંઈ જાણતો ન હોય તેમ કાર્તિક વાવ તરફ ચાલ્યો.

તેણે વાવની નજીક આવતાં પેલાને નમસ્કાર કર્યા: ‘કેમ જોઈ આવ્યા વાપી?’

પેલાએ આશ્ચર્ય ને શંકાથી તેની સામે જોયું. કાર્તિક-

સ્વામીને પોતાના પ્રશ્નમાં રહેલો વાત પ્રગટ થઈ જવાનો અવિવેક તરત લક્ષમાં આવ્યો. તેણે એકદમ વાત બદલાવી: ' ક્ષમા કરજો હો, હું તો ત્યાંથી—પેલા ગજરાજો દેખાય ત્યાંથી આવ્યો. ત્યાંથી આવતો હતો ત્યાં મહાવતે મને કહ્યું, કે વાપી જોવા જાઓ છો તો મારો સંદેશો જરા લઈ જજો. તે કદાચ તમારો હશે એટલે મારાથી પુછાઈ ગયું. '

' કોણે સંદેશો આપ્યો છે ? '

' એ તો પેલો ત્યાં મહાવત છે તેણે. '

' શું ? '

' કલ્લ—કે—શું એવું કાંઈક નામ કહ્યું. '

' હા, કલ્લ—એ હું. '

' એમને હજી રસોઈ કરવી છે એટલે તમને જલદી બોલાવ્યા છે. '

' હાં—હાં ! ' કાર્તિકસ્વામી તેના જવાબનો અવાજ બરાબર સાંભળી રહ્યો ને મનમાં ઉતારી રહ્યો.

' જોઈ આવ્યા વાપી ? કહે છે કે છે જોવા જેવી ! છેક આટલે નજીક આવ્યા છીએ ત્યારે મેં કીધું લાવને જોતો જાઉં. તમે તો જોઈ આવ્યા હશો ? '

' ના, હું—મેં તો જોઈ છે. હું તો આંહીનો જ છું ! ચાલો ત્યારે, પાછી મારી રાહ જોવાતી હશે. '

કલ્લે બે હાથ જોડયા. કાર્તિકસ્વામીએ બે હાથ જોડીને નમસ્કાર કર્યો. થોડેક દૂર ગયા પછી કલ્લને સાંભર્યું હોય તેમ તેણે ફરી સાદ કર્યો: ' અરે—ઓ ભાઈ !—તમે —તમારું નામ શું ? '

' મારું નામ કેશવ ! ' કાર્તિકે કહ્યું.

'હાં, જુઓ, બહુ અંદર જતા નહિ. કેટલાકને પાછા નીકળતાં—એકલા હોય તો બીક લાગે છે. બહુ વિશાળ છે ને !'

'એમ કે?' કાર્તિકસ્વામી મનમાં હસ્યો. તેને ખાતરી થઈ ગઈ કે એક માણસ અંદર રહ્યો છે. પેલો જેનો ચહેરો આકર્ષક હતો તે અંદર રહ્યો હોય—એમ લાગે છે. તે વિચાર કરી રહ્યો. અંદર કોણ હશે? ને એમણે શી યોજના કરી હશે?

કલ્લના દેખતાં અંદર જતો હોય તેમ જઈને તે થોડીવાર પછી ત્વરાથી વટેશ્વરના મંદિર તરફ પાછો ફર્યો.

## ૧૬. કહેવું કે ન કહેવું ?

કાર્તિકસ્વામી જ્યાં સોલંકી છાવણીમાં પાછો આવ્યો ત્યાં આયુષે ખબર આપ્યા કે મંત્રીશ્વર મહારાજને મળવા જવાના છે પણ તમારા પાછા આવવાની રાહ જુએ છે.

કાર્તિક ઝપાટાબંધ અંદર ગયો. તેણે કોઈ દિવસ નહિ એવી ચિંતામાં દામોદરને પટ્ટકુટીમાં આમથી તેમ ફરતો જોયો. તેના ચહેરા ઉપર બેચાર કરચલી વળી ગઈ હતી. તેનો એક હાથ દાઢી ઉપર રહી ગયો હતો. તે પાંજરામાં મુકાયેલા સિંહની માફક આમથી તેમ દોડી રહ્યો હતો. તે પોતાના વિચારભારમાં એટલો ઢંકાયેલો હતો કે કાર્તિક અંદર આવ્યો છે એ પણ એના ધ્યાનમાં ન રહ્યું.

'પેલો કાર્તિક આવ્યો, આયુષ ?' તેણે આયુષને બોલાવ્યો.

'મહારાજ ! હું તો આંહી જ ઊભો છું !' કાર્તિકે હાથ જોડીને નમસ્કાર કર્યા.

'ત્યારે બોલતો કેમ નથી ? ખબર નથી, અત્યારે ક્ષણેક્ષણ કિંમતી છે ? બોલ શું કરી આવ્યો ?'

'ધંધૂકરાજ એકલા લાગે છે. કોઈ બીજું તો સાથે નથી.'

'કોઈ નથી ?'

'ના.'

'પણ તું લાહિનીવાપી તરફ ગયો હતો ત્યાં શું જોયું ?'

'મહારાજ ! ત્યાં એક જણાને મેં જોયેલો. ધંધૂકરાજનો મહાવત—!' કાર્તિકે જાણી જોઈને બીજાનું નામ અત્યારે લેવું મૂકી દીધું.

'કલ્લ—!'

'હા, મહારાજ !' કાર્તિકસ્વામીને દામોદરની રજેરજ હકીકત મેળવવાની શક્તિથી જેટલું આશ્ચર્ય થયું તેટલો જ હવે ક્ષોભ થવા લાગ્યો. પોતે પેલી વાપીવાળી વાત શી રીતે કહેવી તેનો એ વિચાર કરી રહ્યો. જરા જેટલી પણ શંકા માટે મંત્રીશ્વર, દંડનાયકનું આપેલું અભયવચન તોડી નાખતાં વાર નહિ લગાડે. એટલે પોતે એ વિષેની સંપૂર્ણ માહિતી મેળવી લીધા પછી જ વાત કહેવી વધારે સારી છે. કાર્તિકે એ સંકલ્પ કર્યો ન કર્યો ત્યાં જ દામોદરે કહ્યું: 'એનું શું છે—કલ્લનું ?'

'મહારાજ !—'

'છોકરા ! થોથરાય છે શાનો ?' દામોદર અચાનક બોલ્યો. 'મારે અત્યારે મહારાજ પાસે જવાનું છે, ને મહારાજને એ જ કહેવાનું છે. ધંધૂકરાજ જો કાલે પોતાનો અધીનતાનો વિચાર પ્રગટ ન કરે તો સોલંકીદળ એમના ગજરાજને ને કલ્લને ને એમને પોતાને—બધાંને હાલમાં આંહીં જ રાખી દેશે. સમજ્યો ?'

'પણ, પ્રભુ ! દંડનાયકનું અભયવચન એળે જશે ?'

'હા!' દામોદરે ત્વરાથી કહ્યું.

'અને તો દંડનાયક એ સહી લેશે? પાટણના આંગણા કરતાં, આડાવળામાં થતું સોલંકીઓનું આંતરયુદ્ધ વધારે વિનાશકારક નહિ નીવડે?'

દામોદરે એકબે આંટા પર્ણકુટીમાં વધારે માર્યા. અંતે તે સ્થિર ઊભો રહ્યો: 'જો, કાર્તિકસ્વામી! આજે રાત્રે કાં તો ધંધૂકરાજ નાસી જશે!'

'પાછા!'

'હા.'

'કેમ જાણ્યું, મહારાજ?'

'એ માણસ દુરાગ્રહી છે. એને ભીમદેવ મહારાજ સાથે સંધિ કરવી છે. પોતે જાણે અવંતીપતિ હોય એટલા અભિમાનથી એને વાત કરવી છે. મારે એ વાત એમ થવા દેવી નથી. દંડનાયક તો સ્વપ્નઘેલા આદમી છે. આજે રાત્રે પોતાનું ભવિષ્ય જાણવા માટે નદીની સામે પાર જ્યાં રુદ્ર-રાશિ અનુષ્ઠાન કરે છે ત્યાં ધંધૂકરાજ એકલા જ જવાના છે. ધંધૂકરાજને યુદ્ધમાં કે માલવસંધિમાં લાભ નહિ મળે એવું ભવિષ્ય આવશે તો એ માળવાનો સંગ તજી દેશે—પણ તે છતાં તું તો મહારાજ ધંધૂકરાજના ગજને અને મહાવતને—બન્નેને સાચવી રાખજે. જ્યાં છે ત્યાંથી ચસે નહિ, સમજ્યો? કોને ખબર છે એને પાછા ભાગવાનું મન નહિ થાય?'

'અને નહિતર તું એમ કર, કાર્તિકસ્વામી!' દામોદર વધારે ને વધારે વિચાર કરતો હોય તેમ લાગ્યું: 'તું એ કલ્લને તો સાંજ પડ્યે પકડીને ક્યાંક પૂરી દે! લાહિની-

વાપીમાં જ નીચે એક ભોંયરું છે તેમાં પૂરી દેજે. ને ઉપર તમે એ જાણા દેખરેખ રાખજો—તું ને જયદેવ!'

'અરે, આયુષ!' દામોદરે તાલી પાડી.

કાર્તિકસ્વામી કાંઈ જવાબ વાળે કે પોતે વધુ કાંઈ વાત કહે કે કાંઈ ખુલાસો કરે તે પહેલાં તો આયુષ આવીને ઊભો રહ્યો.

'આયુષ! તેં પેલાં ચિત્રો કાઢ્યાં છે?'

'હા, મહારાજ!'

'લાવ તો—'

આયુષે અવંતીપતિ અને અર્બુદપતિના અનેક મંત્રીઓ, સરદારો, ગુપ્તચરો વગેરેનાં ચિત્રો ત્યાં પાથરી દીધાં.

દામોદરે ઝડપથી એક ચિત્ર ઉપાડી લીધું: 'આ રહ્યો—આ કૃષ્ણરાજ!' તેણે કાર્તિક સામે તે મૂક્યું.

કાર્તિક સ્તબ્ધ બની ગયો. લાહિનીવાપીમાં જે આકર્ષક ચહેરો એણે જોયો હતો—બરાબર એ જ ચહેરો આંહીં ચિત્રમાં રજૂ થયો હતો. પણ પોતે એ કહેવું કે નહિ તેનો નિશ્ચય કરી શક્યો નહિ. દામોદર આ વાત જાણે છે કે માત્ર સાવચેતીથી અનુમાન કરે છે એ એના કળ્યામાં આવી શક્યું નહિ. એ કાંઈક વ્યગ્ર બની ગયો. ત્યાં દામોદર બોલ્યો: 'કાર્તિક! આ ચિત્ર તું બરાબર જોઈ લે. કૃષ્ણરાજ આંહીં આવ્યો હોય—દેવરાજનો નડૂલથી એવો સંદેશો છે—કે વખતે આવવાનો હોય, તો એનો પરિચય તને ખપ લાગશે!'

કાર્તિકસ્વામીની વ્યગ્રતાનો હવે પાર રહ્યો નહિ. જો મંત્રીશ્વર કૃષ્ણરાજની વાત જાણશે તો એ એક જ વસ્તુ

ઉપર ધંધૂકરાજનું ભવિષ્ય આંહી ને આંહીં અત્યારે જ નક્કી કરી નાખશે. હાથ આવેલી વાત જતી કરવાનો દામોદરને માટે સંભવ જ ન હતો. એમ થાય તો દંડનાયક ને મંત્રીશ્વર વચ્ચે ફરી ઘર્ષણ થાય. એ વિચાર કરી રહ્યો. જો મંત્રીશ્વર જાણતા ન હોય ને પોતે કહી બેસે તો એ પરિણામ હતું. જો એ જાણતા હોય ને પોતે ન બોલે તો એમનો વિશ્વાસ ગુમાવવાનું થતું હતું. તેણે મૌનમાં અભય જોયું.

'શું વિચાર કરે છે, કાર્તિક ?'

'મહારાજે કહ્યું તે પ્રમાણે કલ્લને ત્યાં લાહિની-વાપીના નીચેના ભોંયરામાં પૂરી દેવા માટે શું પગલું લેવું ?' કાર્તિકે કાંઈ પણ શંકા ન જાય તેમ સ્વસ્થતાથી પોતાની મનની વાત છુપાવી.

'એ તો તું ને જયદેવ એને જોવા તેડી જજોને. જરા વાતોએ ચડાવ્યો—કાં તો વારુણીનો ઉપાસક નીકળશે. એમ ન હોય તો કોઈ વનિતા શોધી કાઢજે. વારુણી ને વનિતા—ગુપ્તચરનાં એ બન્ને અમોઘ શસ્ત્ર છે !'

'હા, પ્રભુ !'

'જો, હું તો ત્યાં રુદ્રરાશિ શું ભવિષ્ય ભાખે છે એ જાણવા માટે ગયો હઈશ—આંહીંથી કલ્લ કે ગજ કે કોઈ ચસકશે તો જવાબદારી તારી છે, સમજ્યો ?'

'હા, મહારાજ !' પોતે જે છુપાવે છે તે દામોદરની જાણમાં તો નથી નાં—એ વાતની હજી કાર્તિકને ખબર ન પડી.

'એમ કરું તો, પ્રભુ ! ગજને અને મહાવતને લાહિની-

વાપી પાસે સ્થળાંતર કરાવું ?'

'તો ? એથી શો ફાયદો ?'

'વખત છે ને ભવિષ્ય જાણ્યા પછી ધંધૂકરાજ આપણને અનુકૂળ થવાના હોય—તો કોઈ વાતની ખોટી ચકચાર ન જન્મે. સ્થળાંતર કર્યું હોય એટલે આગામી યોજનામાં તો અવ્યવસ્થા થવાની જ. દરમ્યાન આપણે સત્ય જાણી લઈશું !'

'હા; એ બરાબર !'

'જયદેવને પણ સાથે રાખજો—'

'હા, મહારાજ !'

'મહારાજ ! હું તો આંહીં જ છું !' જયદેવ બહારથી આવતો હતો તે પોતાનું નામ સાંભળીને અંદર આવ્યો: 'મહારાજ ! મને યાદ કર્યો ? મકવાણાજી આવ્યા છે !'

'કોણ ? કેસર મકવાણાજી ?'

'હા, મહારાજ !'

'ક્યાં છે ? ક્યાંથી આવી ચડ્યા ?'

'મહારાજને મળવા ગયા છે ! સિંધમાંથી પરબારા આવે છે !'

'ત્યારે જો, તારે આજે કાર્તિકસ્વામી જ્યાં લઈ જાય ત્યાં જવાનું છે, સમજ્યો ? કાર્તિક ! એક પણ વસ્તુ ગુમ થશે તો જવાબદાર તું રહેશે. ચાલો, આયુષ ! મારે મહારાજ પાસે જવાનું છે. મારી પાલખી— આયુષ ! આ બધું તું સંભાળી લેજે. અને કાર્તિક ! પેલો ચહેરો યાદ રહ્યો કે ?'

'હા, મહારાજ !' કાર્તિકે જવાબ વાળ્યો.

થોડીવાર પછી પટ્ટકુટીમાંથી કાર્તિક બહાર નીકળ્યો ત્યારે એની વ્યાકુળતાનો પાર ન હતો.

દામોદર કેટલી વાત જાણે છે એની એને ખબર ન પડી. દંડનાયક ને મંત્રીશ્વરનું ઘર્ષણ ફરી ન જન્મે માટે જે વાત ગુપ્ત રાખવાની જરૂર હતી, એ જ વાત હવે તો પ્રગટ કરવાની પણ એટલી જ જરૂર ઊભી થઈ હતી.

તે પોતે કોઈ નિશ્ચય ઉપર આવી શકયો નહિ. જયદેવને સાંજે મળવાનું સ્થળ આપીને તેને વિદાય કર્યો.

પોતાના કાર્યને બરાબર સમજી લેવા માટે એ એક ઘડીભર નદીને કાંઠે કાંઠે ઘોડો ચલાવતો ફરી રહ્યો.

## ૧૭. ‘ એક નહિ પણ બે કલશ ! ’

**‘ જયદેવ ! ’**

‘ કેમ કાર્તિકજી ! કેમ ? શું કહો છો ? ’

‘ તું ત્યાં શું જુએ છે ? ’

‘ ક્યાં ? ’

‘ પેલી વાપીની નજીકમાં કોઠા તરફ, ત્યાંથી ચાલ્યા આવતા બે માણસ તું જુએ છે ? ’

‘ હા, મહારાજ ! કેમ ? ’

‘ બન્ને સરખા લાગે છે ? ’

જયદેવ તે તરફ નિહાળી રહ્યો. થોડીવાર આશ્ચર્યમાં પડી ગયો: ‘ અરે ! હા ! લાગે છે તો એમ જ ! ’

જયદેવ ને કાર્તિકસ્વામી બન્ને એક મહાન વટવૃક્ષની ઉપર ચડીને ચુપચુપ બેઠા હતા. હજી સાંજ પડતી આવતી હતી, અને રસ્તા ઉપરથી ઊડેલી ગોરજની ધૂળ સૂર્યનાં કિરણોને ઝીલીને રૂપેરી ચમકે પ્રકાશતી હતી. લાહિનીવાપીના કોઠા તરફના ભાગમાંથી બે માણસ બહાર નીકળીને આ વટવૃક્ષ તરફ જ આવતાં જણાયાં.

કાર્તિકે જયદેવનો હાથ પકડ્યો. ધીમેથી તેના કાનમાં

કહ્યું: ‘ હવે બોલતા નહિ. પણ બન્નેના ચહેરા—વેષભૂષા—કેટલાં બધાં સરખાં છે ? તમે એ જોયું ? ’

‘ હા. પણ એ બન્ને છે કોણ ? ’

‘ એમાંનો એક તો કલ્લ છે—ધંધૂકરાજનો મહાવત. ’

‘ કયો ? ’

કાર્તિકસ્વામીએ કલ્લને બતાવવા આંગળી લંબાવી પણ જેમ પક્ષઘાત થયો હોય તેમ આંગળી સ્થિર થઈ ગઈ. તેની નજર પણ એ દિશામાં ચોંટી ગઈ: ‘ અરે ! જયદેવ ! આમાં કલ્લ કયો ? આ તો બન્ને કલ્લ છે ! ’

‘ ત્યારે ? ’

‘ મેં પોતે જ કલ્લને આ દિશામાં મોકલ્યો હતો કે જેથી એની વાપી સંબંધીની હિલચાલ જાણી શકાય. લાહિનીદેવીએ જ કહેવરાવ્યું હોય એમ મેં રુદ્રરાશિના એક શિષ્ય મારફત એને સમાચાર પહોંચાડ્યા હતા કે મહારાજ ધંધૂકરાજ ત્યાં ગયા છે—જ્યાં જવાના હતા ત્યાં; ને તમને કહેવરાવ્યું છે કે મહારાજનો ગજરાજ મદોન્મત્ત હોવાથી મંદિરની એકાંત ઉપાસનામાં ભંગ થાય છે માટે ત્યાં લાહિનીવાપી પાસે સારું સ્થળ જોઈને ત્યાં એને લઈ જાઓ ! ’

એટલામાં બન્ને કલ્લ ત્યાં આવી પહોંચ્યા.

કાર્તિકસ્વામીએ ખૂબ ધ્યાનપૂર્વક તેમના તરફ જોયું. પણ એમાંથી કયો કલ્લ છે, ને કયો અ-કલ્લ છે એ એ કળી શક્યો નહિ. કેશભૂષા, વસ્ત્રસજાવટ ને ચહેરો એ બધાંમાં એવું આબેહૂબ સામ્ય હતું કે કાર્તિકસ્વામીએ કૃષ્ણરાજનો ચહેરો યાદ કર્યો, છતાં પણ એ ઉપરથી સામેના કોઈ ચહેરા વિષેનું એનું જ્ઞાન વધ્યું નહિ. એ બે ચહેરાને જુદા વર્તી જ

શક્યો નહિ.

છેવટે અવાજ પકડવા માટે તે એકધ્યાન બની ગયો. પણ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અવાજનું બરાબર અનુકરણ કરવા માટે કે ગમે તેમ બન્ને જણાએ સામસામે બોલવાનું શરૂ કર્યું, ત્યારે કાર્તિક બે અવાજને પણ જુદા પાડી શક્યો નહિ. હવે તો કેવળ એમની કાંઈ યોજના હોય તો એનો પત્તો મેળવવા માટે ગુપચુપ બેઠો રહ્યો.

મોંસૂઝણું બંધ થઈ ગયું હતું. અંધારાની ઝાંખી વધતી જતી હતી. કાર્તિક ને જયદેવ બન્ને વડ ઉપર શાંત બેઠા હતા. નીચે ગજરાજની પાસે ઊભા ઊભા બન્ને કલ્લ વાત કરી રહ્યા હતા.

'મહારાજ આવશે ત્યારે લગભગ પ્રભાત થવા આવ્યું હશે. મને કહ્યું હતું કે તું ગજરાજ તૈયાર રાખજે. વખતે ખપ લાગે.'

'બરાબર—પણ ધારો કે મહારાજને જવાનું ન થયું તો? ને ધાર્યું કરીને જવાનું નહિ જ થાય તો?'

'તો શું કરવાનું?'

'એમ કરીએ—એક જણ બહાર રહે, એક જણ અંદર રહે!'

'અંદર?'

'હા.'

'ક્યાં?'

'ત્યાં વાપીના કોઠા પાસે જ. એ સ્થાન હજી સુધી કોઈએ જોયું લાગતું નથી.'

'ઠીક, એમ કરીએ.'

'જરૂરજોગી માહિતી મેળવી એક જણ કોઠામાં આવી જાય. એટલે, બીજો એની પાસેથી હકીકત લઈ શકે ને પછી બહાર નીકળી આવે. તો આ ભેદ ન કળાય ને બધી જાણવાલાયક વાત મળી જાય.'

'બરાબર.'

'ને પછી બધું થાળે પડ્યે ચાલ્યા જવાય.'

થોડીવાર શાંતિ થઈ ગઈ. કાર્તિકસ્વામી વાતચીત ઉપરથી એક વસ્તુ સમજ્યો. બે કલ્લમાંથી એક કલ્લ બહાર રહેવાનો હતો, એક અંદર જવાનો હતો. હવે અંધારું બરાબર થયું હતું, એટલે એમાંથી એકનો ચહેરો જોઈ શકાતો ન હતો. ને અવાજના પણ અજબ જેવા સામ્યથી કોણ કોને શું કહે છે તે સ્પષ્ટ થાય તેમ ન હતું. કાર્તિકને પોતાના ઉપરની મહાન જવાબદારીનું હવે ભાન થયું. જે કલ્લ બહાર હશે તે કૃષ્ણરાજ હશે, કે જે કલ્લ અંદર હશે તે કૃષ્ણરાજ હશે—તે જાણવાનું કોઈ સાધન રહ્યું ન હતું.

ને તે જાણ્યા વિના તો ઓડનું ચોડ થાય માટે તે કાંઈ કરી શકે તેમ ન હતો.

તેની અત્યારની સ્થિતિ એ કાંઈ બોલી પણ ન શકે ને પોતે કાંઈ જાણી પણ ન શકે એવી વિચિત્ર બની ગઈ.

કેવળ મૂંગા મૂંગા તેને રાત વિતાવવાની હતી.

થોડીવાર પછી એમાંથી એક ચાલ્યો ગયો—ને એક કલ્લ ઘસઘસાટ ઊંઘમાં પડ્યો.

કાર્તિકસ્વામીને તો નિદ્રા આવી નહિ. ક્યારે આ ગજરાજ લઈને મહાવત ચાલ્યો જશે એ એ જાણી શક્યો ન હતો. એટલે એને જાગ્રત ચોકી રાખવાની હતી.

એનું મન પણ ચગડોળે ચડ્યું હતું: ' દામોદર મહેતો —પાટણ જેવા મહારાજ્યનો મંત્રીશ્વર—અત્યારે એકલો રુદ્રરાશિના અનુષ્ઠાનમાં જઈ રહ્યો હશે—ન કરે નારાયણ ને કોઈ એને ત્યાં હણી નાખે તો ? એણે કૃષ્ણરાજની વાત દામોદરથી છુપાવી હતી—પણ અત્યારે વાત થઈ તે પ્રમાણે ન કરતાં વિચાર બદલીને એ જ ત્યાં પહોંચ્યો હોય તો ? '

તેના મનમાં અનેક પ્રશ્નો ઊઠવા લાગ્યા.

## ૧૮. રુદ્રરાશિનું ત્રિકાલજ્ઞાન

**સરસ્વતી** નદીને સામે તીરે આવેલ જંગલમાં રુદ્રરાશિના અનુષ્ઠાનમાં જઈ રહેલ ધંધૂકરાજની પાછળપાછળ દામોદર પણ કેસર મકવાણાને સાથે લઈને જઈ રહ્યો હતો. એ વખતે મધરાતનો સમય હશે. ધંધૂકરાજ એકલો ચાલ્યો જતો હતો. દામોદર ને મકવાણોજી એની પાછળ આવી રહ્યા છે એ વિષે એને કાંઈ ખબર ન હતી.

ધંધૂકરાજ એમ ચાલ્યા જતા હતા.

અંધારું વધતું ગયું. જંગલ ગાઢ બનતું ગયું. અંતે એક વટવૃક્ષ આવ્યું. ધંધૂકરાજ એક ઘડીભર ત્યાં થોભ્યો.

જંગલમાં તેમની પાછળ ચાલ્યા આવતા દામોદરે મકવાણાનો હાથ પકડ્યો: ધીમેથી કહ્યું: 'મહારાજ! હવે ચાલો—હવે ખરી હિમ્મતનું કામ છે!'

'ક્યાં?' મકવાણાએ પૂછ્યું.

'આ વટવૃક્ષ પાસે રુદ્રરાશિએ સંકેત કર્યો હતો કે બે માણસ ઊભા હશે—જંગલના ચોકીદારો. એ ધંધૂકરાજને માર્ગદર્શક બનવાના હતા. એ બન્નેમાંથી એકે ત્યાં નથી—'

'કેમ ક્યાં ગયા?'

'એ ગયા ગમે ત્યાં. આપણે માર્ગદર્શક બનીએ.'

'ને પેલા આવી ચડે તો ?'

'આંહીંના ઘણાખરા કૂવામાં એક ખૂબી છે—માણસોને જાળવી રાખવાની. એ તો અત્યારે ઠંડી હવા લેતા હશે !'

'અરે—! એટલા માટે, મહેતા ! તમે મને ચોકી-દારનો વેષ પહેરાવ્યો છે ?'

'હા. હવે ચાલો—જોજો, બોલજો થોડું.' કેસર ને દામોદર વધુ બોલ્યા વિના આગળ વધ્યા. ધંધૂકરાજ વડની નીચે થોડીવાર ઊભો એટલામાં દામોદર ને કેસર એક બાજુથી આવીને પ્રણામ કરીને ઊભા રહ્યા.

'કોણ ?' ધંધૂકરાજે પૂછ્યું.

'સાણંગ !' મકવાણાએ અવાજ બદલાવીને જવાબ વાળ્યો.

'ચોકીદાર ? કોણે ગુરુજીએ મોકલ્યો છે ?'

'હા:, મહારાજ !'

'ચાલ રસ્તો બતાવ—આગળ થા.'

એક પણ શબ્દ બોલ્યા વિના દામોદર આગળ વધ્યો. ને એક નાની પગદંડીની વાટે ચડી ગયો. મકવાણો તેની પાછળ પાછળ ચાલ્યો. ધંધૂકરાજ બન્નેની પછવાડે આવી રહ્યો હતો.

'આ બીજો કોણ છે, અલ્યા ?' ધંધૂકરાજે રસ્તામાં ચાલતાં પૂછ્યું.

'એ પણ ચોકીદાર છે. મહારાજની શરીરરક્ષા માટે ગુરુજીએ મોકલ્યો છે,' મકવાણાએ જવાબ વાળ્યો. મક-વાણાનો જવાબ સાંભળીને દામોદરને સંતોષ થયો. એને

બીક હતી કે મકવાણાજી છતા થઈ જાશે. પણ આવી વાતના રસિયા મકવાણાએ આજે વેષ બરાબર ભજવ્યો. આ કામ એમના સ્વભાવવિરુદ્ધ હતું—છતાં તેમણે વાણીમાં પ્રશંસાપાત્ર સંયમ દર્શાવ્યો હતો. દામોદર ત્વરાથી ચાલી રહ્યો કે જલદી માર્ગ ખૂટી જાય.

'ચાલો—ક્યાં જવાનું છે?'

'નદીને કિનારે કિનારે કાલરાત્રિના મંદિર પાસે; પાછળના શ્મશાનમાં,' મકવાણોજી બોલ્યા.

'કેમ ત્યાં?' ધંધૂકરાજે પૂછ્યું.

ધંધૂક ખાતરી કરતો હોય તેમ દામોદરને લાગ્યું. કેસર માહિતીના અભાવે મૂંઝાયો લાગ્યો. મકવાણો અકસ્માત માટે તૈયાર થતો હોય તેમ દામોદરને લાગ્યું. એટલે તેણે અવાજ બદલાવીને જવાબ વાળ્યો: 'મહારાજ! ત્યાં ગુરુજી બેઠા છે અનુષ્ઠાન કરવા. તે આવી શકે તેમ નથી. એમણે જે પળ કહી હતી તે આવી પહોંચતી લાગે છે. મહારાજને જરાક ઉતાવળ કરવી પડશે!'

ધંધૂકે વેગ વધાર્યો: 'ચાલ, ત્યારે ઝપાટો કર!'

દામોદર બોલ્યા વિના ઝપાટાબંધ ચાલવા માંડ્યો. તે આ રસ્તાનો માહિતગાર લાગ્યો. એક પણ વખત થોથરાયા વિના તે આગળ ને આગળ ચાલી રહ્યો હતો. નાના-મોટા ટેકરાઓમાંથી પસાર થતા તેઓ ધીમેધીમે આગળ વધી રહ્યા હતા. આવે રસ્તે કોઈ કાંઈ બોલ્યું નહિ. થોડીવાર એમ ચાલ્યા પછી મકવાણાને પણ કાંઈક શાંતિ થઈ. એટલામાં તો દૂર દૂર કોઈ નાના વોંકળાના પટમાં એક ઠેકાણે કાંઈક તાપણા જેવું દેખાયું.

પણ મકવાણાને હજી જોઈએ તેવો વિશ્વાસ આવ્યો ન હતો. હરકોઈ પળે દામોદરનો વેષ કળાઈ જાય, અને વખત છે ને ધંધૂકરાજ એના ઉપર ઘા કરી બેસે, એટલા માટે એ સાવચેતીથી ચાલી રહ્યો હતો. વળી એને વધુમાં વધુ શંકા તો એ હતી કે રુદ્રરાશિ પોતે જો આ વાત પ્રગટ કરી દેશે તો તે વખતે ત્યાં શું થાશે? ધંધૂકરાજ શું કહેશે? દામોદર પોતાનું ગૌરવ કેમ જાળવી શકશે?

જેમ જેમ તાપણાની નજીક આવતા ગયા તેમ તેમ દામોદરે ચાલ કાંઈક ધીમી કરી નાખી.

'કેમ?' ધંધૂકે પૂછ્યું: 'કેમ ધીમો પડ્યો?'

'એ તો આ ચોકીદાર નવોસવો છે એને કહેવાનું છે. તારી તલવાર હવે મ્યાનમાં રાખજે, સાણંગ! જરાય બહાર દેખાય નહિ—ગુરુજીએ મને કહ્યું છે કે મા કાલરાત્રિની સમક્ષ અનુષ્ઠાન વખતે કોઈ ખુલ્લું લોઢું બતાવતા નહિ!'

મકવાણો સમજી ગયો. તેણે તલવાર મ્યાન કરી દીધી. ગુપચુપ પાછળપાછળ ચાલતો રહ્યો.

જ્યારે તેઓ પેલા વોંકળાની વચ્ચે પહોંચ્યા ત્યારે ત્યાં ચારે તરફ અગ્નિને પ્રજ્વલિત થયેલો તેમણે જોયો. એ અગ્નિના પ્રતિબિંબથી જાણે વોંકળાનાં પાણી સળગી ઊઠ્યાં હતાં. ધંધૂકરાજે એક જગ્યાએ વ્યાઘ્રાંબર ઉપર રુદ્રરાશિને બેઠેલો જોયો. તેની સમક્ષ વેદીમાં અગ્નિ સળગતો હતો, અને તે મંત્રોચ્ચાર કરીને અગ્નિમાં સર્પપ હોમી રહ્યો હતો. ધંધૂકરાજને જોઈને એણે એક આસન આગળ ઠેલ્યું: 'બેસો—મારા મોકલેલા બન્ને ચોકીદારો મળ્યા કે? રસ્તો તો બરાબર જડ્યો નાં?'

'એ રહ્યા બન્ને !' ધંધૂકરાજે બન્નેને બતાવવા હાથ લંબાવ્યો.

થોડે દૂર—પણ અંધકારમાં દેખાય નહિ તેવી રીતે દામોદર ને મકવાણોજી ઊભા હતા. અગ્નિના ઝાંખા પ્રકાશમાં રુદ્રરાશિને દામોદરના મોંની જરાક અણુસાર આવતી લાગી. તેને આશ્ચર્ય થયું. 'અરે !' તે મનમાં જ સમસમી ગયો. 'આ આંહીં ક્યાંથી ?' વાત પ્રગટ થાય તો અનિચ્છનીય ઘર્ષણ ઉત્પન્ન થાય તેની કલ્પના કરીને એક ઘડીભર તો એ સ્તબ્ધ થઈ ગયો. પછી કાંઇક સ્વસ્થ થતાં જ તેમને ઉદ્દેશીને બોલ્યો: 'તમારી પાસે ચામડું હશે—કે શરીર અસ્વચ્છ હશે તો માતાને પડછાયો પડશે—હજી જરા દૂર ખસો—ત્યાં દૂર ઊભા રહો અંધારામાં !'

દામોદર ને મકવાણાજી થોડે આઘે વધારે ગાઢ અંધારામાં ઊભા રહ્યા.

હવે શું થાય છે એ જોવાની કુતૂહલતામાં મકવાણો તો એ તરફ એકધ્યાન થઈ ગયો.

અગ્નિમાં મંત્રોચ્ચાર સાથે રુદ્રરાશિ હોમદ્રવ્યો હોમ્યે જતો હતો.

થોડીવાર પછી રુદ્રરાશિ ધંધૂકરાજ તરફ ફર્યો. કોઈ અદૃશ્ય સત્ત્વની સત્તા નીચે હોય તેમ રુદ્રરાશિનો આખો ચહેરો ફરી ગયો હતો. તેની આંખો ફાટેલી મોટી બની ગઈ હતી: શરીરે જાણે કંપ થતો હતો: એની નજર વીંધી નાખે એવી તીવ્ર થઈ ગઈ હતી. તેનો આ દેખાવ જોઈને દામોદર તો ભડકી ગયો. જે રુદ્રરાશિ એણે જોયો હતો તેનાથી તદ્દન જુદા પ્રકારનો ભયંકર પુરુષ તેણે જોયો. તેનું

શરીર રુક્ષ બની ગયું હતું. કેશ ઊભા થઈ ગયા હતા. મોટી ફાટેલી આંખો મદિરાવર્ણી લાલ લાગતી હતી. તેણે ધંધૂકરાજ સામે જોયું: 'મહારાજ! ભવિષ્ય જાણવું છે નાં?'

ધંધૂકરાજે હાથ જોડયા: 'એટલા માટે તો તમે આ સમય આપ્યો છે, ગુરુજી!'

'ત્યારે કહો, સૌથી શ્રેષ્ઠ જ્ઞાન શામાં છે, ધંધૂકરાજ?' રુદ્રરાશિ તો સવાલ પૂછીને પાછો ચારે તરફ સ્થાપેલી મૃતિકાની વેદીના પ્રજ્વલિત અગ્નિમાં પદાર્થો હોમતો ગયો. ધંધૂકરાજ પૃથ્વી ઉપર નજર માંડીને બેઠા હતા. તેમણે કાંઈ જવાબ આપ્યો નહિ. 'મહારાજ! કેમ ન બોલ્યા? મારા સવાલનો જવાબ તમે આપ્યો નહિ. સૌથી શ્રેષ્ઠ જ્ઞાન શામાં છે?'

'વેદમાં,' ધંધૂકરાજે ધીમેથી કહ્યું.

'વેદમાં?' રુદ્રરાશિ ખડખડાટ હસી પડ્યો: એનું લુખ્ખું સુક્કું હાસ્ય નીરવ શાંતિમાં વધારે ભયાનક લાગ્યું. 'વેદમાં? હા હા હા—વેદમાં? મહારાજ! વેદમાં તો કાંઈ જ્ઞાન નથી. જ્ઞાન તો આમાં છે, જુઓ, આમાં.'

તેણે વ્યાઘ્રાંબર ઉપર પડેલી એક જીર્ણ ખોપરી પોતાના હાથમાં લીધી.

'આ જોઈ? આમાં ત્રિકાલની વાતો ભરી છે. એણે આંહીંનાં દંતાલીનાં રણક્ષેત્રોમાં અનેકને મરતા જોયા છે. એ અનેકને હજી મરતા દેખશે. પણ આ ખોપરી અમર છે. એ હવે મરવાની નથી. માનવીની ખોપરી જેવું જ્ઞાન બીજે ક્યાંય નથી, મહારાજ!'

રુદ્રરાશિ આંખો મીચીને મૂંગો બની ગયો. એમ ને

એમ જડ જેવો થઈને એ થોડીવાર ત્યાં બેઠો રહ્યા: પછી તેણે રક્ત આંખો ઉઘાડી. જમણા હાથમાં ખોપરી પકડી રાખીને દેવીની સાધનાના મંત્રો મોટા ભયંકર અવાજ સાથે એ બોલવા માંડ્યોઃ એના હોકારાના પડઘા આસ-પાસના ડુંગરાઓમાંથી આવી રહ્યા.

જેમ જેમ એ મંત્રો આગળ બોલતો ગયો તેમ તેમ એના શરીરના રંગઢંગ વધારે ને વધારે બદલાતા ગયા. થોડીવારમાં તો એનું રૂપ મહાવિકરાળ ને કોઈ સર્વભક્ષી કાલ હોય એવું ડરામણું થઈ ગયું: રુદ્રરાશિ ભયંકર મુખમુદ્રા-ધારી મહાકાપાલિક જેવો દેખાવા માંડ્યો. ચારે તરફની પ્રગટેલી અગ્નિજ્વાળાએ એના શરીરને લાલચોળ તપેલા તાંબાની જેમ સિંદૂરરંગી બનાવી દીધું, એની પિંગળ જટા વીખરાઈને મોં ઉપર પથરાઈ ગઈ. દાંતની કડેડાટી બોલવા માંડી. શરીર ને હાથપગ તો મહા આવેગથી ધ્રૂજતા હોય તેમ હવે ધ્રૂજવા માંડ્યા.

એની મંત્રોચ્ચારની ગર્જના વ્યાઘ્રગર્જના જેવી મોટી ને મોટી થતી ગઈ. નદીમાંથી, પાણીમાંથી, પહાડમાંથી, પૃથ્વી-માંથી જાણે એ મંત્રોચ્ચારના પડઘા પડી રહ્યા હોય તેમ રાત્રિની નીરવતામાંથી શબ્દો ઊઠવા લાગ્યા: ‘ખોપરી—ખોપરી જીવે છે—ધંધૂકરાજ! માણસ જીવતો નથી. મારી મા મહાકાલરાત્રિ, મહાભયંકરસ્વરૂપકારિણી, ચતુર્ભુજા, વ્યાઘ્રાંબરધારિણી, ગર્દભવાહિની—વિશ્વના આદિમાં એ હતી, વિશ્વના અંતમાં પણ એ જ રહે છે. મહાદેવી મહા-કાલરાત્રિ! નમસ્તસ્યૈ! નમસ્તસ્યૈ! નમસ્તસ્યૈ! નમો નમ:!’ એક ભયંકર હુંકાર સાથે રુદ્રરાશિ બોલી ઊઠ્યો:

'માણસ જીવતો નથી! ખોપરી—માનવની ખોપરી—એ જીવે છે. એને શોણિત ખપે છે. મહાકાલરાત્રિરૂપધારિણી મા ભવાનીની ડોકમાં જે ખોપરી છે તેને લોહીનિગળતી ધરા પ્રિય લાગે છે. એ ખોપરી ત્રિકાલજ્ઞ છે, જુઓ!' અને તેણે ખોપરીવાળો પોતાનો જમણો હાથ લાંબો કરી ધંધૂકરાજની સામે ધરી દીધો: ખોપરી લોહીથી છલોછલ છલકાતી હતી, અને તેમાંથી છલ છલ છલ લોહીની ધારા વહી રહી હતી. અગ્નિના પ્રકાશમાં એ લોહીધારા સળગતા પ્રવાહ જેવી લાગતી હતી. દામોદરની આંખે તો એ જોઈને તમ્મર આવી જવા જેવું થયું. પણ આ સઘળી વાતનું રહસ્ય જાણનાર મકવાણાએ તેનો હાથ પકડી રાખ્યો ધીમેથી કાનમાં કહ્યું: 'મહારાજ! જોજો હો—'

'આ શોણિતના સાગરમાં અનેક બુદ્‌બુદ આવે છે, જાય છે, ફૂટે છે ને વિલય પામે છે—જુઓ, આ પહેલું કોણ આવ્યું—ધંધૂકરાજ!' રુદ્રરાશિ બોલી રહ્યો હતો.

ધંધૂકે તે તરફ દૃષ્ટિ કરી. તે સ્થિર થઈ ગયો. દામોદરે એક પગલું પાછું લીધું. મકવાણો અનિમિષ નેને ખોપરીમાંથી વહી જતો રક્તપ્રવાહ જોઈ રહ્યો. ઉષ્ણ લોહી જાણે ખદબદતું હોય તેમ એમાં પરપોટા આવી આવીને ફૂટી જતા હતા. લોહીની અનંતધારા જાણે વહી જશે એમ લાગતું હતું. પણ લોહીની ધારા વહી રહી હતી છતાં તેમાંથી એક બિંદુ પણ જાણે ક્યાંય નીચે પડતું ન હતું.

'જુઓ, જુઓ, મહારાજ! આ કોણ આવે છે?' એક સુંદર તરુણ તેજસ્વી ચહેરો લોહીના પરપોટામાં સ્પષ્ટ દેખાયો. ધંધૂક ઓળખી શક્યો નહિ.

'ઓળખ્યો નહિ, મહારાજ ? કોણ છે ? ખબર છે ?'

'ના, કોણ છે ?' ધંધૂક બોલ્યો.

'આમાં તો અનેક બુદ્‌બુદ છે. જેમને સમર્યા છે તે જ દેખાશે. જુઓ, આ સૌથી પહેલો જે મૃત્યુને ભેટવાનો છે. જે જુવાનીમાં મરે એની ખોપરીમાં અજબ કરામત હોય છે—વૃદ્ધાવસ્થામાં તો કૂતરાં ને કાગડા પણ મરે છે. જોઈ એની મુખમુદ્રા ? છે ને અપ્સરાઓ મોહે તેવી ?'

'કોણ છે એ ?'

'—અપ્સરાને ને અમરકીર્તિને વરનારો એ છે—રણઘેલો, રણયોદ્ધો, રણરાજવી કચ્છનો કેસર મકવાણો !'

'અ . . . રે !' દામોદરથી અચાનક બોલાઈ જવાયું.

કોણ બોલ્યું એ જોવા ધંધૂકરાજ પાછી ડોક ફેરવે ત્યાં તો ખોપરીના રક્તપ્રવાહમાં બીજો પરપોટો દેખાયો.

'ગુરુદેવ ! એ કોણ ?'

'જયસિંહ—તૈલપરાજનો પ્રપૌત્ર એ પણ ગયો, જુઓ.' ધંધૂક, દામોદર, અને કેસર મકવાણો સૌ જોઈ રહ્યા.

થોડીવારમાં ભોજરાજની મુખમુદ્રા નજરે ચડી.

'પ્રભુ ! આ કોણ ? આ—પણ ?' જરાક ઓળખતાં જ ધંધૂક બોલ્યો: 'અરે !'

'એ કોણ છે ?' તિરસ્કારથી રુદ્રરાશિએ કહ્યું: 'મા ભવાનીની મુંડમાળામાં તો આ બધા પરપોટા છે, ધંધૂકરાજ ! એ પણ જાય—જુઓ—'

'ને પાટણનો ભીમ ?' ધંધૂકરાજે પૂછ્યું.

'એને વાર છે. એ પણ જાશે. પણ આ ખોપરીમાં જેટલા સમયનું અનુષ્ઠાન કર્યું છે તેટલા સમયમાં એ નથી—

તે સમય પણ હવે પૂરો થાય છે!'

'ત્યારે ભોજરાજ પહેલાં જાશે?'

'ખોપરી એમ બોલે છે!'

'ને માલવાનો વિજય?'

'છેવટે માલવાનો પરાજય. માલવાની મૈત્રી, ભીમદેવના તાપથી મહારાજને બચાવી નહિ શકે. ભોજ નહિ હોય—ત્યારે પણ ભીમદેવ હશે!'

રુદ્રરાશિના હાથમાંથી અચાનક કોઈ પાડી નાખતું હોય તેમ ખોપરી નીચે જઈ પડી. રક્તનો પ્રવાહ કે રક્તનું નિશાન કાંઈ જ રહ્યું નહિ. વ્યાઘ્રાંબર ઉપરનો રુદ્રરાશિ પણ એક પળમાં જાણે તદ્દન સામાન્ય માણસ જેવો શાંત લાગતો બેઠો હતો.

મોહનિદ્રામાંથી જાગતા હોય તેમ ધંધૂકરાજ જાગ્યા: તેણે બે હાથ જોડીને રુદ્રરાશિને પ્રણામ કર્યા: રુદ્રરાશિએ મૂંગા મૂંગા આશીર્વાદ દેવા હાથ લંબાવ્યો. ધંધૂકરાજે ઊભા થઈ ચાલવા માટે પગ ઉપાડ્યો: 'અરે! ક્યાં ગયા પેલા—બન્ને ચોકીદારો?'

રુદ્રરાશિ સાંભળી રહ્યો. તેને પણ હવે યાદ આવ્યું કે દામોદર ત્યાં ઊભો હતો. તેણે નજર ખેંચીને એ દિશામાં જોયું તો એ ત્યાં હતો નહિ. એટલે એના મનમાં નિરાંત થઈ. તેણે ધંધૂકરાજને કહ્યું:

'એ તો ડરી ગયા લાગે છે, મહારાજ! ચાલો, મહારાજ! થોડે સુધી હું જ તમને સાથ આપું!'

રુદ્રરાશિ ને ધંધૂકરાજ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના અંધારામાં રસ્તો કાપી રહ્યા.

## ૧૯. મકવાણાએ શું કહ્યું?

સવાર થતાં જ કાર્તિકસ્વામી અને જયદેવે છુટકારાનો દમ લીધો. આખી રાત્રિ એમણે મહાવત કલ્લની ચર્ચા જોવામાં વિતાવી હતી. પણ એમાંથી કયો કલ્લ ક્યાં રહ્યો એ વાત રાત્રિના અંધકાર જેવી જ છાની રહી.

સવારે વટેશ્વરના મંદિરમાંથી જ્યારે શંખધ્વનિ થવા લાગ્યા અને સોલંકીઓની છાવણીમાંથી હયદળ ને ગજદળ આમતેમ ઘૂમીને પ્રભાતને જગવવા લાગ્યાં ત્યારે જ એમને લાગ્યું કે હવે ધંધૂકરાજ વિષેનો ભય ગયો લાગે છે.

તેઓ ધીમે ધીમે વડ ઉપરથી ઊતરવા લાગ્યા. હજી કલ્લ જાગ્રત થયો ન હતો. એને બરાબર રીતે જોઈ લેવાની જિજ્ઞાસા તૃપ્ત કરવા થોડીવાર વડની ડાળી ઉપર રહીને નીચે નજર કરી. પછી કલ્લને સૂતો મૂકીને બન્ને નીચે ઊતરી ચાલી નીકળ્યા.

કાર્તિકસ્વામી સીધો દામોદર પાસે ગયો. જયદેવ મકવાણાજી પાસે જવાનો હતો.

દામોદરે ધંધૂકરાજ વિષે હવે શો વિચાર કર્યો છે, એ જાણી લીધા પછી જ પોતે કલ્લની વાત કરવી—એવો

નિશ્ચય કરીને કાર્તિક અંદર પેઠો.

દામોદર સ્નાનસંધ્યાથી પરવારી ભગવાન સૂર્યનારાયણનાં દર્શન કરવા બહાર નીકળ્યો. તેણે અત્યંત ભક્તિભાવે ભગવાનને પ્રણામ કર્યા. એક ઘડી નેત્ર મીંચી રાખી તેને અંતરમાં પ્રાર્થ્યા. કાર્તિક રાહ જોતો ઊભો રહ્યો. એટલામાં દામોદરની તેના ઉપર દૃષ્ટિ પડતાં જ તેણે કહ્યું: 'કાર્તિક! તેં પેલી વાત મને હજી કહી નથી ને હું પણ પૂછવાનું ભૂલી ગયો છું. બીજી એટલી બધી વસ્તુઓ આવી પડી કે તને પૂછવાનું જ રહી જતું હતું!'

'કઈ વાત, પ્રભુ?' કાર્તિકે પ્રણામ કરીને પૂછ્યું.

'તું મકવાણાજીને ત્યાં ગયો હતો ત્યાં તેં શું કર્યું? તામ્રપત્ર આપ્યું ત્યારે મકવાણાજી શું બોલ્યા?'

કાલે રાત્રે રુદ્રરાશિ પાસે મકવાણાના આયુષ્ય વિષે સાંભળ્યું ત્યારથી જ દામોદર આ વાત જાણવા આતુર હતો. કાર્તિક કચ્છપંથકમાંથી પાછો ફર્યો ત્યારે એવી મહત્ત્વની વસ્તુઓ બની રહી હતી કે આ વાત વીસરી જવાતી હતી. કાલે રાત્રે એણે મકવાણા વિષે સાંભળ્યું ને આજે એને એ સાંભરી આવ્યું.

'પ્રભુ! મકવાણાજી તો આ વાતથી તદ્દન અજ્ઞાન રહ્યા છે. હું ત્યાં ગયો ને મેં જોયું કે રણઘેલા મકવાણાજી કરતાં તેની રાણીજી જયવતી આવી વાતમાં વધારે સમજી શકશે એટલે મેં રાણીજીને એ આપ્યું!'

'રાણી ઉદેમતીની બહેનને આપ્યું છે? ઠીક, ત્યારે સારું થયું મેં તને પૂછી લીધું. મકવાણાજીને હમણાં આંહીં આવ્યા બતાવું. ઉતાવળા થયા છે.'

'શાને માટે, પ્રભુ ?'

દામોદર જવાબ આપે તે પહેલાં તો મકવાણાનો અવાજ સંભળાયો: 'છે કે મંત્રીશ્વર, આયુષ ?'

'પધારો, પધારો, મકવાણાજી ! હું તમારી જ રાહ જોતો ઊભો છું !'

કેસર મકવાણો અંદર આવ્યો. દામોદર તેની સામે જોઈ રહ્યો. કાલનું પોતાનું ભવિષ્ય જાણ્યા પછી મકવાણાજીમાં કાંઈક ફેરફાર જોવાશે એમ એણે ધાર્યું હતું. પણ જાણે જીવન એ જ મૃત્યુનો સાગર છે, એવી ઊંચા પ્રકારની ખમીરવંતી બેપરવાઈથી મકવાણાના ચહેરા ઉપર જે રણરંગશ્રી નિત્ય વિરાજી રહેતી હતી એ જ રણરંગશ્રી દામોદરે અત્યારે પણ દીઠી.

'થયું ત્યારે, મહારાજ ! આંહીંનું તો હવે તમારું અર્બુદપતિનું યુદ્ધ તો પત્યું નાં ?'

'કેમ જાણ્યું, મકવાણાજી ?'

'કહે છે ને વિમલ દંડનાયક મહારાજ પાસે આવે છે —ધંધૂકરાજની વતી ક્ષમાપ્રાર્થના માગવા.'

'આવવાના છે—એ સાચું; એ તો આવશે. પણ મહારાજ તો કહે છે મકવાણાજીને દેસૂરીની નાળ બતાવવી છે !'

'નડૂલની સામેના આડાવળાની નાળ નાં ? મેં જોઈ છે. પણ નડૂલવાળા સાંભળશે કે અર્બુદપતિ હેઠા પડ્યા એટલે એનાં પણ હાંજાં ગગડી જાશે. હવે—તમારું આંહીંનું—આબુનું પત્યું તો મને હવે જાવા દ્યો. મારે પાછો ઘેર જગન માંડવો છે !'

'શેનો, મકવાણાજી ?'

'આ બાપ, સાતસો સાંઢ સુમરાની લાવવાની છે નાં? ઈ જગન જ ગણાય નાં? હું આંહીં આવ્યો ને વાંસોવાંસ સંદેશો આવ્યો.'

'શું?'

'હું ત્યાં સંઘ તરફ ગયો ત્યારે રાહ તો એમ જોતો'તો કે સુમરાની સાંઢ ખારાપાટ દીમની ચરવા ઢળે તો હાથ મારી આવું. પણ એ બાજુ કોઈ ઢળ્યું જ નહિ ને. એણે જાણ્યું કે હવે મકવાણો નથી. એટલે ચરવા સારુ મોટી લાર મોકલી દીધી છે. અટલે હવે સાતસો આઠસો હજાર જી ઝપટમાં આવે ઈ લઈ આવું. ને જગન માંડ્યો છે ઈ પૂરો કરું!'

'પણ મહારાજને પૂછ્યું? મહારાજ જવા દેશે?'

'અત્યારમાં મહારાજને તો પ્રણામ કરી આવ્યો!'

'શું કહ્યું મહારાજે?'

'ધંધૂકરાજ ને સૌ આડાવળામાં શિકારે ચડવાના છે. એ પ્રસંગ વટાવીને પછી જાઓ.'

'થયું ત્યારે તો—એમ જ કરો, મકવાણાજી! તમારા જયદેવને હવે મોકલી દઉં છું!'

'ક્યાં?'

'બીજે ક્યાં? આડાવળામાં—પ્રતાપદેવીની પાછળ.'

'ઠીક ત્યારે—હું ત્યાં સૂર્યમંદિરમાં જઈ આવું.'

એટલામાં બહાર કાંઈક કોલાહલ થયો. મકવાણોજી શું થાય છે એ જાણવા બહાર નીકળે, તે પહેલાં આયુષ કેટલાક ગારુડીઓને લઈને આવ્યો. કાર્તિકસ્વામી ને મક-

વાણાજી બન્ને જોઈ રહ્યા.

'મહારાજ! આ ગારુડીઓ આવ્યા—જેમને માટે તમે કહ્યું હતું તે. તેમાંનો દરેક સો સો માટલાં આપશે!'

'ઠીક—એમની તૈયારી ઉપર દેખરેખ રાખી જેમ જેમ માટલાં આવે તેમ તેમ એની વ્યવસ્થા કરતા રહો. જોજો કોઈ માટલું ફૂટે નહિ—'

'અને આયુષ! એક એક સોનાનો દ્રમ્મ એમને દરેકને પહેલાં આપી તો દે. માટલાં તો બરાબર મજબૂત છે કે ?'

'હા, મહારાજ!'

આયુષ ને ગારુડીઓ ગયા.

'માટલાં આપશે એ શું, મહારાજ ?' કાર્તિક ને કેસર બન્ને એકસાથે બોલી ઊઠયા ?

દામોદરે એક મિંદુ સ્મિત કર્યું, 'મકવાણાજી! તમે રણજંગી પુરુષ છો. મહારાજ આટલી ઝડપથી આંહીંનું યુદ્ધ સંકેલી લે છે એ એટલા માટે કે હરપળે એમને સિંધ બોલાવી રહ્યું છે. મહારાજ એ દિશામાંથી હમેશને માટે ગૂજરાતને ભયમુક્ત કરવા માગે છે. પણ સુમરો હમ્મુક બળવાન છે. એનું સૈન્ય પણ બળવાન છે. અને એ ઉપરાંત રણદુર્ગ, વનદુર્ગ ને જલદુર્ગ એવા ત્રણ અભેદ્ય દુર્ગોની વચ્ચે એ બેઠો છે. તમારે ત્યાંથી, તમે જઈને જ લાકડાં કાપવાવાળાને સિંધ તરફ રવાના કરજો. એના જલદુર્ગને અમે એના વનદુર્ગ વડે જ ભેદીશું. આ માટલાં શાનાં છે એ હવે ખબર પડી ?'

'ના, મહારાજ! હજી કાંઈ સમજાયું નહિ!'

'આ ડુંગરાઓમાં તો બીજું શું મળે ? મહાન વિષ-

ધરોની પેદાશ આંહીં છે. આ ગારુડીઓ મહા હોંશિયાર છે. એમણે અસંખ્ય માટલાં તૈયાર કર્યાં છે. દરેક માટલામાં વિષધરો બેઠા છે. એ સઘળાને સિંધનો પ્રવાસ કરાવીશું.'

'અરે !—' કેસર ને કાર્તિક બન્ને આશ્ચર્યથી એક ઘડીભર બીજું કાંઈ બોલી શક્યા નહિ. આંહીં બેઠાં બેઠાં પણ—એક પળ ગુમાવ્યા વિના મંત્રી સિંધની તૈયારી તો કરી જ રહ્યો હતો. મકવાણાએ હાથ જોડ્યા: 'મહાન પાટણનું સ્વપ્ન સિદ્ધ કરવા, પ્રભુ ! તમે તો આકાશપાતાળ એક કરી રહ્યા છો. ને મહારાજ માટે આવા મંત્રીશ્વરને લીધે અરધાં યુદ્ધો વગર લડ્યે જિતાઈ જાય છે. પણ એક વાત મનમાં ખટક્યા કરે છે, મહારાજ !'

'શી વાત છે, મકવાણાજી ?'

'મહારાજ ભીમદેવનું પરાક્રમ એમની પ્રેરણાદાત્રી ચૌલાદેવીમાં રહ્યું છે: દંડનાયકના સ્વપ્નની સિદ્ધિ ઘણે અંશે, પડછાયા જેમ સાથે રહેતી દેવીશ્રીને આધારે છે. પણ, પ્રભુ ! તમારી આ યોજનાઓ, એક પણ શસ્ત્રના ખણખણાટ વિના હજારોનાં દળને થંભાવી દેવાની અગમચેતી—એ જે શક્તિને આધારે છે એ શક્તિનાં દર્શન અમારા જેવા માટે ખરાં કે નહિ ?'

'મકવાણાજી ! કેટલીક વખત—અણકથેલી વાતોથી પણ કાંઈ ઓર આનંદ નથી મળતો ?'

'મળે છે—પણ કોઈની સમક્ષ તમે કોઈ દિવસ આ વાત કરી જાણી નથી. એટલે કૌતુક વધે છે કે આટલી શક્તિ જ્યાંથી આવતી હશે—એ નારી કેટલી અદ્ભુત હશે ? બીજું કાંઈ નહિ, મહારાજ ! અમારા રાણીવાસને એવી વાતો મળતી

રહે તો વપત્ય પડે અમારી આબરૂ જળવાય નાં ? '

' મકવાણાજી ! એક શક્તિ પુરુષ માટે સૌથી અદ્ભુત છે ! '

' કઈ, મહારાજ ? '

' એકાકી રહેવાની—તમે મહારાજને મળી આવ્યા ને મારે જવાનું છે, મકવાણાજી !—લ્યો ત્યારે. ' દામોદરે ત્વરાથી વાત ફેરવી નાખી. પણ તેનો અવાજ કાર્તિકે બરાબર ઓળખી લીધો. તે પહેલાં પણ એકાદ વખત એણે દામોદરને અનેક વાતોમાં તલ્લીન થઈને કાંઈક ભૂલી જવા પ્રયત્ન કરતો હોય એવો દીઠો હતો. કાર્તિકને એક નવી વસ્તુની શોધ કરવાની તાલાવેલી લાગી. એને આજે પહેલીવાર સમજાયું કે મંત્રીશ્વરની કાર્યતલ્લીનતા એ જેટલી એમના ઉત્સાહને લીધે થતી ક્રિયા હતી, એટલી જ હૃદયના એકાદ ઉજ્જડ શૂન્ય ખૂણાને ઢાંકી દેવાના પ્રયત્નરૂપે પણ થતી હતી. આ નવા સત્યની શક્યતાએ દામોદરને જોનારી એની દૃષ્ટિને કાંઈ નવો જ પલટો આપ્યો. અત્યાર સુધી એ એક શક્તિશાળી મંત્રીશ્વરનો સેવક હતો: હવે એ એક સંસારસંન્યાસી જેવા, કેવળ લોક માટે જ પ્રવૃત્તિ આચરી બેઠેલા, વૈરાગી ત્યાગીનો ભક્ત બન્યો.

મકવાણાજી સૂર્યમંદિર તરફ જવા નીકળ્યા. થોડે સુધી દામોદર એની સાથે ગયો. મકવાણાજી રજા લેતા હતા ત્યાં દામોદરે કહ્યું : ' મકવાણાજી ! તમે કાલની વાત મન ઉપર ન લાવતા ! '

' કઈ વાત, મહારાજ ? '

' આ રુદ્રરાશિએ જે કહી તે—ટૂંકા આયુષ્યની—એનું કારણ છે—' દામોદર આગળ બોલતો અટકી ગયો. રુદ્ર-

રાશિનું ભવિષ્ય પોતે કહેલી વાતને કેટલું આભારી હોઈ શકે એ ચર્ચા એ ગળી ગયો.

'મહારાજ!' મકવાણો ઉલ્લાસથી બોલ્યો: 'રુદ્રરાશિએ એ નસીબ ભાખ્યું અને મારા ઉત્સાહનો કાલે પાર ન હતો.'

'ઉત્સાહનો પાર ન હતો, મહારાજ? રણમાં પડવાથી થતું મરણ રજપૂતને મીઠું લાગે એ સમજી શકાય; પણ કાંઈ મરણ પોતે મીઠું લાગે?'

'હા, મહારાજ! મને લાગે છે કે જિંદગીની સઘળી મીઠાશ—અરે, જિંદગીનું સઘળું અમૃત—એ મરણની છેલ્લી ઘડીના કટોરામાં છલ્લોછલ્લ ભર્યું છે. મૃત્યુ વિના એવા અદ્‌ભુત આનંદનો પરિચય ક્યાંથી મળે? અને છેક છેલ્લી અવસ્થામાં, જ્યારે ચામડી ખખળી ગઈ હોય, શરીર નંખાઈ ગયું હોય, ગાત્ર શિથિલ બન્યાં હોય—ત્યારે માણસ આ આનંદ શું ભોગવવાનો હતો? મરણની ઘડી તો, મહારાજ! કચ્છમાં પહેલેથી અનેક નરપુંગવો જાણતા આવ્યા છે ને એને ઉજાળતા આવ્યા છે. લાખા ફૂલાણીએ એ ઘડી વહેલી જાણી, તો મહારાજ મૂલરાજદેવ સાથે શોણિતસ્નાનનો લહાવો લીધો: મેં જાણી તો હું સુમરા સાથે લહાવો લઈશ!'

'તમને ખબર તો છે નાં, મકવાણાજી!' દામોદર બોલ્યો—'પેલી તમારી પ્રતાપદેવી, મેં તમને તે દિવસે કહ્યું નાં કેમ નાઠી, એની વાત તો ન્યારી હતી. માળવાના ઘઉંની પોઠો એને સિંધમાં મોકલવી હતી! તો જ સુમરાને ત્યાં અનાજ ભેગું થાય નાં?'

'પછી ?'

'પછી અમે એ રોકી દીધી—ને સુમરો ઘઉં વિનાનો રહ્યો!'

'અરે રે! એવું શું કરવા કર્યું?'

'કેમ અરેરે! બોલ્યા? એવું નહિ કર્યું હોત તો તો એ લડવા દોડત!'

'પણ તંઈ ઈ બિચારો દાણા ખાધા વિના લડશે ક્યાંથી? અટલે મને કહેવરાવતો હતો કે ભઈ, તારો ખારોપાટ નડે છે. નકર તને તો ઉખેડી નાખું!'

'એ વાત સાચી—ખારોપાટ ન હોય તો સુમરો ગજબની વાત કરી નાખે!'

'શું કરી નાખે?'

'અનાજ મળે તો સેન ખારાપાટમાં રાખીને જ લડે!'

'એટલે તો મેં કહેવરાવ્યું, બાપલા!'

'શું?' દામોદરે ઉતાવળે પૂછ્યું.

'કે તું તારે બાપ! ઘઉંની ફકર ન કરતો. તારા સાટુ થઈને હજાર વીઘાંમાં ઘઉં હું વાવી દેશ. આ તું તારે ઈ ઘઉં ખાજે. ઘઉં તારા—ને લડાઈ મારી! આ વળી હવે જાણ્યું કે દેહ વહેલો પડવાનો છે અટલે ફરી કહેવરાવશ કે આપણે તને ઘઉં પણ આપવા—ને લડાઈ પણ આપવી!'

'અરે! મકવાણાજી! રણકેસરી! તમે પણ ગજબની કરી નાખી—'

'બાપુ! રે'વાનું થોડું હોય તો તો થોડામાં અનેક રંગ ભરવા પડશે નાં? ઠીક લ્યો—જય સોમનાથ!'

દામોદર મકવાણાની વીરત્વભરેલી વાણીથી એક

ઘડીભર તો છક્ક થઈને એને જતો જોઈ જ રહ્યો. દામોદરને પણ લાગ્યું કે અત્યારે એ જે જોઈ રહ્યો છે એ દૃશ્ય જોવા તો દેવતા પણ અમરલોકથી પૃથ્વીમાં આવે. આવો રણઘેલો, મૃત્યુને પણ મિત્ર લાગે એવો, રસિયો, ટેકીલો, રણરંગી ને વિશ્વાસુ—કદાચ એ આ જમાનાનું ને આ પૃથ્વીનું છેલ્લુંવેલ્લું મહામોલું રત્ન હોય!

દામોદર વિચાર કરતો પાછો ફર્યો.

## ૨૦. કલ્લ શી રીતે ઓળખાયો ?

**મંત્રીશ્વરને** સ્વપ્નમાં રાચવાની બહુ ટેવ ન હતી, તો વિધિ પણ એને બહુ વખત સ્વપ્નમાં રહેવા દેવા ખુશી ન હતો. દામોદરે પ્રવેશ કરતાં જ કાર્તિકે હાથ જોડીને કહ્યું: 'મહારાજ! મારી પાસે બહુ મહત્ત્વના સમાચાર છે. તમે મને કાલે જ્યાં મોકલ્યો હતો ત્યાં હું આખી રાત હતો.'

'પછી ?'

કાર્તિક જરાક વિચારમાં પડ્યો. 'કાર્તિક! તું કહે ન કહે પણ તારે કાંઈક કહેવાનું છે! ને કહેતાં તું ધ્રૂજે છે. એવું શું છે?' દામોદર બોલ્યો.

'મહારાજ! હું એ જ કહેવા આવ્યો હતો કે ધંધૂકરાજના બે મહાવત છે. એક કલ્લ નથી—પણ બે કલ્લ છે, અને બન્ને સરખા છે.'

આ સંદેશ આવતાં જ મંત્રીશ્વરની યોજનાશક્તિ તરત પ્રોત્સાહન પામીને ભરતીનાં મોજાંની માફક ઊછળશે, એમ કાર્તિકની ધારણા હતી. પણ દામોદરનું આ વાતથી જાણે રૂંવાડુંય હલ્યું હોય તેમ લાગ્યું નહિ. કાર્તિકને લાગ્યું કે પોતે દામોદરની શક્તિ વિષે જાણતો હશે પણ એની ગહનતા

વિષે તો હજી એને કાંઈ જ ખબર પડી નથી. માટલામાં પૂરીને વિષધરોની સેના એ આંહીં રચી રહ્યો હતો—ને અનેક ખચ્ચરો, ગધેડાં ને ઊંટ ઉપર એ સેના રવાના પણ થતી હતી—એ વાત જેટલી ગહન હતી એટલી જ આ વાત એને ગહન લાગી. કાં તો મંત્રીશ્વર વાત જાણતા હોય—અને કાં તો ન જાણવા છતાં, વાતનું મહત્ત્વ જ ટાળી નાખવા માટેનું એનું આ એક પગલું હોય. દામોદરની એ શક્તિનો કાર્તિકને સંપૂર્ણ પરિચય હતો. જે વાત મહત્ત્વની હોય એ જાણે ફેંકી દેવાની વાત હોય એવી રીતે એનું રહસ્ય એ જાણી લેતો: ને જે વાત મહત્ત્વની ન હોય એને એટલું બધું મહત્ત્વ આપી દે કે સામાના મનમાં એ વાત જ મુખ્ય બની જઈ એનું લક્ષ મુખ્ય વસ્તુ ઉપરથી ખસી જાય.

'બે કલ્લ છે કાં? પણ, ત્યારે બીજો કલ્લ તો વાપીમાં હશે!'

મંત્રીશ્વર આખી વાત જાણે છે એમ કાર્તિકને થયું. તેણે હવે પૂરેપૂરી વાત રજૂ કરી દેવામાં સાર જોયો.

'મહારાજ! આખી વાત આપના જાણવામાં છે—તો મારી મૂંઝવણ હવે આપ જ ટાળો!'

'તારી શી મૂંઝવણ છે?' દામોદરે કહ્યું. પણ તે મનમાં ને મનમાં હસી રહ્યો હતો.

'કયો કલ્લ ક્યાં છે?'

'જો ને કાર્તિક! ગમે તે કલ્લ ગમે ત્યાં હોય. તું લાહિનીવાપીના ભોંયરામાં સંતાયેલા કલ્લને તો હમણાં ને હમણાં કબજે લઈ લે—બાકી જે એક કલ્લ રહ્યો—તે તે

ધંધૂકરાજ સાથે આંહીં આવશે જ. તે વખતે જોઈ લેવાશે ! લાહિનીવાપીના ભોંયરામાં પ્રવેશ કરવા માટે, દેવીની વિનમ્ર-પ્રતિમા ઊભી છે નાં—એની પાછળના ભાગની લાહિની-વાપીની ભીંત જોતો ફરજે—અંદર જવાનું સ્થાન તેમાંથી મળી રહેશે !'

કાર્તિક કાંઈ જવાબ આપે તે પહેલાં આયુષ પાછો અંદર આવ્યો: ' મહારાજ !'

' કેમ ? કોણ આવે છે ? '

' ધંધૂકરાજ, વિમલરાજ સૌ આ તરફ આવી રહ્યા છે ! '

' ક્યાં ? આંહીં આવે છે ?'

' લાગે છે તો એમ જ, મહારાજ ! '

' ત્યારે તું ચંડશર્માને, બાલુકરાયને, મકવાણાજીને મહાસાંધિવિગ્રહિક ભોગાદિત્યને—સૌને ખબર આપી આવ. મહારાજ મંત્રણા માટે ગમે તે પળે સૌને બોલાવશે ! અને જો—' દામોદર એક ઘડીભર વિચાર કરી રહ્યો: ' તું કાલે એક વાત લાવ્યો હતો ને છાયાશાસ્ત્રીની ? '

' હા, મહારાજ ! સૂર્યોદય સમયે હરકોઈ મનુષ્યની છાયા ઉપરથી એનો કુળઇતિહાસ એ કહી શકે છે ! '

' ઓ...હો... એ તો અદ્ભુત—કેમ કાર્તિક ? જરાક એ છાયાશાસ્ત્રીને પણ બોલાવીશું ? તું શું ધારે છે ? ' દામોદર વિનોદથી બોલ્યો.

' મહારાજ ! હું શું ધારું ? ' કાર્તિકને દામોદરની વાતમાં માત્ર વિનોદ જ લાગ્યો.

'ત્યારે જો, આયુષ ! એ છાયાશાસ્ત્રીને પણ જરા મોકલજે. વિમલરાજ ને સૌ આવે છે તો બે ઘડી આનંદ થશે ! '

આયુષને ગયે થોડીવાર જ થઈ હશે એટલામાં મહાન ગજરાજોની ઘંટાઘોષણા દામોદરની પટ્ટકુટી પાસે ગાજી ઊઠી. દામોદર તરત બહાર આવ્યો. ‘ છે કે મંત્રીશ્વર, આયુષ ? ’ આનંદથી બોલતો વિમલ ગજરાજ ઉપરથી ઊતરીને આવી રહ્યો હતો. દામોદર ને કાર્તિક ઝડપથી બહાર નીકળી એમની સામે ગયા.

‘ અરે ! પ્રભુ ! તમે પણ—’ દામોદર અત્યંત વિનયથી બોલતો આગળ વધ્યો.

વિમલની પાછળ જ ધંધૂકરાજ આવી રહ્યા હતા: ‘ મહારાજ અર્બુદપતિ પણ આવ્યા છે કે શું ? ’ દામોદરે બે હાથ જોડ્યા: ‘ મહારાજ ! મને તો બીક હતી કે મારી રંક પટ્ટકુટીમાં આપનું આતિથ્ય કરવાનો લહાવો મને નહિ મળે કે શું ? પણ ભગવાન સોમનાથે કૃપા કરી—પધારો મહારાજ ! આ—બાજુ—’ દામોદરે ધંધૂકરાજને હાથ દર્શાવી આગળ દોર્યો. કાર્તિકને શોધી કાઢવા દામોદર જરા પાછળ રહ્યો: ‘ મહારાજ ! આ હું આવ્યો—’ તેણે કાર્તિકને પાસે જ ઊભેલો જોયો.

‘ અરે કાર્તિક ! જો તું ત્યાં—રહેજે—’ દામોદરે પાછળ જોઈ ધીમેથી કાર્તિકને કહ્યું. પણ એ જ વખતે સૂર્યકિરણથી પરાવર્ત થઈને આવતું કોઈ તેજકિરણ એની આંખને ઝાંખપ આપતું ચાલ્યું ગયું. દામોદરે ત્વરાથી તેજની દિશા પકડી. જરા દૂર આંબા પાસે ઊભેલા એક ગજરાજ ઉપર એની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ. સૂર્યનાં બાલકિરણો સાથે હજી એક મનોહારી રત્ન નાચી રહ્યું હતું ને તેમાંથી તેજ પરાવર્ત થતું હતું. ‘ પેલો ગજરાજ ધંધૂકરાજનો કે ? ’

'હા, મહારાજ !' કાર્તિકે કહ્યું.

'ત્યારે જો, મૂરખ ! આ એના ઉપર છે એ જ કૃષ્ણરાજ છે !' દામોદરે અત્યંત ધીમેથી કહ્યું. એટલો જ ધીમો આશ્ચર્ય વ્યક્ત કરતો ને પૃચ્છા કરતો જવાબ મળ્યો: 'મહારાજ ! ?'

'મોટા મોટા પણ ભૂલે છે, કાર્તિક ! વેષભૂષા, ચહેરો, શસ્ત્રઅસ્ત્ર સઘળું આબેહૂબ બનાવનારની પણ એક નાની ભૂલ રહી ગઈ છે. આંગળી ઉપરની અમૂલ્ય રાજમુદ્રિકાના રત્નમાંથી આ તેજકિરણો આવે છે—જો, હવે એ બાજુ ન જોતો—એને યાદ આવ્યું લાગે છે ને એણે મુદ્રિકા આંગળીએથી કાઢી લીધી. પણ મહારાજ ધંધૂકરાજ આંહીંથી પાછા જવા ઊપડે તે પહેલાં પેલો બીજો કલ્લ આપણા હાથમાં આવી જવો જોઈએ. ત્યાં સુધી તો આંહીં છાયાશાસ્ત્રી, મંત્રણા વગેરે ચાલતું હશે. હવે તું જા—જયદેવને સાથે લઈને બીજા કલ્લને હાથ કરી લે ! જોજે બહુ ધમાલ ન કરતો—જુક્તિ કરજે !'

'હા, મહારાજ !' કાર્તિક પ્રણામ કરીને ગયો ને તે જયદેવને મળવા મકવાણાજીની પટ્કુટી તરફ ચાલ્યો.

વિમલ ને ધંધૂકરાજ પટ્કુટીમાં પ્રવેશ કરતા હતા ત્યાં દામોદર આવી પહોંચ્યો: 'મહારાજ ! મને કહેવરાવ્યું પણ નહિ ? મારે આપને યોગ્ય સન્માનસામગ્રી રાખવાની હોય !'

'અરે ! દામોદર ! ધંધૂકરાજની આપણા પ્રત્યે એવી પ્રીતિ છે કે મને પણ ખબર ન કહાવ્યા ને આવીને ઊભા રહ્યા. કહે—ચાલો, મંત્રીશ્વરને મળીને મહારાજ પાસે

જવું છે !'

'મહારાજ ! મારા હૃદયને આજે પરમ આનંદ થયો ! આપનો સત્કાર કરવા માટે આવો બીજો કયો સમય મને મળત ? માથે જુદ્ધ ગાજતાં હોય—ત્યારે તો આવો મિત્ર-લાભ સુભાગ્ય હોય તો જ પ્રાપ્ત થાય !'

'મારે મહારાજને મળવું છે, મંત્રીશ્વર ! ને મારા મનની વાત કરી નાખીને માથેથી ભાર પણ હળવો કરવો છે !' ધંધૂકરાજ બોલ્યો.

'મહારાજનો આજે મંત્રણાદિન જ છે, પ્રભુ ! આપની વતી વાત હું મૂકું. કેમ દંડનાયક ?'

'મંત્રણાદિન છે એટલે સૌ મંત્રીમંડળ પણ હાજર હશે, દામોદર ! એ ઠીક છે !' વિમલ બોલ્યો.

'હા, પ્રભુ ! મહારાજને સુભાગ્યે, સમય બહુ યોગ્ય છે !'

'અર્બુદપતિની વાત તેં તો જાણી છે નાં ? ન જાણી હોય તો જાણી લેને, એટલે પછી મહારાજ પાસે વાત કરતાં પાછું પડવું ન પડે. કેમ મહારાજ ?'

'હા—' ધંધૂકરાજ બોલ્યો: 'વાત બીજી શી છે ? અમે તો પરાપૂર્વથી આબુગઢ જાળવતા આવ્યા છીએ ને જાળવતા આવશું !'

'એ તો છે જ, મહારાજ !' દામોદર બોલ્યો: 'જુઓને ધરણીવરાહ મહારાજની દીર્ઘદૃષ્ટિ ! અર્બુદગઢ પણ સચવાયો ને પાટણપતિને પણ જાળવ્યા. અમારો તમારો સંબંધ ક્યાં આજકાલનો છે ? તમે પહેલેથી જ પાટણના રહ્યા છો. ને હવે પણ પાટણના જ રહો, પ્રભુ ! આ જ વાત છે નાં ?'

ધરણીવરાહની વાત કરીને આબુની સંપૂર્ણ અધીન-

તાનું સૂચન દામોદરે આપી દીધું હતું. મહારાજ ધંધૂકરાજને એ રુચ્યું નહિ.

'વાત તો એની એ જ છે, મંત્રીશ્વર ! પછી ભલા-માણુસ, એ શબ્દ આમ મૂકો કે એ શબ્દ તેમ મૂકો !'

'શબ્દની વાતને આપણે પહોંચી વળીશું, મહારાજ !'

'હું મહારાજને મળું—વાત કરું—'

'હા, પ્રભુ ! કહો તો આપનો સંદેશો હું પોતે જ લઈ જાઉં ? પછી કાંઈ વાંધો છે ?'

'હા, હા, દામોદર ! એમ જ કરો. મહારાજને તું સલાહ આપજે—હું પણ વાત કરીશ. ધંધૂકરાજ તો આપણા મિત્ર જ છે ને મિત્ર રહે એટલે બસ !' વિમલે કહ્યું.

'હા, મારું પણ એ જ કહેવાનું છે !' ધંધૂક બોલ્યો: 'મને મોટામાં મોટી બીક મારા પૂર્ણપાલની. પૂછો દંડનાયકને-આડાવળા ડગે પણ એ ન ડગે !'

'હા, મહારાજ ! મેં એ સાંભળ્યું હતું. કેસર મકવાણાને ને પાટણના વધુ સૈનિકોને આંહીં તેડાવ્યા ત્યારે મારા મનમાં એ જ વાત હતી. મારા મનને એમ કે આંહીંનું થાળે પાડીને પછી જ બીજું ડગલું ભરવું !'

'દામોદર ! જો ને હું તને કહું. મહારાજ ધંધૂકરાજને હવે યુદ્ધ ખપતું નથી !' વિમલે કહ્યું.

'આપણી ને ચંદ્રાવતી વચ્ચે યુદ્ધનો સંબંધ જ ક્યાં છે, કે એમને યુદ્ધ ખપે ? પૂર્ણપાલજી તો વિંધ્યમાં હશે, મહારાજ ! ને કૃષ્ણરાજજી ?' દામોદરે અચાનક પૂછ્યું.

ધંધૂક સહેજ ગભરાયેલો લાગ્યો: 'કૃષ્ણ—કૃષ્ણરાજ એ તો ત્યાં જ છે નાં !'

'બાલપ્રસાદ પાસે નડૂલમાં કાં ?' દામોદર જ એની મુશ્કેલી કળી જઈ મદદે આવ્યો.

'હાં—ત્યાં નડૂલમાં—' ધંધૂકરાજે કહ્યું.

'થયું ત્યારે પ્રભુ !' દામોદરે વિમલ સામે જોઈને કહ્યું: 'તમે કહો તે સંદેશો મહારાજને પહોંચાડું. પૂર્ણપાલજી તો દિવ્યજલ લઈ આપણા મિત્ર બન્યા છે. મહારાજ તો મિત્ર છે જ. ને કૃષ્ણરાજ તો આપણા જ છે—' દામોદર હસ્યો: 'બાલપ્રસાદને ત્યાં એટલે આપણે તો ઘરઆંગણે જ થયું નાં ?'

'મહેતા ! કેમ ઘરઆંગણે બોલ્યા ?' ધંધૂકરાજે સહેજ આકુળતાથી પૂછ્યું.

દામોદર એની આકુળતા કળી ગયો. પોતાની કૃષ્ણરાજની ધારણા વિષે એના મનમાં વધુ ખાતરી થઈ.

'ઘરઆંગણું નહિ, પ્રભુ ! બાલપ્રસાદ એટલે મહારાજનું તો મામામોસાળ નાં ?'

'હા . . . હા—બરાબર !'

આયુધે પ્રવેશ કર્યો. 'મહારાજ ! પેલા છાયાશાસ્ત્રી આવ્યા છે !'

'અરે ! મહારાજ ! આ એક વસ્તુ આપના સત્કાર પ્રસંગે, ઇશ્વરકૃપાથી જ મળી ગઈ છે. થોડા રોજ પહેલાં જ એક છાયાશાસ્ત્રી આ બાજુ ફરતા ફરતા આવી ચડયા. એમની પાસે એક અદ્‌ભુત વિદ્યા છે.'

'શી ?'

'તમારી છાયા ઉપરથી તમારું ભવિષ્ય કહી આપે !'

'હેં ? ખરેખર ?'

'હા, મહારાજ ! આવી વિદ્યાનો કોઈ સ્વામી મારા જાણ્યામાં આવ્યો નથી. આપ આવ્યા ત્યારે જ મેં એને બોલાવ્યો.'

થોડીવારમાં છાયાશાસ્ત્રી આવ્યા. એટલે વિમલ દંડનાયક, મહારાજ ધંધૂકરાજ, દામોદર સૌ પટ્ટકુટીની બહાર નીકળી બાલસૂર્યનાં કિરણ લેવા માટે મેદાનમાં આવ્યા.

'શાસ્ત્રીજી ! મહારાજ અર્બુદપતિની ઇચ્છા છે કે તમારી વિદ્યાનો પરિચય કરાવો,' દામોદરે કહ્યું.

'પ્રભુ ! મારી પાસે બે પ્રકારની વિદ્યા છે. એક તો હું છાયા ઉપરથી ભવિષ્ય કહી શકું છું. બીજું છાયા ઉપરથી પુરુષનો કુલઇતિહાસ આપી શકું છું.'

'એમ—ઓ હો હો ! આ તો અદ્ભુત વિદ્યા ગણાય —લ્યો ત્યારે આ અમારા આયુષનો—અથવા રહો—' દામોદર આયુષ તરફ ફર્યો: 'આયુષ! દોડ તો, તારો ઇતિહાસ તો થોડાઘણો પણ લોકસમૂહમાંથી મળી આવે, મહારાજના અને દંડનાયકજીના બન્ને મહાવતને બોલાવ તો !'

'અરે ! મહેતા! શું કામ?' ધંધૂકરાજે ઉતાવળે કહ્યું, 'ઊભા તો રહો !'

એટલામાં તો આયુષ દોડતો ગયો ને બન્ને મહાવત સાથે આ બાજુ આવવા લાગ્યો. બન્ને જણા આવી પહોંચ્યા. દામોદરની દૃષ્ટિ ધંધૂકરાજના કલ્લના જમણા હાથ ઉપર પડી ઝડપથી પાછી વળી ગઈ. આંગળીએ રત્નજડિત મુદ્રા ન હતી. શંકા ન પડે માટે દામોદર કૃષ્ણરાજ તરફ પીઠ ફેરવીને જ ધંધૂકરાજ સાથે વાતોએ ચડયો: 'શું મહારાજ ! નડૂલમાં એક છાયાશાસ્ત્રી હતો. તમારી છાયા માપીને તમારું ભવિષ્ય

તો કહી દે—પણ તમારો ભૂતકાળ પણ કહી દે. ને એક વખત માપ લઈને તેના ઉપરથી તમારો આનુવંશિક ઇતિહાસ બોલી જાય !'

'હેં ! મહેતા ! ખરેખર ?'

'ત્યારે મહારાજ—નહિ ? એ પણ એક વિદ્યા છે.'

એટલામાં છાયાશાસ્ત્રી હાથ જોડીને આગળ આવ્યો: 'મહારાજ ! નડૂલવાળા છાયાશાસ્ત્રીનો હું શિષ્ય છું. ગુરુએ એમની સર્વવિદ્યા મને આપી છે. હું પણ છાયા ઉપરથી આનુવંશિક ઇતિહાસ કહી શકું છું !'

'કહો ત્યારે—લો—આ અમારા મહારાજના મહાવત છે—એનો જ ઇતિહાસ આપો. લ્યો.'

'અરે ! મહેતા, થોભો થોભો. અમારા મહાવતનો ઇતિહાસ એ તો અમારી રાજની ગુપ્તકથા કહેવાય. ક્યાં ય એમ ગુપ્તકથા આમ પ્રગટ રીતે વર્ણવાય ખરી કે ?'

'ત્યારે નહિ લ્યો, મહારાજ ! શાસ્ત્રીજી ! આ અમારા આયુપનો ઇતિહાસ આપો !'

'મહારાજ! છાયા લાંબી પડે કે ટૂંકી પડે એ ઉપરથી વંશનું માપ નીકળે છે. રાજવંશીની છાયા લાંબી હોય !'

કૃષ્ણરાજ આ સાંભળતો હતો, તેને હિમ્મત આવી. તેને થયું કે લાવને હું રાજવંશી નથી એવી સિદ્ધ વાત પ્રગટ કરાવી દઉં. તે આગળ આવ્યો: ધંધૂકરાજને પ્રણામ કર્યા: 'મહારાજ ! ભલેને છાયાશાસ્ત્રી મારું છાયામાપ લેતા !'

'પણ આપણી રાજવાર્તા પ્રગટ થાય નાં ?'

'ના, મહારાજ !' છાયાશાસ્ત્રી બોલ્યો: 'હું તો માત્ર વંશ પ્રગટ કરીશ !'

'હા, લ્યો—લ્યો—ત્યારે આ હું ઊભો—' કૃષ્ણરાજ બોલ્યો.

છાયાશાસ્ત્રીએ છાયાનું માપ લેવાનું શરૂ કર્યું. થોડીવારમાં પૂરું કરીને એ આગળ આવ્યો:

'મહારાજ ! વંશ—જ્ઞાતિ—શૂદ્ર—'

દામોદર ખડખડાટ હસી પડ્યો. 'અરે ! શાસ્ત્રીજી ! એમણે તો વામનરૂપ કરીને છાયા લેવરાવી છે. જુઓ પગ—સામે જુઓ !'

સૌ ખડખડાટ હસી પડ્યા. વાતે વિનોદનું રૂપ લઈ લીધું. એટલે ધંધૂકરાજ નિશ્ચિંત થઈ ગયો. કૃષ્ણરાજ પણ મોં ફેરવીને વિમલના મહાવત સાથે હાથતાલી દઈને પોતે કાંઈ સુંદર મશ્કરી કરી હોય તેમ હસી રહ્યો હતો. છાયાશાસ્ત્રી જરાક ખસિયાણો પડી ગયો.

એક માત્ર દામોદર આ વિનોદનું રહસ્ય પામી ગયો હતો. તેને ખાતરી થઈ ગઈ કે મહાવત પોતાનો વંશ છુપાવવા માગે છે, માટે એ ચોક્કસ રાજવંશી છે. કૃષ્ણરાજની બહુરૂપીની કલા ઉપર તે મનમાં ને મનમાં એને ધન્યવાદ આપી રહ્યો.

'ચાલો—ત્યારે સૌનું જવા દો. હું જ આગળ આવું છું,' દામોદર બોલ્યો.

છાયાશાસ્ત્રી પણ ગંભીરતાથી એની છાયાનું માપ કાઢવામાં રોકાઈ ગયો.

## ૨૧. મંત્રસભા

દામોદર ધંધૂકરાજનો સંદેશો લઈને જ્યાં મહારાજની પાસે જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં કાતિકે પ્રવેશ કર્યો: 'કેમ? કલ્લને કબજે કર્યો?' દામોદરે એને જોતાં જ સીધો સવાલ કર્યો.

'હા, મહારાજ!'

'શી રીતે? કોઈને શંકા તો નથી પડી નાં?'

'ના, મહારાજ! ગારુડીને બોલાવીને થોડા દ્રમ્મ આપી બેચાર સાપને અંદર ધકકેલી દીધા!'

'અરે!'

'એટલે પેલો ગભરાઈને દોડતો દોડતો એકદમ બહાર જ આવ્યો. બહાર આવ્યો કે તુરત જ જયદેવે એની આંખમાં હરતાલનો ભુકકો નાખ્યો. બૂમો પાડે કે કાંઈ બોલે તે પહેલાં તો મોંએ ડૂચો મારી વિસ્મૃતિની દવા દઈ દીધી. ને પાલખી તૈયાર રાખી હતી. પાલખી અત્યારે પણ સોલંકી છાવણીમાં આવી ગઈ છે.'

'અત્યારે એ શું કરે છે?'

'હજી પૂરો જાગ્રત થયો નથી. પોતે લાહિનીવાપીમાં

છે, ચંદ્રાવતીમાં છે કે ગજરાજ ઉપર છે એનું જ્ઞાન હજી આવ્યું નથી.'

'આજે મહારાજની મંત્રણાસભામાં આંહીનું કામ પૂરું થાય છે. તારે ને જયદેવને ચિત્રકોટ જવાનું છે!'

'ક્યારે?'

'આજે રાત્રે નીકળી જવાનું છે! જયદેવને એ પ્રમાણે ખબર આપી દેજે. અને તું આ બીજા—કૃષ્ણકલ્લની ખબર રાખતો ફરજે! અને જો—પેલા કલ્લની સરત રાખજે. મહારાજ પાસે એની જરૂર પડશે. તે વખતે તું આવી જજે.'

કાર્તિક પ્રણામ કરીને બહાર ગયો એટલે દામોદર મહારાજને મળવા ચાલ્યો. દામોદરનો આગ્રહ છતાં ધંધૂકરાજ તો સામે કાંઠે સૂર્યમંદિરમાં જ રહ્યા હતા. એટલે તેમને માટે તૈયાર રખાવેલી પટ્ટકુટીમાં જ મંત્રણાસભા મેળવવાનો નિશ્ચય થયો હતો. દામોદર ત્યાં પહોંચ્યો ત્યાં બાલુકરાય સામે જ મળ્યો.

'આવ્યા છે ચંડશર્મા?'

'આવી ગયા છે.'

'ને ભોગાદિત્ય?'

'આ સામે એમનો ગજરાજ ઝૂલે—એટલે એ પણ આવ્યા છે.'

'થયું ત્યારે—મકવાણોજી તો હમણાં આવી જશે. ને બીજું કોણ? દંડનાયક—તે ધંધૂકરાજ સાથે આવશે!'

દામોદર અંદર ગયો. આવી મંત્રણામાં ભાગ લેવાના અધિકારીઓ મહારાજની સાથે યુદ્ધક્ષેત્રમાં તો બેચાર જ હોય—એટલે આ તરફનો સ્થાનપુરુષ, ઉપરાંત સાંધિવિગ્રહિક

ચંડશર્મા, મહાસાંધિવિગ્રહિક ભોગાદિત્ય ને સેનાપતિ બાલુકરાય એ સૌ ત્યાં આવી ગયા હતા. થોડીવારમાં મકવાણાજી પણ આવ્યા. મહારાજ ભીમદેવની રાહ જોતા સૌ બેઠા, એટલે દામોદરે પોતાની વાત સમજાવવી શરૂ કરી:

'ચંદ્રાવતી પોતાની સત્તામાંથી ખસે એ પાટણને પોસાય તેમ નથી. ધંધૂકરાજ સંધિ યાચવા આવ્યા છે એમ દંડનાયક કહે છે. મારું માનવું છે કે સંધિ તો સમાન વચ્ચે હોય. દંડનાયકને મેં કહ્યું છે કે ધંધૂકરાજ પાટણના સામંત છે. સામંત તો મહારાજની ક્ષમાપ્રાર્થના કરે—અવિવેક બતાવવા માટે—એ રીતે આ વસ્તુ મહારાજ પાસે મુકાય તો આપણું સૌનું ગૌરવ જળવાઈ રહે. ને આંહીનું કામ પણ પતી જાય. તમે શું ધારો છો, બાલુકરાય?'

'હું તો, પ્રભુ! પહેલેથી કહેતો આવ્યો છું. પાટણનું ગૌરવ ખંડિત ન થાય માટે—મહારાજ ભીમદેવની પડખે અમે તો જીવવા ને મરવા માટે ઊભા જ છીએ. અમને મહારાજ કહેશે કે આ ખાઈ છે ખાબકો એટલે પછી જય સોમનાથની! બીજી વાતની ગતાગમ તમે મંત્રીઓ જાણો!'

'બાલુકરાયની વાત મને તો ભાઈ! સો વસા સાચી લાગે છે. આપણે માથે ધણી બેઠો છે, એ કહેશે કે હાલો અલ્યા, સંધ તરફ તો સંધ તરફ—ને કહેશે કરો ચંદ્રાવતી ઉપર હલ્લો તો ચંદ્રાવતી ઉપર. અમે તો મહારાજ ભીમદેવના વગર દમ્મે ખરીદેલા દાસ છીએ!' કેસર બોલ્યો.

'મકવાણાજી! તમારી વાત તો હું પણ સમજું છું,' દામોદર બોલ્યો. 'એમ ન જાણતા કે પાટણપતિ તરફની મારી ભક્તિમાં લેશ પણ ખામી છે!'

'અરે—શિવ ! શિવ ! એવી કોણ કલ્પના પણ કરે ?'

'પણ આ તો તમે જો વસ્તુ સમજો તો આપણા પાટણની મહત્તા ભરતખંડમાં ગવાય તેમ છે તેની વાત હું કરું છું. મારી વાત સીધી ને સટ છે. દુશ્મનોના જૂથ સામે ન થવું પણ એક પછી એક એમને જેર કરવા. આ ક્રમમાં પહેલા ધંધૂકરાજ; પછી બાલપ્રસાદ, પછી હમ્મૂક, પછી ચેદીરાજ—અને છેવટે અવંતીનાથ—કોઈને રહેવા દેવા નથી. પણ એક-સાથે સૌને ઉશ્કેરવા પણ નથી. દંડનાયકે ભારે બુદ્ધિકૌશલ્ય થી ધંધૂકરાજને આંહીં તો આણ્યા—હવે એને આંહીં જ રાખવા ને માલવા સાથે ફરી ન મળે એટલું કરવું એ આપણે માથે છે !'

'પણ કહે છે ને દંડનાયકે એમને નિર્ભય પાછા જવા દેવાનું વચન આપ્યું છે—જો સંધિ ન થાય તો. ને દંડ-નાયકનું વચન એટલે પાટણપતિનો કોલ—એ કાંઈ ફરશે ?' ભોગાદિત્ય બોલ્યો.

'એ ફરે તો તો ભરતખંડ આખામાં પાટણની કીર્તિને કલંક ચડે !' બાલુકરાય બોલ્યો.

'પાટણપતિનો કોલ નહિ ફરે—એ હું કહું છું. બસ ?' દામોદરે કહ્યું.

'થયું—તો બીજું આપણે કામ પણ શું છે ?' બાલુકરાય અને મકવાણો સૌ બોલ્યા.

'હવે હું તમને એક પ્રશ્ન પૂછું ?' દામોદર બોલ્યો. 'દંડનાયકે કોલ આપ્યો છે. એ કોલ એટલે પાટણપતિ મહારાજ ભીમદેવનું વચન. એ વચન તો આખું રાજ ડૂલે પણ ન ફરે !' દામોદરે સૌની વાણીનો પડઘો પાડચો.

'વાહ! વાહ! બરાબર છે—પાટણની વચનપવિત્રતા ભરતખંડમાં પ્રસિદ્ધ છે,' ચંડશર્માએ કહ્યું.

'પ્રસિદ્ધ છે—ને પ્રસિદ્ધ રહેશે,' દામોદર બોલ્યો.

'બસ, ત્યારે, આપણે પણ એટલું જ જોઈએ.'

'પણ ધારો કે ધંધૂકરાજ આપણી વાત ન સ્વીકારે તો શું?'

'તો પાછા જાય. એ લડાઈની તૈયારી કરે—આપણે પણ શુભ મુહૂર્ત જોઈ ચંદ્રાવતી જઈએ. વધુમાં એને પાંચ-પંદર દિવસ તૈયારીના જોતા હોય તો આપીએ. બીજું શું?' બાલુકરાય બોલ્યો.

મકવાણાએ માથું ડોલાવ્યું: 'વાહ વાહ! રંગ છે—રાજવંશી તો આમ જ જુદ્ધે ચડે!'

દામોદરે મીઠાશથી કહ્યું: 'બાલુકરાયજીનું વેણ તો જુગજુગના પટ્ટણી યોદ્ધાઓ સાચવી રાખશે. આપણી સાથે એને સમાધાન ન કરવું હોય તો એ પાછા જાય. મારું પણ એમ જ માનવું છે. પણ એ એક જ પાછા જાય કે બીજું કોઈ પણ જાય?'

'બીજું કોણ છે? ધંધૂકરાજ તો દંડનાયકના અરધા વેણે એકલા હાલ્યા આવ્યા છે. એ ને એનો મહાવત બે પાછા જાય. બીજું શું? કહે તો આપણે ચંદ્રાવતી સુધી પહોંચાડી દઈએ. દંડનાયક જ સાથે જશે. પછી એથી વધારે શું?' બાલુકરાય બોલ્યો.

'એટલું વેણ તો આપણે આપ્યું છે ને તે પાળવાનું છે. ધંધૂકરાજ પાછા જશે. એનો ગજરાજ પાછો જશે. એનો મહાવત કલ્લ—પાછો જશે. પણ એ સિવાય બીજું

કોઈ હશે તો હું જવા નહિ દઉં !'

'પણ બીજું છે જ કોણ ?' બાલુકરાય બોલ્યો.

'જુઓ, બાલુકરાય, તમે પાટણના સૈન્યના પ્રાણ છો. સેંકડો ને હજારો જુવાન પદ્દણીઓ તમારે આધારે આંહીં આ ભયંકર ડુંગરાઓમાં પડ્યા છે. આંહી કોઈ મને કે તમને બનાવી જાય—ને પાટણની સુંદરીઓ ત્યાં વિધવાઓ થાય તો શંકરબારોટ કાંઈ આપણને સાંસ્તા નહિ મૂકે. જુગજુગ ગવાય એવી આપણી મૂરખાઈની ગાથાઓ લોકના કંઠમાં રમશે !'

'પણ છે કાંઈ એવી વાત ?'

'વાત એવી કાંઈ નથી—ને હોય તોપણ આપણે જે વચન આપ્યું છે તે તો પાળવાનું જ છે. પણ તમને કહી રાખું છું એટલા માટે કે પાટણનું ગૌરવ હણાય—એટલે એની બુદ્ધિની કોઈ મશ્કરી કરી જાય, એ હું નહિ સાંખું. એ વખતે હું સમજું છું કે મારે શું કરવું. બસ એટલું જ.'

એવામાં મહારાજ ભીમદેવનું આગમન સૂચવનાર શંખ-ધ્વનિ થયો. બહાર ઊભેલી હયદળ ને ગજદળની પંક્તિમાં હિલચાલ થઈ રહી. અનેક સૈનિકો વિનમ્રતાથી હાથ જોડીને મેદાનમાં ઊભા રહી ગયા. ધનુર્ધારીઓ ત્યાં ખડા થઈ ગયા. ચારણોની બિરદાવલિથી આકાશ ગાજી ઊઠ્યું. ઠેરઠેર, મેઘના આગમનથી જેમ હર્ષધ્વનિ થાય તેમ હર્ષધ્વનિ થઈ રહ્યા. સૈનિકોમાં મોટો કોલાહલ જાગ્યો.

ગુજરાતનો લોકપ્રિય, યશસ્વી ને રણોત્સાહી મહારાજ ભીમદેવ આવી રહ્યો હતો.

સૈનિકોએ એને જોયો, અને ડુંગરે ડુંગરેથી આકાશ ગજવતી 'જય સોમનાથ'ની મહાગર્જના ઊઠી.

## ૨૨. મહારાજ ભીમદેવે આપેલો નિર્ણય

**મ**હારાજ ભીમદેવની પાછળ જ અર્બુદપતિ આવી રહ્યો હતો. દંડનાયક વિમલ તેને પડખે હતો.

ભીમદેવે પટ્ટકુટીમાં પ્રવેશ કર્યો. આખું મંત્રીમંડળ મહારાજને સત્કારવા માટે હાથ જોડીને નતમસ્તકે ત્યાં ઊભું રહ્યું.

જરિયાનના મહામૂલ્યવાન ગાદીતકિયાને આધારે ભીમદેવે પોતાની બેઠક લીધી એટલે ચમ્મરધારીઓ તેની પાછળ આવીને ઊભા રહ્યા; ફલ્ગુની વચ્ચે શોભતા ચંદ્ર જેવો એ શોભી રહ્યો. થોડીવારમાં તો પટ્ટકુટીના દ્વારો ઉપર પહેરેગીરો ખંડશસ્ત્રે ચોકી ઉપર આવી ગયા. બહારનો કોલાહલ શાંત થઈ ગયો. પટ્ટકુટીની આસપાસ પણ શસ્ત્રધારી સૈનિકો શાંત પગલે આમતેમ ફરવા લાગ્યા.

'મહામંડલેશ્વર ! તમે આંહી આવો—આંહીં—મારી પાસે—' ભીમદેવે ધંધૂકરાજને પોતાની પાસે નજીક બોલાવ્યો.

ધંધૂકરાજ જરાક મહારાજની પાસે સર્યો. પણ ઠીક જગ્યા રાખીને પોતાના સ્થાન ઉપર જ બેઠો રહ્યો. દંડનાયકે મહારાજના આદરસત્કારનો લાભ લઈને તરત જ વાત મૂકી.

'મહારાજ! અર્બુદપતિની બહુ ઇચ્છા હતી કે એક વખત આપને જાતે મળીને ચોખવટ કરી લેવી.'

'એ તો મહેતાએ મને કહ્યું હતું, વિમલ!'

'આબુ ને પાટણ વચ્ચે હમેશની મૈત્રી થાય ને જૂના સંબંધો પાછા ચાલુ થાય એવી ઇચ્છાથી જ પોતે આવ્યા છે. મહારાજની પાસે પોતે વાત રજૂ કરવા માગે છે.'

ભીમદેવે દામોદર સામે જોયું: 'મહેતાને એમણે પૂછ્યું હશે નાં? શું કહ્યું મહેતાએ?'

'શાનું મહારાજ?' દામોદર બોલ્યો. ને પોતે ધંધૂકરાજની વાત ન સમજતો હોય તેમ તેની સામે જોઈ રહ્યો.

'એ તો ધંધૂકરાજની સંધિની વાત—દામોદર!' વિમલ બોલ્યો.

'હાં—હાં—એ તો ક્યાં નવી છે? ચંદ્રાવતીના પરમારોને તો આપણે હમેશાં સત્કારતા આવ્યા છીએ; પાટણના એ મહામંડલેશ્વરો; ધંધૂકરાજને પણ મહારાજ સત્કારશે જ એમાં કાંઈ કહેવાપણું હોય નહિ. માત્ર એમણે આ કુલપરંપરાનો દોષ વહોર્યો ન હોત!' દામોદરે ટાઢો ડામ આપ્યો; અને એમાં ધંધૂકનો દાદો ભાગ્યો હતો—ને આ પણ માલવાને શરણે ભાગ્યા એવો ધ્વનિ ઊઠી આવ્યો.

ધંધૂકને આ ટાઢો ડામ જરાક આકરો થઈ પડ્યો: 'મંત્રીરાજ! શું કરવા અપમાન કરો છો?' તેણે કાંઈક તીખાશથી કહ્યું. 'પાટણ માથે હજી નડૂલનો ભય ગાજે છે; ત્યાં સિંધમાં હમ્મૂક છે; આંહીં માલવરાજ છે. એવે સમે હું તમારી સંધિ ઇચ્છું એમાં મારા કરતાં તમને વધારે લાભ છે. અનેક દુશ્મનો હોય ત્યારે ડાહ્યો મંત્રી તો એ કે જે

એક દુશ્મન ઘટાડે.'

'ધંધૂકરાજ !' દામોદરે નિર્ભયતાથી કહ્યું: 'મહારાજને તમે ગણાવ્યા એટલા જ દુશ્મનો નથી. બીજા પણ છે. એક તો ચેદીરાજ, ને હજી પણ વધવા હશે તો વધશે. દુશ્મનોની સંખ્યામાં મહારાજ પાટણપતિને આર્યાવર્તમાંથી અત્યારે કોઈ પહોંચે તેમ નથી. પણ પાટણની એ સૌ સાથે માપી લેવાની તૈયારી છે. તમતારે અમારી દયા ખાધા વિના જ તમારી વાત કહેવા જેવી હોય તે મહારાજને કહો.'

'ઠીક પણ, મહેતા !' વિમલ બોલ્યો: 'મહારાજની આજ્ઞા લોને શું કરવું છે? ધંધૂકરાજ પાટણ સાથે સંધિ ઇચ્છે છે; મહારાજે એ આપવાની છે.'

'સંધિ કે ક્ષમા?' દામોદરે સીધો જ પ્રશ્ન કર્યો.

'સંધિ—સંધિ—સંધિ. એક હજાર ને એક વાર સંધિ. પરમાર કોઈની ક્ષમા યાચે નહિ; અને યાચે તો એ પરમાર નહિ' ધંધૂક બોલ્યો.

'ધંધૂકરાજ!' ભીમદેવે ગૌરવથી કહ્યું. એનો શબ્દ ઝીલવા સૌ એકકાન થઈ ગયા.

'આપણે વળી રજપૂતને આ શબ્દની મારામારી શી? તમારે યુદ્ધની તૈયારીનો વખત જોઈએ છીએ નાં?'

મહારાજ ભીમદેવના શબ્દે દામોદર, વિમલ ને ધંધૂક ત્રણે ગભરાયા. દામોદરને ખાતરી હતી કે ધંધૂક ક્ષમા યાચીને સામંત રહેવાનો જ છે. રકઝક કરે છે એ હવે તો દેખાવ પૂરતી જ કાંઈક લાભ લેવાની બાજી છે. વળી એના મનમાં તો કૃષ્ણરાજની વાત પણ રમી રહી હતી. એટલે એને લાગ્યું કે મહારાજ હમણાં જ કાંઈક કાચું કાપી નાખશે. વિમલને

થયું કે વહાણ હવે કાંઠે આવીને ક્યાંક ડૂબી જાય નહિ. ધંધૂકને ભય લાગ્યો કે માલવાના રક્ષણને બહાને જે કાંઈ લાભ લઈ શકાય તે ક્યાંક સમૂળગો ખોવાઈ જાય નહિ.

'હાં—બરાબર છે—ટૂંકામાં વાત પૂરી કરોને!' બાલુકરાયે કહ્યું: 'તમને દંડનાયકે વેણ આપ્યું છે એ જાણે મહારાજનો કોલ છે એમ સમજી લ્યો. તમે નિર્ભયતાથી પાછા ફરો. તૈયારી કરો. પૂર્ણપાલજીને બોલાવી લ્યો. પછી અમને કહેવરાવો એટલે અમે આવીએ. બસ?'

'વાહ! વાહ! ભલેરી વાત કહી,' કેસર બોલ્યો: 'મહારાજને તો રણદેવીની આવી ઉપાસના જ શોભે! મહારાજને ક્યાં રણક્ષેત્ર એ નવી વાત છે કે કોઈને અસાવધ રાખીને પોતે લડે? તમે કાં મહારાજને ને કાં રણક્ષેત્રને—એમાંથી એકને ધણી ધારો, ધંધૂકરાજ!'

'બોલો, ધંધૂકરાજ! તમારે શું જોઈએ છીએ? સંધિ કે યુદ્ધ?' ભીમદેવે સીધો જ પ્રશ્ન કર્યો.

'મહારાજ! હું તો પાટણની સાથે સંધિનો ભૂખ્યો છું. યુદ્ધ કરવા માટે બીજા ક્યાં નથી?'

'થયું ત્યારે. સંધિની વાત કરવી હોય તો મહેતા સાથે સમજી લ્યો: યુદ્ધની વાત કરવી હોય તો આ રહ્યા બાલુકરાય.'

'પણ ત્યારે શી વાત કરવી હોય તો હું મહારાજ સાથે વાત કરી શકું?' ધંધૂક બોલ્યો: 'મારે તો સીધી મહારાજ પાટણપતિની સાથે વાત કરવી છે!'

'સીધી પાટણપતિ સાથે વાત તો એક જ રીતે થાય છે, ધંધૂકરાજ!' દામોદરે કહ્યું.

‘ શી રીતે ? એ કહોને, મંત્રીશ્વર ! ’

‘ મહારાજના ચરણુ પાસે મૂકેલા રત્નખચિત મુગટ વડે—મહારાજ સ્વીકારે છે, કાં યુદ્ધ—કાં પ્રાર્થના.’

ધંધૂકરાજ વિચાર કરી રહ્યો. એનું અભિમાન ઘવાતું હતું. દામોદર તો એને મહામંડલેશ્વર તરીકે જ સ્વીકારવાનો હતો. તેણે એક વખત ફરી છાશિયું કર્યું:

‘ ત્યારે એ નહિ બને. ક્ષમા અને યુદ્ધની વચ્ચે પસંદગી કરવી હોય, તો પરમારો કોઈની ક્ષમા માગતા નથી ! ’

‘ થયું ત્યારે—આપ ક્યારે જવા માગો છો એ કહો ને અમારી પાસેથી શી આશા રાખો છો ? ’ દામોદરે ત્વરાથી પૂછ્યું.

ધંધૂકરાજે ઝડપથી ઊભા થવાનો ડોળ કર્યો. પણ વિમલે તેનો હાથ ઝાલીને તેને નીચે બેસારી દીધો. ‘ મહારાજ ધંધૂકરાજ ! ’ વિમલ તેને સમજાવતો હોય તેમ બોલ્યો: ‘ તમને યુદ્ધમાંથી શું મળશે તેનો વિચાર કર્યો ? કીર્તિની અપેક્ષા રાખતા હો તો આ પાર્થિવ કીર્તિ જેની પાસે કાંઈ વિસાતમાં નથી એવી અમરકીર્તિ પ્રાપ્ત કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે એ કાં ફેંકી દો ? ગણધરે તમારા આરાસુરના શંખોજ્જવલ આરસ વિષે જે વાત તમને કહી તે ભૂલી ગયા કે શું ? જો સ્વર્ગની અપેક્ષા કરતા હો— તો આરાસુરનું બેઠણું એ જ સ્વર્ગ નથી ? અને જો મહારાજને રાજની અપેક્ષા હોય—તો તો પછી હું શું કહું ? પરંતુ આટલું કહું છું. યુદ્ધ અનેક જણા લડી શકશે; રાજ-પ્રાપ્તિ પણ ઘણા જણ કરી શકશે; જે કોઈ નહિ કરી શકે એ તમે કરોને ?—આરસના રાજા છો અને આરસને સજીવન

કરોને—એ કોઈ નહિ કરી શકે.'

'પણ પર્વત નંદગિરિ કોઈને નમ્યો નથી—કોઈને નમે નહિ. પૃથ્વી તો પરમારની !' ધંધૂક બોલ્યો.

'ભલે પૃથ્વી પરમારની—' દામોદરે કહ્યું: 'પણ સત્તા સોલંકીની. ચંદ્રાવતી તમારી અખંડ ભલે રહે—વિમલરાજ દંડનાયક તરીકે મહારાજ તરફથી ત્યાં રહેશે !'

'તે તો ભલેને રહે—એમને તો આરાસુર આપી દઈશું !' ધંધૂકે માનભર્યો માર્ગ સ્વીકારવાની તક ઝડપી લીધી.

'અને મહારાજ જેમ સોમનાથનું રખોપું કરે છે તેમ મા અંબાભવાનીનું રખોપું તમારું !'

'એ તો અમારે આંખમાથા ઉપર !'

'આડાવળા ને અર્બુદગિરિ વચ્ચે બેઠા છો—તો પાટણના મહામંડલેશ્વર દ્વારપાળ તમે. તમારી પાસેથી રસ્તો માગનારાને ત્યાં ને ત્યાં થળ રાખો !' દામોદર એક પછી એક વાત મૂકતો ગયો. બધી વાત ધંધૂકરાજ સ્વીકારી લે-પછી એ સ્વીકારમાંથી ફરી ન શકે, એનો ઘડો લાડવો છેવટે કરવાનો વિચાર એ કરી રહ્યો હતો.

'એ તો અમે પરાપૂર્વથી કરતા આવ્યા છીએ. અમારે ત્યાંથી રસ્તો કઢાવનારા યમદંષ્ટ્રામાં હાથ નાખે છે. દંતાળીનું રણક્ષેત્ર તમને એ કહેશે. અનેકને અમે ત્યાં સુવાર્યા છે !'

'થયું ત્યારે, દામોદર !' વિમલ વાતનો અંત લાવવા અધીર થયો: 'ધંધૂકરાજની વિનતી મહારાજ સ્વીકારે છે. આજ્ઞા આપે મહારાજ, એટલે ધંધૂકરાજ ચંદ્રાવતીમાં પ્રવેશ કરે !'

ભીમદેવનું એક જ વાક્ય આખી વસ્તુનો છેલ્લો નિર્ણય આપી દેવા માટે બસ હતું. પણ મહારાજ ભીમદેવ કાંઈ બોલે તે પહેલાં જ દામોદરે ફરીથી કહ્યું: ‘ મહારાજ હમણાં જ આજ્ઞા આપશે કે ધંધૂકરાજ ભલે ચંદ્રાવતી જાય, પણ મહારાજની સાથે સિંધના હમ્મૂક સામે પોતે આવશે ખરા કે? એમના જેવા મહામંડલેશ્વર વિના સોલંકી સૈન્ય શોભશે નહિ!’

વિમલને દામોદરની આ વાત રુચી નહિ. તેણે ધંધૂકરાજની વતી જવાબ વાળ્યો: ‘ દામોદર! ધંધૂકરાજ તો આવશે—મહારાજ આજ્ઞા આપશે તો આવશે જ—પણ એમની આ વયે મહારાજ એવી આજ્ઞા આપશે ખરા? મહારાજની ઇચ્છા સાંભળવા સૌ આતુર છે.’ વિમલે બે હાથ જોડીને ભીમદેવ પાસે વાત મૂકી.

‘ વિમલ!’ ભીમદેવ બોલ્યો: ‘ ધંધૂકરાજને આ વયે આવી મનોહર ગિરિમાલામાંથી ત્યાં રેતીના રણમાં નથી લઈ જવાના. ભલે આંહીં પર્વતશૃંગોમાં એ આનંદ કરે. ત્યાં તો આવા—મકવાણાજી જેવાનું કામ. માત્ર મહેતાએ એક વાત મને કરી હતી—તે ઠીક લાગે છે!’

‘ શી વાત છે, મહારાજ?’ ધંધૂકરાજે હાથ જોડીને પૂછ્યું. ‘ મહારાજની ઇચ્છા એ મારે મન આજ્ઞા છે!’

‘ દામોદર કહેતો હતો કે તમારો મહાવત અદ્‌ભુત છે. મેં સાંભળ્યું છે કે હમ્મૂક ગજયુદ્ધમાં અતિ પ્રવીણ છે. વળી એ જલદુર્ગમાં વસે છે. એ યુદ્ધ માટે—યુદ્ધપૂરતો—તમારો એ મહાવત તમે અમને ન આપો?’

ધંધૂકરાજનો ચહેરો એક પળવાર પડી ગયો. પણ એણે ત્વરાથી પોતાની સ્વસ્થતા પાછી પ્રાપ્ત કરી લીધી.

ઉત્સાહથી બોલતો હોય તેમ એ બોલ્યો: 'ઓહો મહારાજ! મારા મહાવતનાં એવાં ધન્યભાગ્ય ક્યાંથી કે મહારાજનો ગજરાજ એને હાથે રણક્ષેત્રમાં દોરાય? હમણાં જઈને જ તુરત એને મોકલાવી આપું.' અને તે ભીમદેવને પ્રણામ કરી રજા લેવાની તૈયારી કરતો હોય તેમ બેઠો થયો.

દામોદર તેને નિહાળી રહ્યો હતો. ભીમદેવની આજ્ઞાની રાહ જોતો ધંધૂકરાજ ઊભો હતો. એના મનમાં ગડભાંગ જાગી હતી, ને એ જવાને માટે અધીર હતો; પણ તેણે ઉપર-ટપકેથી શાંતિ જાળવી રાખી હતી.

'મહારાજ!' દામોદર અત્યંત શાંતિથી બોલ્યો. 'ધંધૂકરાજનો એ મહાવત તો આંહીં જ છે. બોલાવવો છે—મહારાજને એને જોવાની ઇચ્છા હોય તો?'

'આંહીં જ છે. હા—' ધંધૂકે ઉતાવળથી કહ્યું: 'હું મંદિરે પહોંચીને તુરત તેને મુક્ત કરીને, મહારાજની સેવા માટે મોકલી આપું. મને ત્યાં પહોંચાડીને એ તરત પાછો ફરશે ને મહારાજના ચરણમાં પોતાની સેવા અર્પણ કરશે—ત્યારે મહારાજ! આજ્ઞા હોય તો—' ધંધૂકે નીચા નમીને પ્રણામ કર્યા. વિમલ પણ બેઠો થયો.

'ધંધૂકરાજ! એક ઘડીભર થોભજો—હું હમણાં—' દામોદરે ત્વરાથી પટ્ટકુટી બહાર નજર નાખી. ત્યાં આમતેમ ફરી રહેલા કાર્તિકે એ નજર પકડી લીધી ને તે તુરત અદૃશ્ય થઈ ગયો. ધંધૂકે એ દૃષ્ટિનો ભેદ માપવા યત્ન કર્યો. પણ તે કાંઈ કળી શક્યો નહિ.

'હવે શું છે, દામોદર?' વિમલે પૂછ્યું.

'એ તો વિમલરાજ! મારે થોડી વાત જાણવાની હતી.'

'શાની વાત ?'

કાર્તિકસ્વામી ને જયદેવ પટ્ટકુટી બહાર બન્ને બાજુ ઉપર દેખાયા.

'હું હમણાં કહું. જુઓને, મહારાજ ધંધૂકરાજ પાસે બે મહાવત છે. બન્ને સરખા કુશળ છે. બન્ને અદ્ભુત છે. બન્ને એક નામધારી છે. બન્ને એક વેષધારી છે. કેમ મહારાજ ?' દામોદરે ત્વરાથી ધંધૂકરાજ તરફ ફરીને પૂછ્યું.

ધંધૂકરાજનો ચહેરો શ્યામ થઈ ગયો. તેને પોતાના મનની શંકા સાચી પડતી લાગી. તેને લાગ્યું કે દામોદર વાત જાણે છે ને બાજી હવે હાથથી ગઈ છે. છતાં તે હિમ્મત હાર્યો નહિ.

'મંત્રીરાજ! તમને બે સરખા મહાવતમાં એવું અદ્ભુત શું લાગે છે ? મારે ત્યાં તો એકસરખા બાવીશ મહાવત પણ નીકળે !'

'એટલે જ મેં વિચાર્યું—' દામોદર વધારે મોકાશથી બોલ્યો: 'કે મહારાજ તો ગજશાસ્ત્રના જ્ઞાતા છે—એટલે બન્ને મહાવતમાંથી મહારાજના ચરણમાં રાખવા યોગ્ય કોણ છે, એ નિર્ણય પણ એમની પાસેથી જ જાણી લઈએ !'

વિમલ આશ્ચર્યચકિત થઈ ગયો. તેને લાગ્યું કે વાતમાં કાંઈક કાળું છે. ધંધૂકરાજ કાંઈ બોલ્યો નહિ, પણ તે વિકળ થઈ ગયો. મહારાજ ભીમદેવે દામોદર તરફ નજર કરી: 'એમાંથી પસંદગી કરવાની છે, દામોદર ?'

'હા, મહારાજ!' દામોદરે કહ્યું. 'જુઓને, આ બન્ને આવ્યા. બન્ને સરખા હોંશિયાર છે, એટલે ધંધૂકરાજ જ આપણે માટે પસંદગી કરશે. કેમ ધંધૂકરાજ ?'

ધંધૂકે નીચેથી ઉપર જોયા વિના જ કહ્યું: 'હા.'

એક બાજુથી જયદેવ ને બીજી બાજુથી કાર્તિકસ્વામી બન્ને એ સરખા કલ્લને લઈ ને આવી રહ્યા હતા.

બન્ને કલ્લને કાર્તિકસ્વામી અને જયદેવે એક બીજાથી વિરુદ્ધદિશામાંથી પટ્ટકુટીમાં એકીવખતે હાજર કર્યાં. બન્ને એકબીજાને સામસામે જોઈ ને એકદમ ચોંકી ગયા: 'અરે!' કૃષ્ણરાજના મોંમાંથી અસાવધ શબ્દ નીકળી ગયો. દામોદરે એ પકડી લીધો. તેણે તો તે પહેલાં જ ઇશારત કરી હતી ને પટ્ટકુટીના દરેક દ્વાર ઉપર વધારે શસ્ત્રધારી સૈનિકો આવી ગયા હતા. પાછા જવાનો માર્ગ હવે રહ્યો નથી, એ જોઈ ને કૃષ્ણરાજ હિમ્મતથી આગળ વધ્યો. પણ કાર્તિકે તેને ત્યાં અટકાવી દીધો.

'આ શું છે, દામોદર?' ભીમદેવે પૂછ્યું: 'આ શું આવી છોકરરમત આંહીં મંત્રણાસભામાં થઈ રહી છે?'

'મહારાજ!' દામોદર વિનયથી બોલ્યો: 'મેં આપને ને સૌ મંત્રીમંડળને કહ્યું હતું કે, ધંધૂકરાજ ને એનો એક મહાવત પાછા જઈ શકશે. ધંધૂકરાજે હમણાં જ આપની સેવામાં એક મહાવત આપવાને કહ્યું છે. તો હવે આ બેમાંથી જે શ્રેષ્ઠ હોય, તે તે આપના ચરણમાં આપે!'

અચાનક આવી રીતે વાત નીકળી પડી તેની ચિંતા વિમલને થઈ રહી. તે વાતનો પૂરો મર્મ તો હજી પકડી શક્યો ન હતો. તેણે ધંધૂકરાજ સામે જોયું. પણ ધંધૂકરાજ તેની સામે જોઈને જવાબ આપવા તૈયાર ન હતા.

'આ બેમાં કોણ શ્રેષ્ઠ છે, મહારાજ?' દામોદરે ધંધૂકરાજને વિનયથી પૂછ્યું: 'જે શ્રેષ્ઠ હોય તે પાટણને સોંપો.'

ધંધૂકરાજે ઉપર નીચેથી કાંઈ પણ જવાબ ન વાળ્યો.

'પણ આ બધું છે શું, દામોદર ? આપણે એમનો મહાવત—કુશળ ગજશાસ્ત્રી છે એમ ધારીને માગ્યો—એમાં આ શું નીકળી પડ્યું ? આ બન્ને જણા કેમ એકસરખા લાગે છે? બન્નેએ શું વેષ ધારણ કર્યો છે ?'

'શું છે, એ તો મહારાજ ! હું પોતે પણ હજી કળી શક્યો નથી. ગજશાસ્ત્રની વાત છે એટલે મહારાજ ધંધૂકરાજ પોતે જ સમજાવશે !'

'શું છે, ધંધૂકરાજ ?—આમ શી રીતે થયું છે ? તમારા બન્ને મહાવત—એક જ રૂપરંગના !'

ભીમદેવનું વાક્ય અધુરું રહ્યું. અચાનક બે કલ્લમાંથી એક કલ્લ આગળ વધી આવ્યો હતો.

'મહારાજ ! અર્બુદપતિને પ્રશ્ન કરવા કરતાં મને જ પૂછોને. હું કહું. હું કૃષ્ણરાજ છું !'

'કૃષ્ણરાજ !' મંત્રીસભામાંથી એકાસાથે અવાજ નીકળી પડ્યો. સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. 'અરે ! આ શું ?'

'હું અર્બુદનાથનો નાનો પુત્ર કૃષ્ણરાજ. મેં મારી સ્વેચ્છાથી મહાવતનો આ સ્વાંગ ધારણ કર્યો હતો—' કૃષ્ણ-રાજે હિમ્મતથી કહ્યું.

'શા માટે ?' દામોદરે કડકાઈથી પૂછ્યું.

બીજા સૌ આ વાતમાંથી આવું પરિણામ આવતું જોઈ વધારે ને વધારે આશ્ચર્ય અનુભવી રહ્યા હતા; પણ વિમલ ક્ષોભ પામી ગયો. તેણે ધંધૂકરાજને પોતાનું અપમાન સહવાનો વેદનાભર્યો યત્ન કરતો જોયો. અચાનક તેને કાંઈક સાંભર્યું હોય તેમ તરત તે દામોદરની પાસે સર્યો. જઈને તેના

કાનમાં કાંઈક કહ્યું.

'મહારાજ!' દામોદરે વિમલની વાત સાંભળતાં જ ભીમદેવને કહ્યું: 'અર્બુદપતિની એવી વિનતી છે કે મહારાજ મને બે ઘડી એકાંતમાં સાંભળે!'

'એમ?' ભીમદેવ બોલ્યો: 'હા, તો ભલે, ધંધૂકરાજની એવી ઇચ્છા હોય તો એ વિજ્ઞપ્તિ સ્વીકારવામાં કાંઈ જ વાંધો નથી. મારે પણ મહામંડલેશ્વરનું દિલ જાણવું હતું!'

મહારાજનું એ વેણ સાંભળતાં જ મંત્રીમંડળમાંથી સૌ એકદમ બેઠા થઈને ભીમદેવને પ્રણામ કરી બહાર જવા લાગ્યા. બન્ને કલ્લને લઈને જયદેવ તથા કાર્તિકસ્વામી જતા હતા ત્યાં ભીમદેવે કહ્યું: 'કાર્તિક! કૃષ્ણરાજજી ભલે આંહીં રહ્યા!'

થોડીવારમાં પટ્ટકુટીમાં ધંધૂક, ભીમ ને કલ્લના વેષમાં કૃષ્ણરાજ ત્રણ જ જણા રહ્યા.

'મહારાજ!' ધંધૂકરાજે નમ્રતાથી કહ્યું: 'આપે મને રાજગૌરવથી જાળવી લીધો.'

'મહામંડલેશ્વરનું ગૌરવ અખંડિત રહે એ જોવાની કોને ઇચ્છા ન હોય? કૃષ્ણરાજજી! તમને પણ મારે બે શબ્દ કહેવા છે. વેષ લીધો ત્યારે પૂરો ભજવવો'તો ને?'

કૃષ્ણરાજ કાંઈ બોલ્યો નહિ.

'હવે મહારાજ! કૃષ્ણરાજનો જે દોષ હોય તેની વતી હું ક્ષમા માગું તો?'

ભીમદેવે મોટેથી કહ્યું: 'તે તો તમને મળી ચૂકી—પણ રૂહો, સિંહનાદ!' સિંહનાદ બહારથી દોડતો આવ્યો.

'દામોદર મહેતાને બોલાવી લાવ તો—'

સિંહનાદ દોડતો દામોદરને બોલાવવા બહાર ગયો. તે

વિમલ સાથે વાતમાં તલ્લીન હતો. સિંહનાદ જઈને હાથ જોડીને એક બાજુ ઊભો રહ્યો.

'પણ આ શી રીતે થયું, દામોદર ?' વિમલ કહી રહ્યો હતો: 'મેં તો ભરસભામાં ગમે તેવા રાજાનું પણ અપમાન ન થાય—એ રાજનીતિના હેતુથી જ, મહારાજની પાસે એકાંતમાં આ વાતનો ખુલાસો ધંધૂકરાજ કરે તો સારું, એમ તને સૂચના કરી. પણ તારાથી કાંઈ અજાણ્યું નહિ હોય. કૃષ્ણરાજ તો નડૂલ હતા ને આંહીં ક્યાંથી ?'

'હતા ખરા—પણ ખરી રીતે તો ત્યાં ચિત્રકોટમાં કુલચંદ્ર સાથે વાટાઘાટમાં હતા.'

'ત્યારે હજી કુલચંદ્ર પ્રત્યે એને ભાવ લાગે છે ?'

'પૂરેપૂરો. ધંધૂકરાજને લેવા કુલચંદ્ર પોતે આવ્યો હતો. એટલે તો હવે આંહીં એમને રાજઅતિથિ તરીકે રાખવા પડશે.'

'શું કેદ કરવા છે ?'

'ના, કેદી નહિ થાય—અતિથિ રહેશે.'

'એ તો તું સારું નામ આપે છે—પણ બાલપ્રસાદ આ સાંભળશે તો ?'

'તો આંહીં આવશે; આપણે નડૂલ જવું મટ્યું.'

'નડૂલ છે હો, દામોદર! એનો ઘા ભારે પડશે.'

'જોઈએ છીએ—કોણ કોને ભારે પડે છે!'

'તે છતાં એટલું તો કરજે, દામોદર! કે ધંધૂકરાજને લાગેલું અપમાન અપમાન ન રહે!'

'હું પણ એ જ વિચારી રહ્યો છું, પ્રભુ! મૈત્રી દૃઢ થાય: ને આપણા પ્રત્યે એને પ્રીતિનું કારણ ઉત્પન્ન થાય.'

વિમલ પોતાના ગજરાજ તરફ વળ્યો, એટલે દામોદરે

સિંહનાદ સાથે મહારાજ પાસે જવા પગ ઉપાડયો. પટ્ટકુટીમાં પ્રવેશતાં તેણે મહારાજ ભીમદેવને, ધંધૂકને ને કૃષ્ણરાજને એ ત્રણેને મિત્રોની પેઠે વાતો કરતા જોયા. જે ગોળે મરે તેને લીમડો ન આપવો એવો નિશ્ચય મનની સાથે કરી તેણે સિંહનાદને કહ્યું: 'સિંહનાદ! તું જરાક સૂર્યમંદિર તરફ આંટો મારીને જલદી આવી જા.'

'કેમ, પ્રભુ?'

'ત્યાંથી દિવ્યજલ લઈ આવજે.'

'દિવ્યજલ?'

'હા. મહારાજને એનો હમણાં જ ખપ પડશે. દોડતો જા.'

દામોદરની આજ્ઞા પ્રમાણે સિંહનાદ બહાર ગયો.

દામોદરને આવેલો દીઠો ને તરત ભીમદેવે કહ્યું: 'દામોદર! કૃષ્ણરાજ હવે આપણા છે. એમને યોગ્ય સન્માનથી રાખો.'

'હા, મહારાજ! એ પાછા જાય એમાં એમની પણ શોભા નથી. ભલે એ આપણા અતિથિ થઈને રહે. એથી આપણને પણ ધંધૂકરાજની હમેશની મૈત્રીનો લાભ મળે. મેં સિંહનાદને મોકલ્યો છે—હમણાં જ એ દિવ્યજલ લઈને આવશે.'

'દિવ્યજલ? કેમ? કાંઈ શપથ લેવરાવવા છે? રાજાનું અપમાન કરવાની આપણી પ્રથા નથી. એ તો અનાર્યોની રીત છે!'

'મહારાજ! માન ને સન્માન એ શબ્દ જ રાજરીતના છે. અભિમાન ને અપમાન તો ક્ષુદ્રજન માટે છે. ધંધૂકરાજને આપણે મહામંડલેશ્વરપદે ફરી સ્થાપ્યા છે; હવે વિમલરાજ ત્યાં દંડનાયક થઈને એમના આરાસુરમાંથી દિવ્ય રચના કરવા

મથશે. કૃષ્ણરાજ તો આપણા અતિથિ બન્યા છે. મહારાજ અર્બુદપતિ દિવ્યજલના શપથ લઈને આપણા પાટણ વિરુદ્ધના કોઈ તંત્રમાં ભાગ નહિ લેવાની ખાતરી આપશે—આથી વધારે સુભગ યોગ સૌને માટે બીજો કયો હોઈ શકે ? એટલે જ મેં દિવ્યજલ મગાવ્યું છે.'

એટલામાં સિંહનાદ દિવ્યજલ લઈને આવ્યો. તેની સાથે પુરોહિત રુદ્રરાશિ પણ હતો.

જ્યારે મહારાજ ભીમદેવના સાન્નિધ્યમાંથી ધંધૂકરાજ થોડીવાર પછી બહાર નીકળ્યો ત્યારે એ એકલો પોતાના ગજરાજ પાસે આવીને ઊભો રહ્યો. એટલામાં મહાવત કલ્લ પણ આવી પહોંચ્યો.

એક પણ શબ્દ બોલ્યા વિના ગજરાજને મંદિર તરફ લેવાની ધંધૂકરાજે આજ્ઞા આપી.

બેમાંથી કોઈનામાં બોલવાની શક્તિ ન હતી. બે કલ્લમાંથી શ્રેષ્ઠ કલ્લ—મહારાજ ભીમદેવ પાસે રહ્યો હતો.

## ૨૩. પણ એ જૈન સાધ્વી કોણ?

સોલંકીની છાવણીમાં કૃષ્ણરાજ નજરકેદ થયો. દામોદરની ભાષા પ્રમાણે તો એ રાજઅતિથિ ગણાયો. એ કાર્ય પૂરું થયું એ રાતે જ દામોદરે કાર્તિકને બોલાવ્યો: 'કાર્તિક! તારે ને જયદેવને હવે ચિત્રકોટ જવાનું છે. જયદેવ ચિત્રકોટ રહેશે ને તું ત્યાંથી નડૂલ જજે. નડૂલમાં પાટણ વિરુદ્ધ એક તંત્ર છે—સમજ્યો?'

'તે પહેલાં પણ, પ્રભુ! તમે એ કહ્યું હતું!'

'મેં કહ્યું હતું કાં?' દામોદર બોલ્યો. કાર્તિકને જે એક વસ્તુ શોધખોળ કરવા જેવી લાગી હતી—દામોદરના હૃદયનો શૂન્યભાગ—તેના ઉપરથી થોડો પડદો ઊંચકાતો લાગ્યો. તે આતુરતાથી મહામંત્રીના શબ્દો સાંભળી રહ્યો. 'મેં તને કહ્યું હતું કાં?' દામોદર મનમાં વિચારશૂન્યતા અનુભવી રહ્યો હોય તેમ લાગ્યું. પણ એક પળમાં એને પોતાની સ્વસ્થતા મેળવતો કાર્તિકે જોયો.

'હં.... ત્યારે જો, નડૂલનો યુવરાજ બાલપ્રસાદ એ કૃષ્ણરાજનો પ્રિયમિત્ર છે. બાલપ્રસાદ જ્યારે આ સમાચાર સાંભળશે ત્યારે કૃષ્ણરાજને છોડાવવા પ્રયત્ન કરશે. એનો

એ પ્રયત્ન જાણીને આપણે એ વિફળ કરવો છે. ને બીજું તો પેલી જૈન સાધ્વી છે નાં—એ કુલચંદ્ર સાથે વાટાઘાટ કરી, પાટણને સૂતું વેચવાની ઘણા વખતથી યોજના ઘડે છે. કુલચંદ્ર છે, પ્રતાપદેવી છે, આ જૈન સાધ્વી છે, બાલપ્રસાદ છે, આ કૃષ્ણરાજ છે, આ ધંધૂક હતો—એ સૌ ષટ્ચક્ર રચી રહ્યા હતા. એમાંથી ધંધૂક શપથથી બંધાયો; કૃષ્ણ કેદ થયો. હવે બાલ-પ્રસાદ આવે—ને જો પેલી સાધ્વી આવે—તો પછી કુલચંદ્રની બહુ પરવા નથી—'

'પ્રભુ! કુલચંદ્ર તો માલવાનો અતિ વિખ્યાત રણ-પતિ છે. એના કરતાં આ જૈન સાધ્વી વધે—એમ કેમ?'

'કુલચંદ્રની લડાઈ મહત્ત્વાકાંક્ષાથી પ્રેરિત છે; સાધ્વીની વૈરપ્રેરિત. એટલે એ વધે.'

'પણ એ સાધ્વી છે કોણ?'

દામોદર એક ઘડીભર કાંઈક સંભારી રહ્યો. 'એ કોણ છે એ તને પછી જણાશે, કાર્તિક! તને ધીમે ધીમે વાતનો પત્તો મળશે. હં.. જો—ત્યારે એ સાધ્વી ભયંકર છે. એને વ્યક્તિગત વૈર છે; કુલચંદ્રને તો લડાઈનો રસ છે!'

'પણ ત્યારે—'

આયુષ હાથ જોડીને બહારથી અંદર આવવાની આજ્ઞા માગી રહ્યો હતો.

'કેમ, આયુષ! શું છે?'

'પ્રભુ! મકવાણાજી આવ્યા છે—મહારાજની આજ્ઞા મેળવી—પોતે જવા તૈયાર થયા છે—આ આવ્યા.'

મકવાણાએ અંદર પ્રવેશ કર્યો. 'મંત્રીશ્વર! હું ત્યારે ઊપડું છું. આંહીનું ધંધૂકરાજનું પત્યું એટલે મહારાજની

રજા પણ મળી ગઈ છે. મહારાજ સિંધ આવે એ વખતે હું પાછો હાજર થઈશ! મારે ઘેરથી ઉતાવળનો સંદેશો પણ છે!'

'મકવાણાજી! અત્યારે ઊપડવું છે? અમારે તો સિંધુ-પતિ ઘણો દૂર છે. વચ્ચે રણનો સાગર પડ્યો છે. તમને કહ્યું છે તેમ—તમારાથી જે સાધન ભેગાં થાય તે કરજો. ને જુઓ, હમ્મૂકને તો કાં એમ ખબર જાવા દેજો કે, મહારાજ આંહીં જ ગોટવાણા છે! અમે પણ સંધિના પ્રયત્નો કરીશું —ને બીજી બાજુ લડાઈની તૈયારી કરીશું!'

'એ કામ તો આપ જ સંભાળો. હું તો સુમરાને કહેવ-રાવીશ કે તૈયાર રહેજે, મહારાજ આવે છે. સામે મોંએ દુશ્મનને પડકાર્યા વિના, મને તો રણમાં રસ નથી આવતો, પ્રભુ! મારે જીવવું થોડું—શું કરવા જીવનની પળેપળનો અમૂલખ રસ ન ભોગવું?'

'કોણે કહ્યું જીવવું થોડું, મકવાણાજી? રુદ્રરાશિ આચા-ર્યની વાતમાં માલ નથી હો.'

'એમાં રુદ્રરાશિજી શું કહેવાના હતા, મહારાજ? અમે સમજીએ ના—કે અમારા જેવાને લાંબાં આયુષ પોસાય નહિ. ઠીક ત્યારે, મહારાજ!—' મકવાણાએ ભક્તિથી પ્રણામ કર્યા. દામોદર તેના ખભા ઉપર હાથ મૂકી પ્રેમથી તેને ભેટ્યો: 'મકવાણાજી! પાછા ફરી મળીશું!'

'હા, મહારાજ! વહેલા પધારો—મારે પણ આંહીંથી સુમરાના ઉપર જ મારણ કરવું છે.'

મકવાણો રજા લઈને ગયો. દામોદર એક ઘડીભર એને જતો જોઈ રહ્યો. એના મનમાં કૈંક વિચાર આવી ને

ગયા. ‘ કાર્તિક! ’ તે બોલ્યો. એનો સાદ કાંઈક આર્દ્ર હતો: ‘ એક વખત મને પણ સ્વપ્ન હતું કે હું પણ રણયોદ્ધો થઈશ—આ મકવાણાજીને જ્યારે જ્યારે હું જોઉં છું ત્યારે ત્યારે જુવાનીનું એ સ્વપ્ન ફરી જાગી આવે છે. એનો રણજંગી રજપૂત ખમીરનો અમીરી સ્વભાવ—અત્યારે તો માલવ-રાજને ત્યાં કોઈ હોય તો ભલે—બાકી એનો જોટો ભારત-ખંડમાં તો બીજે ક્યાંય મળે તેમ નથી. મહારાજના મુગટનું એ અમૂલખ રત્ન છે. તેં ન સાંભળ્યું—એ તો હમ્મૂકને પણ પડકાર દઈને જ લડવાનો—મને પણ સ્વપ્ન હતું એવા રણયોદ્ધા થવાનું. એ તો હું થઈ ન શક્યો. આ મારો દેખાવ—રંગ—મને કોણ યોદ્ધો ગણે? ’

‘ આવી વાણી આજે આપના મોંમાં ક્યાંથી, પ્રભુ? આજે તો મહાન યુદ્ધથી જે શક્ય ન બન્યું હોત તે તમે રાજનીતિથી શક્ય બનાવ્યું છે. અનેક યોદ્ધાઓ હથિયાર ધારે છે—પણ અનેકનાં હથિયાર હાથમાં જ રહે છે. મહા-રાજે તો હથિયાર વિના ઘા કર્યા છે—ને એ ઘા હથિયારના ઘા કરતાં આકરા પડી ગયા છે! ’

દામોદર સાંભળી રહ્યો, કાંઈ બોલ્યો નહિ. એટલામાં અચાનક બહાર કોઈ થોભ્યું હોય એમ લાગ્યું. આયુધ હાથ જોડીને ફરી અંદર આવ્યો હતો. ‘ મહારાજ! નડૂલથી છે! ’

‘ કોણ છે? ’

‘ દેવરાજ! ’

‘ પોતે? બોલાવ, બોલાવ—ત્યારે તો—’

થોડીવારમાં જ દેવરાજ આવ્યો. તેનો વેષ જોઈને કાર્તિક ભડકી ગયો. એક મોટો ભુજંગ એની ડોક ઉપર

લટકતો હતો. હાથમાં મુરલી હતી. પગે ઘૂઘરા બાંધ્યા હતા. તેણે આવીને ગારુડીની જેમ નીચા નમીને પ્રણામ કર્યા: ‘અન્નદાતા ! એક ભુજંગનો ખેલ—’

દામોદરે સ્મિત કર્યું. ‘ભુજંગનો ખેલ જવા દે, ગારુડી ! આંહીં કોઈનાથી વાત છુપાવવાની જરૂર નથી. આ કાર્તિકેય તો આપણા જ છે. બોલ ત્યાંના નડૂલના શું સમાચાર છે ?’

દેવરાજે હજી પણ જરાક આશંકાથી કાર્તિક તરફ જોયું.

‘એનો બિલકુલ વાંધો નથી, તું તારે બોલ. એ જ નડૂલ જવાનો છે. બોલ, બાલપ્રસાદ શું કરે છે ?’

‘પ્રભુ ! બાલપ્રસાદ આંહીંથી હવે બહુ દૂર નથી. માલવ સેનાપતિ સાઢાનું ભવિષ્ય તો આપે સાંભળ્યું નાં ?’

‘સંપૂર્ણ વિગત નથી આવી. પણ સાઢા તો—’

‘સ્વર્ગમાં ગયો.’

‘ખરેખર ?’

‘હા, મહારાજ ! દેસુરીની નાળથી એ મરુભૂમિમાં પ્રવેશ કરવા મથતો હતો. અણહિલરાજે થોડું સૈન્ય દેખાવ પૂરતું એ નાળ સામે રાખ્યું. ને પોતે આ બાજુથી નીચે ઊતરી હાથીગુડાની નાળમાંથી મેવાડમાં પ્રવેશી, સાઢાના સૈન્યની પાછળ આવી લાગ્યો. સાઢાએ લડાઈ આપી. પણ તેનું સૈન્ય બે બાજુથી ઘેરાયું—ને સાઢા પોતે પણ રણમાં પડ્યો.’

‘માલવરાજ—માલવરાજ ત્યારે હવે શું કરશે ?’

‘હમણાં તો કાંઈ નહિ કરે.’

‘કેમ ?’

‘એને ભય છે કે પાટણ ને નડૂલ એક થઈ જશે:

કર્ણાટ પણ સળવળે છે. ચેદીરાજે તો એને આહ્‌વાન પણ મોકલ્યું છે.'

'શાનું?'

'એમ કે જે શ્રેષ્ઠતા યુદ્ધમાં સ્થાપવી છે તે પહેલાં શિલ્પમાં સ્થાપીએ. નિશ્ચિત વખતમાં, ઊંચામાં ઊંચું મંદિર કોણ કરે છે એ નક્કી કરીએ.'

'માલવરાજે આહ્‌વાન સ્વીકાર્યું છે?'

'હમણાં તો, જેમાંથી અર્થ કાઢતાં વિદ્વાનોની બુદ્ધિ શક્તિની કસોટી થાય એવી ગાથાઓ એમણે મોકલી છે. માલવરાજનો એ ક્રમ છે. પહેલાં એ ગાથા મોકલે. પછી વિદ્વાનો મોકલે. પછી કારીગરી કલા મોકલે. પછી સાંધિ-વિગ્રહિક મોકલે. અને છેવટે સૈન્ય મોકલે.'

'ત્યારે હવે સોઢાનું સ્થાન કોણ કુલચંદ્ર લેવાનો છે?'

'એમ જ થશે. ને તો આપણે માટે એ વિપરીત થશે. કુલચંદ્ર માને છે કે અવંતી ભારતવર્ષનું મધ્યબિંદુ છે. ભોજ-રાજની મહત્ત્વાકાંક્ષાને એણે ઉત્તેજી છે. કાશ્મીરથી તેલંગ દેશ સુધી એક સત્તા સ્થાપવાની એની તૈયારી છે. એ માને છે કે નડૂલ, ચેદી, લાટ, તૈલંગ, મેદપાટ, સાંભર, એ બધી તો વડવાઈઓ છે. એમને ગમે ત્યારે કાપી લેવાશે. પણ જે વટવૃક્ષ ધીમે ધીમે ને મક્કમ રીતે વિકાસ સાધી રહ્યું છે ને થોડા વખતમાં અવંતીને ડારવાની શક્તિ ભેગી કરી રહ્યું છે, તેને પ્રથમ ઉખેડી નાખવાની જરૂર છે. એટલે કુલચંદ્ર પાટણને પહેલાં પાડવા મથશે. એમાં એને નડૂલની ને અર્બુદપતિની સહાય પણ મળવાની હતી. પરંતુ હવે આબુ તો પાટણને નમી પડ્યું—ને નડૂલ માલવાથી વીફર્યું છે—એટલે એને કાંઈક નવીન

યોજના કરવાની રહી.'

'પણ નડૂલમાંથી હજી એને સહાય કરનારા કેટલાક નીકળશે તો ખરા ?'

'કેટલાક નીકળશે ? કુલચંદ્રને તો આખું નડૂલનું રાજતંત્ર હજી પણ અનુકૂળ છે. નડૂલમાં તો રાજકુમારો ને રાજવંશીઓ પણ અમારિની ઉપાસનામાં પડ્યા છે. કુલચંદ્ર પણ અમારિનો ઉપાસક છે. માલવરાજની વિદ્યાસભાના કવિકવીન્દ્રો પણ એ તરફ ઢળી રહ્યા છે. અત્યારે માલવરાજનો કુલચંદ્ર પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ પણ છે. એટલે કુલચંદ્ર નડૂલને મેળવી લે તો એમાં નવાઈ નથી. કુલચંદ્ર માને છે કે પાટણની સત્તા ભાંગે તો અવંતી તરત આખા ભારતવર્ષમાં વ્યાપી જાય. પાટણ જ વચ્ચે નડે છે—આ બાજુ શ્રીમાલ, કચ્છ, સુરાષ્ટ્ર, સિંધુ દેશ સુધી વધતાં અને આ બાજુ લાટમાં ધસતાં. કુલચંદ્રને નડૂલમાંથી એક જૈન સાધ્વીની સહાયતા પણ છે. કુલચંદ્રને એ દોરે છે.'

'પણ પાટણ સાથે માલવા તાત્કાલિક યુદ્ધ કરશે ? તને શું લાગે છે ?'

'તાત્કાલિક યુદ્ધ ન કરે કદાચ; પણ વહેલેમોડે યુદ્ધ તો કરશે જ.'

દામોદર એક ઘડીભર શાંત થઈ ગયો. તે કાંઈક વિચાર કરી રહ્યો હતો.

'તારે તો પાછું જવાનું હશે, દેવરાજ !'

'હા, મહારાજ ! પણ મારે જે કહેવાનું છે તે તો હવે છે. અવંતી ને કુલચંદ્ર તો હજી દૂર છે. પણ નડૂલનો યુવરાજ બાલપ્રસાદ તો પાસે છે.'

'કૃષ્ણરાજ આંહીં મહારાજની નજરકેદમાં છે એ સમાચાર તો એને નહિ મળ્યા હોય?'

'ના, ના. હજી તો મેં જ હમણાં આવતો હતો ત્યારે જાણ્યા ને? બાલપ્રસાદને હવે પોતાની યોજના ફેરવવી પડશે.'

'કેમ શી યોજના હતી?'

'એમની યોજના આ પ્રમાણે હતી. કૃષ્ણરાજ, મહારાજના મહાવત થાય. ધંધૂકરાજ સાથે જ્યારે મહારાજ મૃગયા કરવા જાય ત્યારે મહારાજના હાથીને કૃષ્ણરાજ ગાંડો બનાવે. અને બાલપ્રસાદ પોતાના થોડા સૈનિકો સાથે એ હાથીને વશ કરતાં કરતાં મહારાજને જ વશ કરી લે!'

દામોદર મોટેથી હસી પડ્યો: 'હા હા હા—બન્ને જુવાન છે ને. એમ તે કાંઈ પાટણમાં—પણ, અરે, દેવરાજ! ઠીક સાંભર્યું લે. એમની એ યોજના હજી પણ ચાલુ રાખીએ તો? તો વાતનો તાત્કાલિક અંત આવી જાય.'

'શી રીતે, મહારાજ?'

'ધંધુકરાજ તો હજી આંહીં જ છે. મહારાજ એમને મૃગયાવિહારનું આમંત્રણ આપે. અને થોડો વખત થોભવાનું કહેવરાવે. કૃષ્ણરાજ ભલે મહારાજનો ગજ દોરતા. બાલપ્રસાદને કૃષ્ણ સાથે ગાઢ મૈત્રી છે, એટલે એ તો આ બાજુ આવ્યા વિના નહિ જ રહે. એ આ બાજુ હળે—ને એ પણ જો આબુની પેઠે વશ થઈ જાય—તો અમારે નડૂલનો ધક્કો મટ્યો. તું આંહીંના સમાચાર લઈને જા—ત્યારે એમની આ મૂળ યોજના હજી અકબંધ હોવાનું કહી શકે.'

દેવરાજ વિચાર કરી રહ્યો.

'હા, મહારાજ! એ વસ્તુ ચાલે તેવી તો છે. માત્ર

ગાંડા હાથી વિષે વિશેષ વિચારવું પડે.'

'તારે હવે આંહીંથી ક્યાં જવાનું છે ?'

'હું તો આંહીં બાલપ્રસાદના ગુપ્તચર લેખે કૃષ્ણરાજને મળવા જવાનો છું !'

'પણ તને મળવા દેશે કોણ ? એ તો—એની પટ્ટકુટી મહારાજની સાન્નિધ્યમાં છે ત્યાં હશે. ને સિંહનાદની આજ્ઞા વિના હવે ત્યાં ચકલુંય ફરકે તેમ નથી.'

'તો પછી ?'

'તું એકબે દિવસ થોભી જા. કાલે સવારે ધંધૂકને મહારાજ મૃગયા માટે કહેવરાવશે. એ બધા સમાચાર કૃષ્ણ પાસેથી લઈને પછી તું જા. એટલે કૃષ્ણ પણ નિશ્ચિત રીતે શું કહેવરાવે છે તે ખબર પડી જાય. તારે વિષે તો કોઈને લેશ પણ ભ્રાંતિ નથી નાં ?'

'મારા વિષે ? ના રે, મહારાજ ! હું તો બાલપ્રસાદનો અત્યંત વિશ્વાસપાત્ર ગુપ્તચર બની રહ્યો છું. મારી આંગળીને ટેરવે એના અશ્વો નાચે છે. મારા આ ઘુઘરાના રણકારે ને મુરલીના નાદે સર્પનૃત્ય કરાવીને અનેક જનોને રીઝવતો હું તો સોલંકી છાવણીમાં જઈ શકું છું, એમ સૌ માને છે.'

'થયું ત્યારે. આજે તું કાર્તિકની પાસે જ રહેજે. કાર્તિકને પણ હવે થોભવું પડશે. જયદેવને પણ કહી દેજે. ઠીક ત્યારે— ધંધૂકને મૃગયાવિહારનું કહેવરાવતાં એને બીજી વાતની ગંધ ન આવે એટલે હું હવે દંડનાયકને મળીશ: ધંધૂકના દિલમાં જરા જેટલો રોષ હોય તો આ રીતે જ નીકળશે એમ વિમલ સાથે નક્કી કરીશું, ને વિમલ જ આ ગોઠવશે. ઠીક ત્યારે તું—'

દામોદરે આળસ મરડયું. કાર્તિક ને દેવરાજ તરત પ્રણામ કરીને ચાલતા થયા.

તેઓ પટ્કુટીમાંથી ભાગ્યે જ બહાર નીકળ્યા ને કાર્તિકે દેવરાજને ખભે હાથ મૂકયો. ખભે પડેલા સર્પના ઠંડા સ્પર્શથી એ ભડકી ઊઠયો.

'ભડકતા નહિ—એનામાં ઝેર રહ્યું નથી. કેમ, આપણે કઈ તરફ જવાનું છે?'

'આપણે પેલી બાજુ—સામે તાપણું દેખાય છે ત્યાં. પણ મને એક કોયડો મૂંઝવી રહ્યો છે.'

'શું છે?'

'તમે તો મંત્રીશ્વરના જૂના વિશ્વાસુ માણસ છો. તમે અનેક વર્ષો આ રાજનૈતિક હવામાં પસાર કર્યાં છે. એવું શું છે કે મંત્રીશ્વર નડ્ડૂલને નામે ને એક જૈન સાધ્વીને નામે ખિન્ન થઈ જાય છે? એ જૈન સાધ્વીની આસપાસ કાંઈ કથા છે કે શું? એ જૈન સાધ્વી છે કોણ?'

## ૨૪. દામોદર પોતાનું સ્વપ્ન કહે છે.

**કાર્તિકસ્વામી** દેવરાજનો જવાબ સાંભળે તે પહેલાં પોતાની પાછળ કોઈના પગલાના ધીમા અવાજે એ ચોંકી ઊઠ્યો. તેણે ઝડપથી પાછું ફરીને જોયું. દામોદર તેની પાછળ ઊભો હતો. કાર્તિક વિવર્ણ થઈ ગયો.

'હું દેવરાજને કહેવા આવ્યો હતો કે એને કોઈ ઓળખતું નથી, એ બરાબર છે—પણ એને ખાતરી છે કે એ સાધ્વી પણ એને ઓળખતી નથી? એ સાધ્વી વિષે તને તો ક્યાંથી ખબર હોય, કાર્તિક! પણ હવે તું એ બાજુ જવાનો છે તો એની પૂરી માહિતી મેળવી લે એ જરૂરનું છે. જેવી પ્રતાપદેવી પાટણ માટે ભયંકર છે તેવી જ આ સાધ્વી છે. એ સાધ્વી કોણ છે એ હું તને કહું. વહેલે-મોડે પાટણનો ભાર તમારા જેવાને સોંપવો તો પડશે જ નાં? કેમ ઉપાડશો નાં?' દામોદરે એક ખોંખારો ખાધો. એના આવા પ્રયત્નને કાર્તિક હવે ઓળખી શકતો હતો. પડદો ઉઘાડતાં દામોદરને થતું દુઃખ એ અંધારામાં પણ જાણે જોઈ શક્યો.

'કાર્તિકેય! આ તો જૂના જમાનાની વાત છે. તે

વખતે હું તો તરુણ હતો. દરેક તરુણ માણસ સ્વપ્નદર્શી હોય છે. હું પણ સ્વપ્નદર્શી હતો. મહારાજ દુર્લભરાજની સાથે એક સામાન્ય જન તરીકે એ વખતે હું નડૂલ ગયો હતો. મહારાજ ભીમદેવના પિતા નાગરાજ લક્ષ્મીદેવીને પરણ્યા અને મહારાજ દુર્લભરાજ દુર્લભદેવીને પરણ્યા તે સમયની એ વાત. એ સમય મારી આંખ આગળ હજી પણ તરે છે.

‘ અનેક નૃપતિઓ ત્યાં આવ્યા હતા. ગજસેના, અશ્વસેના ને માનવસેનાના મહાસમુદ્રથી વીંટળાયેલું નડૂલ તો જાણે દ્વીપરૂપ ધારી રહ્યું હતું. ભારતવર્ષના ખૂણે-ખૂણેથી ત્યાં માનવપતિઓ આવ્યા હતા.

‘ કાશીરાજ, અંગરાજ, ચેદીનાથ, અવંતીપતિ, મથુ-રાધિપ, વિંધ્યરાજ, લાટેશ—અને એવાએવા અનેક ભૂપાળોથી નડૂલના રસ્તાઓ શોભી રહ્યા હતા. મેં એ દિવસે ત્યાં આખા ભારતવર્ષની સર્વોત્તમ વીરશ્રી જોઈ. તે દિવસે મને ખાતરી થઈ ગઈ કે ગુર્જરેશ્વરનું પાટણ એક મહા-સમૃદ્ધશાળી રાજ્યનું કેન્દ્ર થવા યોગ્ય છે. મહારાજ દુર્લભ-રાજ ને નાગરાજની તોલે આવે એવો એક પણ માણસ ત્યાં ન હતો.

‘ વિશ્વમાં ક્યારેક જ એવું બને છે કે તમને જેના સૌન્દર્યમાંથી પ્રાણપ્રેરણા મળે એ સૌન્દર્ય જીવનપરિમલથી પણ છલોછલ ભર્યું હોય. લક્ષ્મીદેવી એવાં હતાં—અને લક્ષ્મી-દેવીની એક સખી હતી.’

દામોદર થોડીવાર થોભ્યો.

‘ લક્ષ્મીદેવીને તેં જોઈ નથી એ એક રીતે સારું છે.

માનવ કલ્પી શકે એના કરતાં વધારે સુંદરતા એ દેવીમાં હતી. અને જેવી દેવી સુંદર હતી એવી એની સખી પણ હતી. અત્યંત સુંદર એવું કાંઈ જોવું એ પણ જીવનની એક પ્રકારની કરુણતા છે. મને એ અનુભવ થયો છે. જેને તે ન થાય તે ભાગ્યશાળી ગણાય. હું ઇચ્છું છું કે કોઈ જુવાનને એવો અનુભવ ન થાય.

'હું ત્યાં સમૃદ્ધશાળી પાટણના મહારાજ્યનું સ્વપ્ન સેવતો હતો. એ સ્વપ્નથી ભરેલી મારી કલ્પના માટે દુનિયામાં કોઈ વસ્તુ અશક્ય ન હતી. હું મારી જાતને પાટણનો મહામંત્રીશ્વર માનીને એ સ્વપ્નમાં રાચી રહ્યો હતો.

'મેં લક્ષ્મીદેવીની સખીને એ સ્વપ્ન કહ્યું: અને એ હસી: "બ્રાહ્મણદેવ! પહેલાં ધનુષ્ ઉપાડતાં તો શીખો, પછી આ મહાસ્વપ્નની વાતો કરજો."

'મેં કહ્યું: "દેવી! મારું આ મહાસ્વપ્ન એ તમારી અદૃશ્ય પ્રેરણાનું ફળ છે!"

'"એમ હોય તો—મારી પાસે આવતાજતા રહેજો. પણ અમારી તો મરુભૂમિ છે. આંહીંની સુંદરીઓ સ્વપ્નને કે સ્વરૂપને નહિ—સ્વપરાક્રમને વરે છે," એણે કહ્યું. હું પાટણ પાછો ફર્યો. પણ મારું હૃદય હવે આ સુંદરીમય બની ગયું હતું.

'પાટણ આવીને રણયોદ્ધાની તાલીમ લેવા મેં પણ અનેક રાત્રિઓને દિવસ જેવી માની. જલમાં તારા નહાતા હોય તે વખતે શબ્દવેધી બાણનો અભ્યાસ કરતો હું સરસ્વતીકાંઠાની ગીચ ઝાડીઓમાં ફરવા લાગ્યો. વિમલની સાથે સ્પર્ધા કરવા માટે મેં બાણવિદ્યાની સતત તાલીમ

લેવી શરૂ કરી.

'જ્યારે જ્યારે હું મારી પ્રેરણામૂર્તિને મળતો ત્યારે ત્યારે એ મને પ્રોત્સાહન આપતી. મહાન પાટણ—મહાન રાજ્ય—અને એનો મહાન મંત્રીશ્વર—એ ત્રિવેણીમાં નહાતાં અમે ધરાતાં જ નહિ.

'દુનિયાની સમૃદ્ધિ આને ચરણે ધરી હોય તોપણ એ સમૃદ્ધિ ઓછી ગણાય—એવા અશક્ય તરંગોમાં મારી જીવનનૌકા વહી રહી હતી. હું જુવાન હતો. સ્વપ્ન સિદ્ધ કરવાની મારામાં ઘેલછા હતી. પ્રિયતમાને રીઝવવાની મને લગની હતી. અનેક રસિકોની પેઠે હું પણ ગાથાઓ રચતો, એને ચરણે ધરતો, અને એના એક સ્મિતને માટે જાતને ગમે તેવા જોખમમાં મૂકવા તૈયાર રહેતો!

'મહારાજ દુર્લભદેવ જ્ઞાની હતા, તો નડૂલની રાજપુત્રી દુર્લભદેવી પણ સંસારને તુચ્છ માનતાં. પોતાની ધર્મશ્રદ્ધામાં એ અચળ હતાં. એમને કાંઈ સંતતિ ન થઈ. લક્ષ્મીદેવીને પુત્રજન્મ થયો. નાગરાજ મૃત્યુ પામ્યા. મારી મહત્ત્વાકાંક્ષા વધતી ચાલી.લક્ષ્મીદેવીનો પુત્ર જગતમાં નામના કાઢે એવી એવી મને કલ્પનાઓ જન્મી.

'પણ જ્યાંથી દુર્લભદેવી આવ્યાં હતાં, ત્યાં અમારિની ઘોષણા એ દુનિયાનું સર્વોત્તમ શાસન મનાતું.

'એક દિવસ મને ખબર પડી કે નડૂલના રાજવંશીઓની માફક દુર્લભદેવી પણ રાજસત્તાને ધર્મશાસનની દાસી ગણે છે. અને દુર્લભદેવીની માફક જ લક્ષ્મીદેવીની દાસી પણ એ પંથની જ ઉપાસિકા છે.

'લક્ષ્મીદેવીના મૃત્યુ પછી એ વાત વધારે ને વધારે

પ્રગટ થતી ગઈ. મારી પ્રિયતમા તો એની યોજના માટે મને એક સર્વોત્તમ પ્યાદું ગણીને મને વળગી રહી હતી; જ્યારે હું તો એની સૌન્દર્યપ્રેરણા પીને જીવનપરાક્રમમાં જોડાયો હતો. એટલે છેવટે પ્રિયતમાને કે પાટણને એમાંથી એકને જ રાખી શકાય એવી સ્થિતિ થઈ. મેં પાટણ લીધું: પ્રિયતમા તજી.

'અને એણે પણ મારો ભયંકર ઉપહાસ કર્યો: "આટલી બધી બુદ્ધિચાતુરી છતાં તમને એટલું પણ ન સમજાયું કે પારલૌકિક શ્રેયની આરાધના ન કરવી હોય તો કોઈ પણ નારી—તમારા આ કદરૂપા ને કઢંગા, અતિ-સામાન્ય કાળા ઠીંગણા શરીરને ચાહી ન શકે? હું તો તમને ચાહતી હતી એટલા માટે કે મારા દ્વારા ધર્મશાસનની વૃદ્ધિ થતી હોય તો છો આ દેહને આ કઢંગો માણસ બે ઘડી નિહાળી લે!' "

દામોદર બોલતો બંધ થઈ ગયો. અંધારામાં પણ દામોદરના હૃદયની વેદના જોઈ શકતા હોય તેમ કાર્તિક ને દેવરાજ તો તદ્દન શાંત થઈ ગયા હતા.

'એ નારી—તે જ આ જૈન સાધ્વી. એને પાટણની મહત્તા ખૂંચે છે. એની યોજના વૈરપ્રેરિત છે. એનામાં આંધળી ધર્મસત્તાનું અદમ્ય બળ છે. એ એક વખત—પાટણને જરૂર રોળશે એમ હું માનું છું. બસ, હવે તમે જાઓ. મારે કહેવાનું હતું તે મેં કહી લીધું.'

દેવરાજ ને કાર્તિક પ્રણામ કરીને ચાલતા થયા. રસ્તામાં બેમાંથી કોઈ થોડીવાર બોલ્યું નહિ. કાર્તિકને આટલો પડદો ઉંચકાતાં મંત્રીશ્વરના જીવનની ઘણીઘણી

વાતો ફરીફરી યાદ આવી ગઈ. એને લાગ્યું કે પોતાના ભગ્નજીવનને નવનવા રસથી રંગવા માટે જ દામોદર પોતાની પળેપળ રાજકાર્યમાં પરોવી રહ્યા છે.

'મંત્રીશ્વરના જીવનની એક બીજી કરુણ ઘટના છે!' દેવરાજ થોડીવાર પછી મંદ અવાજે બોલ્યો. 'એ એને ભૂલવા ધારે તોપણ ભૂલી શકતા નથીઃ એક વખત પ્રેમ કરેલ કોઈ પણ, કોઈ દિવસ ભૂલી ન શકે એવી અજબ આકર્ષક સુંદરતા એની છે. એ સાધ્વીને મેં જોઈ છે. એટલે તો પાટણને ને પાટણપતિને મહાન કરવા માટે પોતાની આવી કરુણકથા ઉપર પડદો પાડી દઈ, જીવનની પળેપળનો રાજ-કાર્યમાં મંત્રીશ્વરે ઉપયોગ કર્યો છે. સમય પ્રમાણે કોઈ વખત મંત્રીશ્વરની મહત્તા એણે નેવે મૂકી છે. ક્યારેક સામાન્ય જનની માફક એણે સઘળાં કામ પોતે જાતે જ કર્યાં છે. એણે રાજાને મહાન પરાક્રમમાં પ્રેરવા માટે હમેશાં આગળ વધવાની જ નીતિ સ્વીકારી છે—સમાધાની કરતાં શત્રુતામાં જ આનંદ લીધો છે. અને છતાં એનું મહાન પદ તો સાંધિવિગ્રહિકનું છે. એને એક મહત્ત્વાકાંક્ષા છે કે વહેલે મોડે અવંતીનાથની પ્રબળ સત્તાને પાટણ એવા ઘા મારે કે એમાંથી એ બેઠું થવા ન પામે. પણ એ સમયની રાહ જુએ છે. એની આવી નીતિને કુટિલ નીતિ કહીને એને દોષ આપનારા પણ ઘણા છે. અને કરુણકથા તો એ છે કે જે મહારાજને માટે એ જીવનની પળેપળ નિચોવી રહ્યા છે એ મહારાજ પણ એની નીતિ પ્રત્યે માન નહિ જેવું ધરાવે છે!'

'શું મહારાજ પણ એના પ્રત્યે અવિશ્વાસ ધરાવે છે?'

'પોતાની રણયોદ્ધાની કીર્તિની ઉપાસનાને એની નીતિથી ઝાંખપ લાગે છે એમ મહારાજ માને છે, ને મહા-

રાજને એમ સૌ મનાવે છે.'

'અરે! ત્યારે—તો વર્ષોનું ભગ્નજીવન દિલમાં સંઘરી રાખીને મંત્રીશ્વર જે પરાક્રમ કરી રહ્યા છે તેમાં આ કરુણતા જેવીતેવી નથી કે એની પરાક્રમ કરવાની વૃત્તિને કોઈની પ્રેરણા નથી, કોઈનું પ્રોત્સાહન નથી. કેવળ પોતાના રાજકાર્યના એકાકી ગૌરવ ઉપર જ જાતનિર્ભર રહીને એ આગળ વધે છે. તમને એમ નથી લાગતું કે એક દિવસ એ પોતે પોતાના ગૌરવમાં જ ભાંગી પડશે?'

'મને તો એમ લાગે છે કે કદાચ રેતીના સાગરની પેલી મેરનું જે ભયંકર યુદ્ધ મંત્રીશ્વરે નિમંત્ર્યું છે એમાં પોતાના ઉપરના સૌ દોષારોપણનો જવાબ વાળવાની એની તૈયારી છે. મહારાજને પણ પોતાના રણયોદ્ધાની કીર્તિનો મુગટ ટકાવવા આકાશપાતાળ એક કરવાં પડે એવી મોટી એ યોજના છે. આટલા દુશ્મનો આ બાજુ છતાં પાટણથી એટલે દૂર—ત્યાં અજાણ્યા ને ભયંકર રેતાળ પ્રદેશમાં જવાની હિમ્મત કરવી—નડૂલમાં તો સૌ માને છે કે, પાટણ તો સિંધમાં દટાઈ જશે! પાટણ તો સિંધમાં દટાય કે નહિ, એ ગમે તેમ હો; પણ પોતાની જાતને વધુ ને વધુ મુશ્કેલ કામમાં દાટી દેવાની મંત્રીશ્વરની આ એક પ્રકારની જરૂરિયાત છે એમાં તો શંકા નથી.'

દેવરાજ શાંત થઈ ગયો. કાર્તિકસ્વામી દામોદર સાથેના જૂના પ્રસંગોને આજે પ્રાપ્ત કરેલી નવી દૃષ્ટિએ તપાસવા લાગ્યો: જેમજેમ એ ઊંડો ઊતરતો ગયો, તેમતેમ દામોદર વધારે ને વધારે મહાન બનતો ગયો. છેવટે એ મનમાં જ બોલી ઊઠ્યો: 'ઓહોહો! આની જોડી જોવા તો છેક ગુપ્તવંશમાં જવું પડે!'

## ૨૫. દામોદરની ચિંતા

દેવરાજ અને કાર્તિકસ્વામી ગયા કે તરત દામોદર બધું ભૂલી જવા મથતો હોય તેમ આમતેમ બે ઘડી આંટા મારવા માંડ્યો.

જ્યારે દામોદરે દેવરાજને કહ્યું કે કૃષ્ણરાજની યોજના પ્રમાણે મૃગયાવિહાર કરવા હજી પણ મહારાજ જઈ શકશે —અને એ ગોઠવણ શક્ય છે—ત્યારે એને પોતાને પણ ખ્યાલ ન હતો કે એ કેટલા મુશ્કેલ ને ઊંડાં પાણીમાં રમી રહ્યો હતો.

એ પોતાની પટ્ટકુટીમાં બેસીને આ વિષે ગંભીરપણે વિચાર કરવા લાગ્યો એટલે અનેક શંકાઆશંકાઓથી એનું મન ઘેરાઈ ગયું.

કૃષ્ણરાજે ઉન્મત્ત બનાવેલ હાથીને એવા જંગલમાં શી રીતે વશ કરી શકાય—અને એ જો વશ ન થાય તો કેટલું ભયંકર દુસ્સાહસ પોતે કર્યું કહેવાય, એ ખ્યાલથી એ પોતે પણ ધ્રૂજી ઊઠ્યો.

પછી તે પોતાના સાહસથી પોતે વિકળ બની ગયો હોય તેમ પટ્ટકુટીમાં એકાંતમાં બેસી ગયો.

બીજા કોઈને નહિ અને પાટણપતિને પોતાને આવી

યોજના વડે પોતે જોખમમાં મૂકી રહ્યો છે એ વિચાર આવતાં તો પોતે કોઈ મહાપાતક આચરી રહ્યો હોય ને તેનાથી છૂટવા માગતો હોય તેમ, પાછો ઊભો થઈને ઉતાવળે ઉતાવળે એકલો ફરવા માંડ્યો.

સાહસ ઘણું જબરું હતું. પણ જો એ સફળ થાય તો આબુના યુદ્ધની માફક જ નકૂલ વશ થાય—ને દિન-પ્રતિદિન જોર જમાવતા જતા હમ્મૂકને હંફાવવા માટે પાટણ મુક્ત થાય એ વિજયલાભ પણ એટલો જ આકર્ષક હતો.

લાભ અને અલાભની વચ્ચે, પરાજય અને વિજય-ની વચ્ચે, સાહસ અને ફલપ્રાપ્તિ વચ્ચે મંત્રીશ્વર તુલના કરવા લાગ્યો.

અચાનક એને કાંઈક સાંભરી આવ્યું ને તે ફરતો ફરતો થોભી ગયો. અને એણે ઉતાવળે તાળી પાડી.

મંત્રીશ્વરના સ્વભાવને ટેવાયેલો આયુષ બહારથી અંદર દોડ્યો.

'આયુષ ! તારે અત્યારે જ જવાનું છે !'

'ક્યાં, મહારાજ ?'

'પાટણ—જો આ લે, મારી મુદ્રા—' દામોદરે પોતાની અંગૂઠી આયુષ તરફ ફેંકી: 'પાટણમાં કોઈને ખબર પણ ન પડે કે તું યુદ્ધભૂમિમાંથી આવ્યો છે એ પ્રમાણે જવાનું છે. સમજ્યો ?'

'હા, મહારાજ !'

'જઈને દેવીને મળવાનું.'

'કોને—મહારાણીજીને ?'

'ના, દેવીને. પાટણમાં દેવી એક જ છે—ચૌલાદેવી.

ચૌલાદેવીને કહેવાનું કે પાટણ ઉપરના એક મહાન સંકટ-માંથી મુક્તિ મેળવવા આંહીં સૌ એમની રાહ જુએ છે!'

'જી—મહારાજ!'

'જો, ત્યાં કે આંહીં કોઈને ખબર પડવી ન જોઈએ કે તું ગયો છે. ચૌલાદેવી ત્યાંથી આંહીં આવ્યાં છે એ ખબર પણ કોઈને ન મળે—કોઈ કહેતાં કોઈને. બોલ, થઈ શકશે?'

'હા, પ્રભુ!' આયુષ હાથ જોડીને બોલ્યો.

'ત્યારે લે આ બીજી મુદ્રા—આપણી છાવણીમાંથી તું વગરહરકતે પસાર થઈ શકશે. પણ કોઈને, એક અદના આદમીને પણ, ખબર ન પડવી જોઈએ કે તું ક્યાં જાય છે ને કોને લઈ આવે છે. જરાક થોભ—દેવીને આપવાનો સંદેશો લાવું છું!' દામોદર દીપક પાસે બેસીને કાંઈક લખવા માંડ્યો. પોતાને હાથે જ એને મુદ્રા લગાવી, બરાબર તપાસી આયુષના હાથમાં એક વાંસની ભૂંગળી મૂકી.

'લે, આમાં બીજી બધી હકીકત છે. તું અત્યારે જ રવાના થઈ જા—મારી સાંઢણી લઈ જા. આવીને તું ત્યાં ઉત્તર છેડેની એક પટ્ટકુટીમાં ઊતરજે. કાલે એ પટ્ટકુટી તૈયાર થઈ જશે. એની નિશાની એ કે પટોળાનો બનાવેલો એક કૂકડો પટ્ટકુટી ઉપર ચોડ્યો હશે. જા, અને એક પળ પણ ગુમાવ્યા વિના કે કોઈ પણ જગ્યાએ લેશ પણ આરામ કર્યા વિના પાછો ફરજે. તારા આ કામ ઉપર મારી પ્રતિષ્ઠા જશે કે રહેશે એનો આધાર છે, એ ધ્યાન રાખજે. પાટણની પ્રતિષ્ઠા પણ તારા હાથમાં છે. લેશ પણ ભૂલ ન થાય એ જોજે. હવે જા.'

આયુષ પ્રણામ કરીને ચાલતો થયો. એ ગયો કે તુરત જ

દામોદર ધંધૂકરાજને મળવા ચાલ્યો.

મૃગયાવિહારની તો યોજના કરી કાઢી હતી. એટલે જે રાતે આયુષ આવી પહોંચવો જોઈએ એવી દામોદરની ગણતરી હતી તે રાતે એ એની રાહ જોતો પટકુટીમાં બેઠો હતો. હજી સુધી કોઈ આવ્યું ન હતું. હરપળે આયુષ આવી પહોંચવાના એને ભણકારા સંભળાતા હતા. અચાનક કોઈકે પ્રવેશ કર્યો.

'કેમ, આયુષ ?' દામોદર બોલ્યો.

'મહારાજ ! એ તો હું છું—હું દેવરાજ !'

'કેમ ?'

'મહારાજ ! કૃષ્ણરાજની પાસેથી આખી વાત હવે મેળવી લીધી છે. ધંધૂકરાજને મહારાજે મૃગયાવિહાર માટે કહેવરાવ્યું છે એ એમણે કહ્યું. એ વખતે પોતે જ મહારાજનો ગજરાજ દોરશે. પર્ણાશાનો કિનારો જ્યાં બાલપ્રસાદ વારંવાર વનવિહાર કરે છે—એ સ્થળ કાર્યક્ષેત્ર તરીકે પસંદગી પામ્યું છે. કૃષ્ણરાજ પાસે એવી કરામત છે કે હાથીને ઔષધીસેવનથી અમુક નિશ્ચિત સમયે, એ ઉન્મત્ત દશામાં લાવી મૂકશે. ને તે વખતે તે શંખનાદથી જંગલ ગજવી મૂકશે.'

'એ શંખનાદ બાલપ્રસાદ માટે નિશાની હશે ?'

'હા, મહારાજ ! શંખનાદ થતાં જ ચારે તરફના ડુંગરાઓમાં છુપાયેલા બાલપ્રસાદના સૈનિકો, મહારાજના ઉન્મત્ત હાથીને વશ કરવા આવતા હોય તેમ, મહારાજના હાથી તરફ ધસશે. કૃષ્ણરાજ તો છેવટ સુધી મહારાજના હાથીને વશ કરવા માગતા હોય તેમ જ વર્તશે.'

'બરાબર—ત્યારે હવે એ સ્થળ વિષે આપણે વધારે ચોક્કસ થવું પડશે. પણ જો, આ તો પાટણનો જીવન-મરણનો ખેલ છે. મહારાણી ચૌલાદેવીને—'

બહારથી આયુષનો અવાજ સંભળાયો.

'જો, આ આયુષ આવી ગયો. હવે તું મારી સાથે જ ચાલ—કેમ આયુષ ?'

આયુષ અંદર આવ્યો હતો. દેવરાજને જોઈને દામોદરના બોલવાની રાહ જોતો એ પોતે કાંઈ પણ બોલ્યા વિના પ્રણામ કરીને ઊભો રહ્યો.

'આવી ગયાં છે ?'

'મહારાજ !' આયુષે ફરીને મસ્તક નમાવીને માત્ર પ્રણામ કર્યા.

દામોદર બહાર નીકળ્યો. તેણે દેવરાજને પોતાની સાથે આવવા નિશાની કરી બન્ને જણા મૂંગે મૂંગા ચાલી રહ્યા હતા. જે પટ્ટકુટી પાસે જવાનું હતું તે નજરે પડતાં દમોદરે કહ્યું: 'આ પેલો દીપકનો પ્રકાશ જ્યાંથી આવે છે ત્યાં હું જાઉં છું. ત્યાં મહાદેવી ચૌલાદેવી આવ્યાં છે !'

'મહારાજ !' દેવરાજ આશ્ચર્યમાં પડી ગયો.

'દેવરાજ ! પાટણના ભાગ્યવિધાતાને આવા સાહસમાં દોરવાનું કામ કરવાની મારા એકલામાં શક્તિ નથી. જેના આધારે એવી હિમ્મત હું કરી શકું એમને મેં તેડાવ્યાં છે. હું દેવીની આજ્ઞા પ્રમાણે તને બોલાવીશ. ત્યાં સુધી હવે તું આંહીં એકલો ઊભો રહે.'

દેવરાજને ત્યાં અંધારામાં એકલો ઊભો રાખીને દામોદર જે પટ્ટકુટીમાં ચૌલા આવીને ઊતરી હતી એ તરફ ગયો.

## ૨૧. ચૌલાદેવીની આત્મશ્રદ્ધા

**દા**મોદર પટ્ટકુટી તરફ આવ્યો. ચૌલાદેવીની દ્વારપાલિકા ત્યાં ઊભી હતી: દામોદરે બોલ્યા વિના કેવળ અર્થસૂચક મુદ્રાથી પોતાનું આગમન ચૌલાદેવીને જણાવવાનું તેને કહ્યું. દ્વારપાલિકાએ પણ કાંઈ બોલ્યા વિના એક તરફ ખસીને દામોદરને માર્ગ આપ્યો: ને પોતે નતમસ્તકે ભાલો નમાવીને મંત્રીશ્વરને જવાની વિનતી કરતી હોય તેમ પ્રણમીને ઊભી રહી.

દામોદરને વાતાવરણનો આ ફેરફાર અત્યંત સૂચક લાગ્યો. એને પોતાને ત્યાં પણ કોઈ આવતું તો વિજ્ઞાપન કરવા માટે આયુષ અંદર દોડતો આવતો, જ્યારે આંહીં તો જાણે એક પણ વધારે શબ્દ ન બોલવાની દેવીની આજ્ઞા હોય તેમ કાંઈ પણ બોલ્યા વિના શિષ્ટ રીતે નમીને પેલી શસ્ત્રધારિણી નારીએ દેવીની અનુમતિનું સૂચન આપી દીધું હતું.

મંત્રીશ્વર અંદર ચાલ્યો.

બન્ને બાજુ સુગંધી તૈલની દીપાવલિ શોભી રહી હતી. અંદરના ખંડમાં તેણે નજર કરી તો સામે લાલચંદનમાં કોતરેલું એક સુંદર આસન જોયું. આસન ખાલી

હતું. ખંડમાં કોઈ ન હતું. દામોદર પોતાના આવ્યાની જાણ કરવા માટે એક ઘડીભર ત્યાં ઊભો રહ્યો: 'દેવી!' તેણે મોટેથી કહ્યું.

દામોદરની નજર સહેજ અંદર ગઈ ને તે આશ્ચર્યચકિત થઈ ગયો. ભગવાન સોમનાથના એક નાના સુંદર સ્ફાટિક મંદિર પાસે દીપ બળી રહ્યો હતો. યુગયુગની કોઈ શ્રદ્ધાભક્તિ નમી રહી હોય તેમ ચૌલાદેવી અત્યંત સુંદર અંગવિભંગથી ત્યાં નમી રહી હતી.

થોડીવાર પછી ચૌલાનું ઉત્તુંગ સુંદર શરીર દેખાયું. એના મોં ઉપર હજી શ્રદ્ધાની જ્યોત પ્રકાશી રહી હતી.

દામોદરે એને જોતાં જ બે હાથ જોડીને પ્રણામ કર્યા. ચૌલા ત્યાં બહાર આવીને દામોદરના પ્રણામ ઝીલતી ઊભી રહી. જેમ પાટણમાં એની હાજરીથી વાતાવરણમાં એક પ્રકારનો મનોહારી પરિમલ ફેલાઈ રહેતો તેમ આંહીં પણ દામોદર એ અનુભવી રહ્યો. તેની હાજરી માત્રથી બુદ્ધિ સતેજ થઈ હોય તેમ દામોદર પોતાની યોજનામાં શંકા-આશંકાને સ્થાને આશાની રેખા જોવા લાગ્યો. ચૌલા આગળ વધી. તે ચંદનના બાજોઠ ઉપર બેઠી. તેણે સામેના આસન ઉપર નજર નાખી કહ્યું: 'બેસો, મંત્રીશ્વર!'

દામોદર હજી ઊભો જ હતો. તે ચૌલાની બેસવાની મોહક છટા નિહાળી રહ્યો. તે વિચારી રહ્યો કે આ નારીમાં એવું શું છે કે એ જે કાંઈ કરે છે તે શિષ્ટ લાગે છે ને એક પ્રકારનું મોહક વાતાવરણ સરજે છે.

'મંત્રીશ્વર! હું તમારી જ રાહ જોઈ રહી હતી!' દામોદરના કાન ઉપર મધુર અવાજ આવ્યો. તેણે ચૌલા

સામે જોયું. અને બે હાથ જોડીને પ્રણામ કરતો તે બોલ્યો: 'દેવી ! મારે પ્રથમ તો તમારી ક્ષમા માગવાની છે!'

'પહેલાં બેસો તો ખરા, પછી ક્ષમા માગો,' ચૌલા બોલી.

દામોદર ચૌલાદેવી સામેના આસન ઉપર બેસી ગયો અને બોલ્યો: 'તમને મુસાફરીમાં બહુ શ્રમ પડ્યો લાગે છે!'

'સાંઢણીની મુસાફરી મેં કરી છે. ને આયુષનો હાથ ઘણો જ કુશળ છે. એ પણ તમારી યોજનાનું એક અનુપમ રત્ન લાગે છે! તમારો સંદેશો તો આયુષે આપ્યો.'

'દેવી! પાટણને મહાન બનાવવા હું નીકળ્યો ખરો, પણ મારી શ્રદ્ધા મને હવે ખૂટતી લાગે છે.'

'મહેતા! મહારાજના મિત્ર ભસ્માંકદેવનું વચન સાચું થશે કે શું? શું સામ્રાજ્યો સ્થાપનારી બુદ્ધિનો ભારતવર્ષમાંથી હ્રાસ થયો છે? આટલી વારમાં તમારી શ્રદ્ધા ખૂટી પડી?'

'દેવી! પાટણ જ એક મહાન થઈ શકે તેમ છે એ તો મારું વર્ષોજૂનું સ્વપ્ન છે. પણ...પણ...મારે પડખે...' દામોદર વાક્ય ગળી ગયો, ને જરાક ખિન્ન દેખાયો.

'તમારી પડખે કોઈ નથી, એમ નાં? ચાલો, હું તમારે પડખે ઊભી છું. હું તમારી શ્રદ્ધામાં અડગ વિશ્વાસ ધરાવું છું. બોલો, શું કરવું છે?'

'અર્બુદપતિને તો દંડનાયકની મહાનુભાવતા, ઝડપી યુદ્ધરચના અને બુદ્ધિકૌશલ્યથી આપણા બનાવી લીધા. હવે નડૂલ રહ્યું છે.'

'બરાબર—'

'નડૂલમાં અણહિલ ચૌહાણ છે. માલવસેનાપતિ

સાઢાને મારીને એ પરાક્રમી થયો છે. એનું રાજ નાનું, સેના નાની—પણ એટલી તીખી કે એને છંછેડવાનો વખત અત્યારે મહારાજને નથી! ત્યાં વિજય મેળવીએ તો કાંઈ મહત્ત્વ નહિ: અને હારીએ તો પ્રતિષ્ઠાહાનિનો પાર નહિ. એટલે અર્બુદપતિના કુમાર કૃષ્ણરાજને મહારાજે નજરકેદ કર્યો છે એ પરિસ્થિતિમાંથી જ નડૂલવિજય શક્ય બને—અને સમયપૂરતો એના ઉપર અંકુશ આવી જાય—તો હમ્મૂક-વિજય પછી મહારાજ આ તરફ ફરી આંટો આવે. હમ્મૂકનું દબાણ વધતું જાય છે. આંહીં હવે યુદ્ધ કરવું એ સિંધનું યુદ્ધ ખોવા બરાબર છે. અત્યારે યુદ્ધના જયપરાજયનો આધાર સૈન્ય ને સમયના બચાવ ઉપર છે. તમને એટલા માટે બોલાવ્યાં છે, દેવી!'

'મારે શું કરવાનું છે?'

'તમે તે વખતે માલવા સામે મહારાજનો વિજયધ્વજ પાટણના ભરદરબારમાં ફરકાવ્યો—તેવો એક બીજો પ્રસંગ ઊભો થયો છે!'

'શું?'

'મેં એમ સાંભળ્યું હતું, દેવી! કે કર્ણાટમાં મદોન્મત્ત હાથીઓને મૃદંગના ક્ષેપનિક્ષેપથી વશ કરનારી નારીઓ છે. તમે પણ કર્ણાટની સુંદરીઓના પરિચયમાં આવ્યાં છો. તમારી પાસે એ સિદ્ધિ છે, દેવી? હોય તો પાટણની વતી અત્યારે હું માગી લઉં છું!'

'તમને આ સિદ્ધિ વિષે કોણે કહ્યું? મહારાજે?'

'મહારાજને તો આ વાતની કાંઈ ખબર હજી પડવા દીધી નથી, ને પડવા દેવી પણ નથી.'

'ત્યારે ?'

'મને થયું કે એ હોય તો તમારી પાસે હોય!'

ચૌલા એક ઘડીભર શાંત બેઠી રહી. તે કાંઈ પણ બોલી નહિ. દામોદર ઝાંખો પડી ગયો.

'કેમ બોલ્યાં નહિ, દેવી? પાટણને માટે પણ ન દઈ શકાય એવી એ સિદ્ધિ છે?'

'હું નાની હતી—પાટણમાં મારી ફોઈબાને ત્યાં રહેતી—ત્યારે કર્ણાટથી એક અદ્દ્ભુત નર્તિકા અમારે ત્યાં આવતી. નટ્ટાદેવી એનું નામ. એના મૃદંગના ઘોષનિઘોષે ઉન્મત્તમાં ઉન્મત્ત હાથી પણ વશવર્તી બની જતો મેં નજરે જોયેલ છે. એણે એ વિદ્યા મને આપી છે.'

'મેં તો પાટણના જીવનમરણનો આ કોયડો તમારી પાસે મૂક્યો છે. માલવજયથી છકી ગયેલા નડૂલ સાથે અત્યારે મહારાજ યુદ્ધમાં પડે તો એક બાજુ માલવા—ને બીજી બાજુ સિંધ—બન્ને દુશ્મનો પાટણની પાંખ પીંખી નાખે. નડૂલ સાથે લડવું નથી, યુદ્ધ કરવું નથી, અને એનો વિજય કર્યા વિના પાછું ફરવું નથી—હવે તો પાછું ફરાય તેમ જ નથી ને.'

'પણ એ શી રીતે બનશે, મંત્રીશ્વર?'

'મેં તમને સંદેશો મોકલ્યો તે રીતે—બાલપ્રસાદને વશ કરવાથી. એ નડૂલનો યુવરાજ છે, લાડીલો છે, રાજા અણહિલ ચૌહાણને પ્રિય છે. એનો બોલ કોઈ નહિ ઉથાપે. મહારાજ ભીમદેવના ચરણમાં એને નમવું જ પડે—એ સ્થિતિ આપણે ઊભી કરવી રહી!'

'અને આ વાતની જ્યારે મહારાજને ખબર પડશે—'

'ત્યારે એ ગૌરવથી ડોલી ઊઠશે!' દામોદરે કહ્યું.

ચૌલાએ સ્મિત કર્યું: ' ના, એમ નહિ. હું તો એમ કહું છું કે એમને વહેલેમોડે ખબર પડશે જ તો શા માટે પહેલેથી આ ખબર એમને ન કરવી? એ થોડા સાવધ રહી શકે!'

' ના, એમ નથી, દેવી! અર્જુનના ગાંડીવ જેવી સચોટ વિદ્યા આપણી પાસે હોય તો જ આ વાતમાં પગલું માંડવું છે. જેણે એકલે હાથે હજારોને યુદ્ધ આપતાં કદી પાછું પગલું લીધું નથી તે રણરસિયા રાજવીને આ સાવધાનતા કે આ યોજના—કોઈ વિષે કાંઈ પણ હવે કહેવાય તેમ નથી. એ તો કદાચ તરત ત્યાં ને ત્યાં નડૂલને યુદ્ધમાં આમંત્રે, એટલે હજારો પટ્ટણીઓને આડાવળામાં વેડફી નાખવાનું મહાપાતક ને મહાન રાજદ્વારી ભૂલ આ રંક દામોદરને માથે ચડે. દામોદર તો એની અલ્પ શ્રદ્ધાને તમારી અદ્‌ભુત આત્મશ્રદ્ધાનો ટેકો મળે, તો જ આ વિષયમાં પગલું માંડે; નહિ તો આ અપરિપક્વ યોજના ભલે બહાર જ ન આવે. સ્થળ, સમય, રચના, પરિણામ—એનો એકેએક અંક બરાબર નિયમસર, સવ્યસાચીના બાણની સચોટતાથી કામ પાર પાડે તેમ હોય, તો હું પગલું ભરું! નહિતર—આયુપ—અને એ ની એ સાંઢ બન્નેને તમારી પાસે મોકલું. મારી બુદ્ધિ, કલ્પના, શ્રદ્ધા અત્યારે કાંઈ જ નથી. તમારી બુદ્ધિ, કલ્પના, શ્રદ્ધા—એ ઉપર મારી નજર છે. બોલો, દેવી! તમારો જવાબ એ મારી પ્રતિષ્ઠા: તમારો જવાબ એ પાટણનું ગૌરવ: અને તમારો જવાબ એ મહા . . .'

' મંત્રીશ્વર! વંશવેલાથી ને સંસ્કારથી હું નર્તિકા છું. એ જીવનના હજારો પ્રકારના વિષના ડંખને અમૃતસ્રોતથી ગાળી નાખવા માટે સૌ કોઈ એક અમૃતસ્રોત સાચવે છે.

મેં પણ એક અમૃતસ્રોત સાચવ્યો છે. જીવનની છેલ્લી પળે, ભગવાન ચંદ્રમૌલીશ્વરના ચરણમાં એ ધરવાની મારી આકાંક્ષા છે. હું પાટણ માટે જીવું છું; પાટણ માટે ગમે તે કરીશ; પણ મારી વિદ્યાને કોઈ ક્ષુલ્લક રાજરમતમાં સાધન બનતી જોઉં એ પહેલાં તો વિદ્યાને ને મારી જાતને બન્નેને હું વિસર્જન કરું. પાટણના ગૌરવભંગનો મહાન પ્રશ્ન ન હોય, તો તો મારા આ જીવનસ્રોતને અખંડ જ રહેવા દેજો. જે પ્રસંગે નટ્ટાદેવીએ આનો ઉપયોગ કર્યો હતો તે તમને સંભારી આપું?' ચૌલા બોલી. 'મહારાજ ચામુંડરાજ વિકલદૃષ્ટિ થયા હતા. માલવપતિ હરઘડીએ ચડી આવવાનો ભય હતો. પ્રજા ત્રાસી ગઈ હતી. ધર્મ ઉપર ધાડ પડી હતી. સ્ત્રીજાતિ ઉપર શીલસંકટ હતું. એ વખતે દેવી વાચિનીદેવીએ એક રાતમાં રાજપલટો કરી સવારે મહારાજને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી મૂકયા—તે પ્રસંગ યાદ છે, મંત્રીશ્વર? એ પ્રસંગે નટ્ટાદેવીએ આ વિદ્યાનો ઉપયોગ કર્યો હતો. એમણે મને જે આપ્યું છે તે આવા કોઈ મહાન પ્રસંગ માટે છે. આજનો પ્રસંગ એવો મહાન છે? હું તમને પૂછું છું!'

દામોદર એક ઘડીભર વિચારમાં પડી ગયો.

'કેમ બોલ્યા નહિ? પાટણનું ગૌરવ તો તમારા જેટલું જ મને પ્રિય છે; પણ જ્યાંથી હું આવી છું, ભગવાન સોમનાથના સમુદ્રતરંગમાંથી, ત્યાં મૂકવાની વસ્તુ હું ગમે ત્યાં મૂકતી આવું, એવો ધર્મદ્રોહ કે વિદ્યાદ્રોહ મારે હાથે ન બનો એટલું જ! અને લોકમાં એમ નહિ કહેવાય કે પાટણની એક સામાન્ય નારીના આશ્રયે મહારાજને વિજય

અપાવ્યો. એ વસ્તુ પણ વિચારવા જેવી નથી?'

'અને જે પાટણની નારીએ એક અણમોલા રત્નને જીવનભર સંઘર્યું હતું કે સમય આવ્યે ભગવાનને ચરણે ધરાય—એ અણમોલા રત્નને પાટણ માટે ધરતાં જરા પણ અરેરાટી એણે ન અનુભવી, એ વાત પણ લોકમાં નહિ કહેવાય? દેવી! પાટણને માટે અનેક વીરનારીએ પુત્રો આપ્યા છે, સંપત્તિ આપી છે, વૈભવ આપ્યો છે, જાત આપી છે. પણ અનેક સંસ્કારના વારસા જેવી—ને પરલોકમાં સુદ્ધાં ફળે તેવી વિદ્યા કોઈએ આપી નથી. એ આપવાનું તમારે ભાગે આવ્યું છે. એવું કોઈ પરમભાગ્ય મને મળ્યું હોત!'

ચૌલા દામોદરની સામે જોઈ રહી. દામોદર પણ ચૌલા પાસેથી આત્મવિશ્વાસ મેળવવા માગતો હોય તેમ તેની તરફ જોઈ રહ્યો હતો. 'મેં સાંભળ્યું છે એ સાચું હોય, દેવી! ને જો તમારી ઉપાસના પરીક્ષણમાંથી પાર પામી હોય, તો પાટણની પ્રતિષ્ઠાનો ને પ્રાણનો આ સવાલ છે. નડૂલ ઉપર મહારાજ નહિ જાય તો પ્રતિષ્ઠાહાનિ થશે. જશે તો પ્રાણહાનિ થશે, યુદ્ધ કરશે તો લાભ નથી, યુદ્ધ નહિ કરે તો હાનિનો પાર નથી. બાલપ્રસાદને વશ કરવા સિવાય બીજો કોઈ માર્ગ મને દેખાતો નથી—મને લાગે છે કે માત્ર તમે જ આ કરી શકશો. ભગવાન સોમનાથના ચરણરજથી અંકિત થયેલી આ વિદ્યાસિદ્ધિ—જો તમે પાટણ માટે...'

દામોદરનું વાક્ય અધૂરું રહી ગયું. તે ચૂપ થઈ ગયો. સામે બેઠેલી ચૌલા કોઈ મહાસ્વપ્ન જોતી હોય તેમ એકદમ શાંત, સ્થિર ને ગંભીર બની ગઈ હતી. તે શ્વાસ લે છે એમ પણ ભાગ્યે જ ખબર પડે. કોઈ અતળ ઊંડાણ-

માં એ કાંઈક દેખતી હોય તેમ, એની નજર પૃથ્વીની પાર હોય તેમ, લાગતું હતું. થોડીવાર પછી પોતાની સુંદર વેણીને એક નાનો સરખો કંપ આપીને તે જાગી ગઈ હોય તેમ બોલી: ‘ અરે ! આ મેં શું જોયું ? તમારી કાંઈ વાત ચાલી રહી છે એ તો જાણે હું ભૂલી ગઈ. શું કહ્યું ? તમે શું કહ્યું ? વિદ્યાની સચોટતા વિષે કહ્યું કાં ? ’

‘ હા, દેવી !’

‘ જીવનભર સ્વરની ઉપાસના કરનારને કાંઈ છેલ્લી ઘડીએ એ છેહ દેશે ? ’ ‘ ચૌલા દૃઢતાથી બોલી. ‘ મેં ક્યાં કર્ણની માફક ગુરુ પાસેથી વિદ્યા ચોરી છે કે મારી ભૂલ થશે ? મૃદંગના ઘોષનિર્ઘોષે જેમ વૃક્ષ સ્થિર ને શાંત બની જાય, તેમ હસ્તિરાજ આનંદમગ્ન બનીને ડોલી ઊઠશે— મંત્રીશ્વર ! મારી વિદ્યાનો ખપ હોય તો ભલે મારો એ ભંડાર પણ પાટણને ચરણે વહો. પાટણની તમારી ગૌરવ-કથામાં એક નાના ચરણલેખે મહારાજની આ દાસીને પણ ગણજો ! ભગવાન ચંદ્રમૌલીશ્વરની જ એ આજ્ઞા છે એમ સમજો.’

દામોદરને પૂછવાનું મન હતું—પણ હવે ચૌલાના આવા વાક્ય પછી કાંઈ બોલવું એ એને મન કોઈ પવિત્ર સૂક્તની અવહેલના કરવા જેવું લાગ્યું.

તે બેઠો થયો. ચૌલાને તેણે પ્રણામ કર્યા: ‘ દેવી ! તમે આજે પાટણને ફરી બચાવ્યું ! ’

‘ હું આંહીં તમારી પ્રતીક્ષા કરતી બેઠી છું. સમય—સ્થળ—રચના—’

‘ એ બધું થઈ રહેશે. મહાન પ્રશ્ન જે હતો તે પતી

૧૬

ગયો—હવે તો મારી બુદ્ધિ પાછી કામે લાગી ગઈ છે !'

'એમ ?' ચૌલા હસી રહી: 'ત્યારે તો મહારાજને હવે હું કહું કે મંત્રીશ્વરને બદલે મને જ માલવદરબારમાં મોકલે !'

'એ પણ કરવાનું છે, દેવી ! મહારાજે હઠ લીધી છે કે હવે આટલે આવ્યા ત્યારે તો મારે અવંતીનાથને જોયા વિના સિંધમાં જવું નથી !'

'હેં ! ખરેખર ?'

'મહારાજને કોઈકે અવંતીનાથની વિદ્યાસભા વિષે કહ્યું છે. મહારાજે એ વાત ઉપાડી લીધી છે !'

'તો તો પછી, મંત્રીરાજ ! કોઈકને ખબર પડશે નહિ ? અવંતીનાથના ગુપ્તચરોની સિદ્ધિ તો વિખ્યાત છે !'

'હું પણ એ જ ચિંતામાં છું. નડૂલનું કામ પત્યે તરત એ વાત આવીને ઊભી રહેશે. ને બને તો—' દામોદર વાક્ય ગળી ગયો.

'બને તો શું ?'

'ભોજરાજ સાથે મહારાજનો દ્વંદ્વયુદ્ધ પ્રસંગ જ યોજી દઈએ—કે થોડા સમય માટે તો પાટણ નિર્ભય થઈ રહે !'

'મંત્રીશ્વર ! તમારી બુદ્ધિ તમે કહો છો તેમ પાછી કામે લાગી ગઈ છે, હો !'

'એ તો તમારી છાયાનો પ્રતાપ છે, દેવી !' દામોદરે પ્રણામ કરીને રજા લીધી.

## ૨૭. મૃદંગનો ઘોષનિઘોષ

**મહારાજ** ભીમદેવ સાથે ધંધૂકરાજનો મૃગયાવિહાર એ અવંતીનાથના ગુપ્તચરોને તો શલ્યનો ઘા થઈ પડ્યો. તેમણે તો દોડીને ચિત્રકોટમાં સમાચાર પણ આપી દીધા કે અર્બુદપતિ તો હવે મહારાજ ભીમદેવના મહામંડલેશ્વર ગણાવામાં ગૌરવ લેતા થયા છે. પણ એ આખો પ્રસંગ નડૂલના બાલપ્રસાદ માટે તો મહોત્સવ સમાન હતો. તેણે આ પ્રસંગ માટે જ ખાસ પોતાની યોજના કરી રાખી હતી. એના મનથી પાટણપતિ આડાવળાની અનેક નાળોમાંથી એક નાળમાં સેનાપતિ સાઢાની માફક સપડાતો હતો. વગરયુદ્ધે ને વગર-યોદ્ધાએ ને વગરશસ્ત્રે મળનારા આ વિજયના સ્વપ્નથી એ અંતરમાં રાચી રહ્યા હતો. પર્ણાશાને કિનારે, ગાઢ જંગલમાં એ મહારાજ ભીમદેવની રાહ જોતો બેઠો હતો. દેવરાજ તેને પાટણના અવનવા ઐતિહાસિક પ્રસંગોથી મુગ્ધ બનાવી રહ્યો હતો.

'દેવરાજ! જો પાટણ પડે તો આખી અશ્વશાળા તો તને સોંપું અને ગજસેના પણ તારા હાથમાં!'

'મહારાજ! મારે અશ્વસેના પણ જોઈતી નથી, ને

મારે તો ગજસેના પણ જોઈતી નથી. મને તો મારા આ ભુજંગની મારફત તમારી સેવામાં જ રહેવા દેજો ને!' દેવરાજ બોલ્યો, ને બોલીને મનમાં હસી રહ્યો.

'પણ કદાચ કૃષ્ણુરાજ પોતે જ હાથી ઉપર નહિ હોય તો ?'

'અરે ! એવું કાંઇ બને ? ને નહિ હોય તો શું થયું ? જેને છૂપો ઘા મારવો જ છે તે બીજી રીતે ઘા મારી શકશે.'

એટલામાં તો પાસેના જંગલમાંથી ત્રણ હાથી આવતા દેખાયા. સૌથી પહેલાં ધંધૂકરાજ હતા. વચ્ચે મહારાજ ભીમદેવ હતા. છેલ્લા હાથી ઉપર દામોદર બેઠો હતો.

'સૈનિકો વેરાઈ ગયા લાગે છે !' બાલપ્રસાદે કહ્યું.

'એમ જ છે. ને પેલા રૂખડાના વૃક્ષ નીચે જ્યારે ગજરાજ આવશે ત્યારે શંખનાદ થશે એવો સંકેત છે. મહારાજ ! કૃષ્ણુરાજનું ગજશાસ્ત્રનું આ જ્ઞાન તો અદ્‌ભુત કહેવાય હો. કે ધાર્યે સમયે જ હાથીને ઉન્મત્ત બનાવે એવી ઔષધીઓની એને ખબર છે !'

'કૃષ્ણુરાજ જ લાગે છે કેમ ?' બાલપ્રસાદે કહ્યું.

'લાગે છે શું ? છે જ. જુઓને એની દૃષ્ટિ પણ રૂખડાની ભણી જ વળેલી છે !'

ત્રણે ગજરાજો જરાક આરામ લેવા માટે રૂખડા ભણી આવી રહ્યા હતા. એ જગ્યાએ ચારે તરફ નાના મોટા ડુંગરાઓ હતા. વચ્ચે સારું એવું છૂટું વિશાળ મેદાન હતું. મેદાનને એક ખૂણે પર્ણાશા નદીનો પટ અનેક વૃક્ષોથી ઢંકાયેલો અદૃશ્ય રહેતો હતો. બાલપ્રસાદ ત્યાં તટ પર વૃક્ષઘટામાં સંતાઈને બધું જોઈ રહ્યો હતો. હરપળે દેવરાજના મનની

ચિંતા વધી રહી હતી. તે પેલા રૂખડા તરફ—ને ત્યાં વૃક્ષરાશિમાં અદૃશ્ય જણાતા એક ખંડેર જેવા શિવમંદિર તરફ વારાફરતી જો જો કરતો હતો.

રૂખડા પાસે આવીને ત્રણે ગજરાજો ઊભા રહ્યા. ધંધૂકરાજનો ગજ જરા દૂર હતો. ભીમદેવ અને દામોદરના ગજરાજો પાસે પાસે ઊભા હતા.

'મહારાજ! શંખનાદ કરીને સૈનિકોને બોલાવું?' અચાનક કૃષ્ણરાજે કહ્યું.

મહારાજ ભીમદેવે ડોકું ધુણાવ્યું. 'ના—ના, સૌ આવતા હશે.'

'પણ આપણે જુઓ તો ખરા, મહારાજ! કુમાર કૃષ્ણરાજના શંખના કેવા મનોહર પડઘા પાછા ફરે છે!' દામોદરે કહ્યું.

ભીમદેવના પ્રત્યુત્તરની રાહ જોયા વિના જ કૃષ્ણરાજે એકદમ શંખધ્વનિથી આકાશ ગજાવી મૂક્યું. ડુંગરાઓમાંથી એના પડઘા ઊઠ્યા. એ શંખધ્વનિ સાંભળતાં જ મહારાજ ભીમદેવ જે રાજગજરાજ ઉપર બેઠા હતા તે આકુળવ્યાકુળ થઈ ગયો. તે પોતાના જબરદસ્ત શરીરને આમતેમ હલાવવા માંડ્યો ને સૂંઢ વડે ઝાડની ડાળીને પકડીને તોફાને ચડી ગયો. કૃષ્ણરાજે તેને વશ કરવા માટે હોય તેમ અંકુશનો ઘા માર્યો. પણ એથી તો એણે એને વધુ ઉન્મત્ત બનાવી દીધો. 'અરે! શું કરો છો, કૃષ્ણરાજ?' ભીમદેવે મોટેથી કહ્યું ને તે પોતાના હોદ્દામાં બેઠો થઈ બાણ ધારી રહ્યો. 'દામોદર! તારા ગજરાજને પાછો લેજે—આ ઉન્મત્ત અવસ્થામાં લાગે છે!'

દામોદરે એ જ વખતે ચારે તરફના ડુંગરાઓમાંથી

ઘોડાના હાબડા સાંભળ્યા. તરત અનેક જગ્યાએથી આવતા અનેક ઘોડેસવાર સૈનિકો મેદાનમાં દેખાયા. તે સૌ ચારે તરફથી રૂખડાના વૃક્ષ તરફ આવી રહ્યા હતા. મહારાજ ભીમદેવનો હાથી એમનું ધ્યેય હતું. હાથી તો રૂખડાની ડાળ તોડી, સૂંઢને હલાવતો ને કૃષ્ણરાજના અંકુશના જવાબમાં મોટી ત્રાડો પાડતો, જરાક આગળ ધસ્યો. કૃષ્ણરાજ હાથીને વશ કરવા પ્રયત્ન કરતો દેખાયો. ને તે જ વખતે નડ્ડૂલના સૈનિકો મહારાજના હાથીને ઘેરવા માટે ચારે તરફથી આગળ આવતા જણાયા. મહારાજ ભીમદેવ તો હોદ્દામાં પોતાનું સ્થાન મહામહેનતે સાચવી રહ્યા હતા. તેમણે અત્યંત જોરથી એક બાણ ફેંક્યું. સામેના એક ઘોડાને વીંધીને બાણ સોંસરવું નીકળી ગયું ને એક સવાર મૃતપ્રાય થઈ નીચે પડી ગયો. 'દામોદર!' મહારાજ મોટેથી બોલ્યાઃ 'તારો હાથી અંકુશમાં રાખજે. આ વધુ ઉન્મત્ત થતો લાગે છે. ને આ શું? નડૂલનું રાજચિહ્ન ક્યાંથી?'

બાલપ્રસાદ પર્ણશાળાનો કિનારો તજી મેદાન તરફ આવતો હતો. તેની પાછળ જ દેવરાજ હતો. મહારાજના ગજરાજના પાછળના ભાગમાં આવે એવી રીતે બાલપ્રસાદે પોતાના ઘોડાને રાંગમાં લીધો. દામોદરે ઝડપથી મહારાજ તરફ પોતાના ગજને લઈ લેવા આયુધને કહ્યું.

પણ આયુધનો અંકુશ તો હાથમાં અદ્ધર જ રહી ગયો. કારણ કે એ જ વખતે આડાવળાના ડુંગરેડુંગરાના પડને જાણે વીંધી નાખતો, આકાશી મેઘના મહાગંભીર ગર્જન જેવો, એક ઉપર બીજા ને બીજા ઉપર ત્રીજા એવા એક પછી એક ચાલ્યા આવતા કડડાટ ને ગડેડાટની પરંપરા

આપતો, કાચાપોચાના હૃદયને થંભાવી દે તેવો, કોઈ મહાકાલરાત્રિની આગાહી કરતો, રૌદ્રનૃત્યે ચડેલા ભગવાન શંકરના ડમરુની યાદ આપતો, મહાભયંકર ઘોષનિઘોષ ગાજવા લાગ્યો: એ કયાંથી આવે છે એ કોઈ જોઈ શક્યું નહિ. મૃદંગઘોષ કોણ કરે છે એ ખબર પડી નહિ. માત્ર આષાઢીમેઘનાં સામસામાં અથડાતાં વાદળાં જેમ પૃથ્વીને ભેદીને, વૃક્ષ, ઝરણાં, નદી, ડુંગરા ને પર્વતોને પોતાના ઘોષથી પ્રતિધ્વનિત કરી મૂકે ને આખી સૃષ્ટિ જાણે ગાજી ઊઠે તેમ આ ઘોષને અવાજે આખી સૃષ્ટિ ગાજી ઊઠી: ને ઠેરઠેરથી ધ્વનિપ્રતિધ્વનિની પરંપરા ઊઠવા લાગી. સૌ ચમકી ગયા. 'દામોદર!' મહારાજે કહ્યું, 'કાંઈ દગો છે કે શું?'

દામોદરે બે હાથ જોડી મહારાજને પ્રણામ કર્યો: 'ના, મહારાજ! કોઈ પાસેના શિવમંદિરમાંથી ઘોષ કરતું લાગે છે!' પણ આ ભીષણ અવાજની પરંપરા કાને પડતાં જ જાણે સ્થિર વૃક્ષ ઊભું હોય તેમ ભીમદેવ મહારાજનો ગજરાજ ઊભો રહી ગયો. કોઈ મહાઆનંદની સમાધિમાં હોય તેમ નેત્રો મીંચીને તે સૂરની સૃષ્ટિમાં ડોલવા માંડ્યો. હોદ્દામાં સ્થિર ઊભેલા મહારાજે જેવું આ અનુભવ્યું કે તરત જ દામોદરને કહ્યું: 'દામોદર! આ નડૂલના સૈનિકો લાગે છે. પેલો બાલપ્રસાદ જ છે. દુશ્મનો ઘેરવા માગે છે—તારા ગજને છોડી દે તેમના ઉપર!'

'મહારાજ! એક વખત તો આવે તેમને આવવા દો!' અને દામોદરે ચપોચપ બાણ ફેંકવાં શરૂ કર્યાં. મહારાજના બીજા બાણે બીજા એક ઘોડાને પણ ધૂળભેગો કર્યો હતો. મહારાજે એક પછી એક બાણોની પરંપરા

છોડવા માંડી. પોતાનો ગજ આ ઘોષમાં લીન થઈ ગયો છે —હવે એ આગળપાછળ ડગલું ભરે તેમ નથી, એ જ્ઞાન થતાં જ મહારાજ ભીમદેવે ઝડપથી નીચે કૂદકો માર્યો. દામોદરે એનું અનુકરણ કર્યું. ધંધૂકરાજે પોતાનો ગજ આમ-તેમ દોરવા વ્યર્થ પ્રયત્ન કરી નીચે કૂદકો માર્યો.

મહારાજ ભીમદેવ પોતાની મહાભયંકર તલવાર ખુલ્લી કરીને સીધા બાલપ્રસાદ તરફ જ ધસ્યા. દેવરાજે એ જોયું અને તે બાલપ્રસાદની સમીપમાં આવી ગયો. બાલપ્રસાદે પોતાનો ઘોડો મહારાજ ભીમદેવ ઉપર જ લીધો. લાંબો હાથ કરી તેણે મહારાજ તરફ ભાલો ફેંક્યો. પણ મહારાજે કૂદકો માર્યો ને ભાલો નીચે જઈ પડ્યો.

'સોલંકી તૈયાર રહેજે !' બાલપ્રસાદે ભયંકર બૂમ પાડી ને પોતાના સૈનિકોને ઉશ્કેર્યા: 'ઘેરો—એને પકડો—'

પણ એ જ વખતે મહારાજથી છૂટા પડેલા સૈનિકો ડુંગરાઓ ઉપરથી પાણીના પૂરની માફક ધસી આવ્યા, ને બન્ને સૈનિકોમાં ભેળંભેળા થઈ ગઈ. બાલપ્રસાદ ઘોડા ઉપર હતો. મહારાજ ભીમદેવ પગેપાળા હતા. ધંધૂક કોઈના પક્ષમાં ન હોય તેમ હોકારા કરતો હતો. કૃષ્ણરાજ મહારાજ માટે હાથીને દોરવા મથતો હોય તેમ વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો. દામોદર મહારાજ ભીમદેવની પછવાડેનો ઘા સંભાળી લેવા પાસે ને પાસે ઘૂમતો હતો. બાલપ્રસાદે બાણ ફેંક્યું, પણ તે મહારાજના ખભાને અડતું ચાલ્યું ગયું. પોતાની ભયંકર નાગી તલવાર લઈ મહારાજ હવે બાલપ્રસાદ ઉપર જ ધસી ગયા. એ જ વખતે બાલપ્રસાદની પાછળ કોઈકે એક નાના મૃદંગમાંથી અવાજ કર્યો. તેનો ઘોડો આગળ ધસવાને બદલે

તરત નાચવા મંડ્યો. મહારાજ ભીમદેવે ડોકે મૃદંગ ફેરવી ઘૂમતા દેવરાજને ઓળખ્યો.

'દેવદાજ ! અલ્યા એ—બંધ કરી દે—આ ઘોડો સ્થિર રાખવાનો છે !' બાલપ્રસાદે બૂમ પાડી ને ઘોડા ઉપરથી પોતે પડી ન જાય તેની સંભાળમાં એ પડી ગયો. પણ દેવરાજ તો વધારે ને વધારે કૂદવા માંડ્યો.

'અરે એ દુષ્ટ !—'

દેવરાજ આંખ આડે કાન કરી પોતાનું નાનું મૃદંગ લઈ વધુ ઘૂમવા માંડ્યો. ઘોડો પણ એ પ્રમાણે રણક્ષેત્રમાં નાચવા માંડ્યો. બાલપ્રસાદ માટે નિશાન લેવું અશક્ય થઈ પડ્યું.

એટલામાં તો મહારાજ ભીમદેવની યમની જીભ જેવી લાંબી તલવારના એક ઘાએ ઘોડો કપાઈને નીચે જઈ પડ્યો. બાલપ્રસાદ કૂદી પડ્યો એટલે બચ્યો. બીજો ઘા મારવા માટે મહારાજે તલવાર ઉઠાવી ત્યાં કૃષ્ણરાજ બાલપ્રસાદ ને ભીમદેવની વચ્ચે આવી ગયો.

'ખસો, કુમાર !' ભીમદેવની રણગર્જના સંભળાઈ. પણ કૃષ્ણરાજ હાથ જોડીને ત્યાં નિઃશસ્ત્ર ઊભો હતો. બાલપ્રસાદની તલવાર ઊડી ગઈ હતી. તે ભોંય ઉપરથી બેઠો થઈ તલવાર ઉઠાવે તે પહેલાં તો દેવરાજે એ ઉઠાવીને દૂર ફેંકી દીધી.

'મહારાજ ! હું એમની વતી ક્ષમા માગું છું,' કૃષ્ણરાજે કહ્યું: 'શું કરવા, બાલપ્રસાદ ! તમે મહારાજ સામે મથો છો ? તમારો રક્ષક જ ફૂટેલો છે, એ નથી જોતા ? શી રીતે તમે પહોંચવાના છો ?'

બાલપ્રસાદ શરમિંદો થઈ ગયો હતો. તે માંડમાંડ બેઠો થઈને આગળ આવ્યો. એને નિઃશસ્ત્ર જોઈને મહારાજ ભીમદેવે પણ તલવાર ફેંકી દીધી. મહારાજ વજ્ર જેવી મૂઠીનો ઘા કરવા આગળ વધ્યા, પણ એ પોતે ઘા કરે તે પહેલાં સિંહનાદ ને દેવરાજ બન્નેએ બાલપ્રસાદને બન્ને બાજુથી ઘેરીને હાથ કરી લીધો. દામોદર એમને આજ્ઞા આપતો સંભળાયોઃ 'સિંહનાદ! નડૂલના યુવરાજને યોગ્ય સન્માનથી જ એમને આપણી સાથે રાખી લે!'

બાલપ્રસાદ કબજામાં આવી ગયો હતો. તે હજી આ અંત માટે કોને જવાબદાર માનવા તે કળી શક્યો ન હતો. યુદ્ધનો આવો સ્પષ્ટ અંત દેખીને ધંધૂકરાજ દોડ્યોઃ 'મહારાજ! મહારાજ! આપે હવે ક્ષમા કરવી ઘટે છે. જે રણક્ષેત્રમાં પડ્યા છે તેમને પહેલાં સંભાળો!'

મહારાજ ભીમદેવે જરાક થોભીને ચારે તરફ નજર કરી. નડૂલના ને સોલંકીના કેટલાક સૈનિકો ઘવાયેલા પડ્યા હતા. કોઈ રણક્ષેત્રમાં ન હતું. નડૂલના કેટલાક નાસી છૂટ્યા હતા, બીજા નીચે પડ્યા. 'દામોદર!' મહારાજે કહ્યુંઃ 'ઘાયલને માટે ઝોળીઓ મંગાવો ને બધાને આપણી છાવણીમાં લઈ લો. આ બાલપ્રસાદને ઘા લાગ્યો છે તેને પહેલાં સંભાળો—એક માણસ મોકલો જલદી!'

દામોદરે બૂમ પાડીઃ 'દેવરાજ! તું જ જા.' બાલપ્રસાદ એ સાંભળી રહ્યો. તે મનમાં ને મનમાં દેવરાજ ઉપર ગુસ્સે થતો હતો.

દામોદર એ કળી ગયોઃ 'બાલપ્રસાદજી! તમે તો પાટણના સંબંધી છો. મહારાજ નડૂલને વિશેષ નહિ સતાવે

—પણ આ દેવરાજ જેવા તો અસંખ્ય પટ્ટણીઓ જીવ-સટોસટની રમ્મત રમીને પાટણને ગૌરવ અપાવી રહ્યા છે, એ તમને ખબર નહિ હોય!'

'મંત્રીશ્વર! જીત્યો છે પેલો ઉન્મત્ત હાથીને વશ કરનારો ઘોર મૃદંગી નાદ. એવી સિદ્ધિ તમારે ત્યાં છે એ અમને ખબર નહિ!'

'પહેલાં—હવે ઘાયલને સંભાળો. ને આ વાતની માહિતી મેળવો. સિંહનાદ! તું બાલપ્રસાદને સંભાળીને સાથે લઈ લે. એમને ધીમેથી ઘોડા ઉપર બેસારો. લાગ્યું તો નથી કે બાલપ્રસાદ?' ભીમદેવે માયાથી પૂછ્યું.

બાલપ્રસાદને ભીમદેવ ઉપર સંબંધી તરીકે પ્રીતિ તો હતી જ. મહારાજના શબ્દે એને કાંઈક ગદ્દગદ કર્યો: 'ના, મોટાભાઈ! લાગ્યું તો નથી. પણ જરાક પછડાટ છે!'

'અરે! આયુષ! દામોદર! આ બાલપ્રસાદને તમારા હાથી ઉપર લઈ લો. ચાલો, હું ને ધંધૂકરાજ સાથે નીકળીએ છીએ. આપણે ત્યાં એકને બદલે બે રાજઅતિથિ થયા.'

## ૨૮. બાલપ્રસાદ નડ્યો

**મહારાજ** ભીમદેવ પાસે બધી હકીકત આવી ગઈ હતી. કૃષ્ણરાજને હવે વધુ સખ્ત જાપતામાં રાખવામાં આવ્યો. તેના ઉપર સશસ્ત્ર સૈનિકો બેસી ગયા. બાલપ્રસાદ એ સાંભળીને ઘણો ખિન્ન થયો. તે વિજ્ઞપ્તિ કરીને દામોદરને જાતે મળવા આવ્યો. એના ઉપર તો માત્ર દેખરેખ જ હતી.

'મંત્રીશ્વર! જયપરાજય તો રાજવંશીઓ લેતા આવે છે. આજે અમે જીતીએ, કાલે તમે જીતો. પણ રાજવંશની આવી ગૌરવહાનિ મહારાજને અપયશ અપાવશે ને વેરનું બીજ વાવી જશે. કૃષ્ણરાજ પણ રાજકુમાર છે. એમને આવી સખ્ત કેદ ઠીક નથી!'

'તમને તો મહારાજ ભીમદેવે નાનાભાઈ માન્યા હતા. ચૌહાણરાજ અણહિલ જીવનભર પાટણ સાથે બાખડતા આવ્યા. હવે એ વૃદ્ધ થયા. પણ છેક મહારાજ દુર્લભરાજના સમયથી ચાલ્યા આવતા પાટણ નડૂલના સંબંધો તમે પણ નહિ જાળવો એ મહારાજને ખબર નહિ. તમારા રાજપિતા તો ઠીક—તીખા છે. પરંતુ તમે પણ કોઈની

સામે નહિ—ને મહારાજ ભીમદેવની સામે? એમણે તો તમને હમેશાં મોટાભાઈની પ્રીતિથી બોલાવ્યા હતા. તમે આ કામ કર્યું છે એ જાણીને મહારાજનું હૃદય ભેદાઈ ગયું છે. મહારાજને વશ કરવાનું હવે તો તમારા હાથમાં રહ્યું. હું એમાં બીજું શું કરું? હું તો તમે કહો તો તમારી સાથે આવું!'

'કૃષ્ણરાજને મહારાજ છોડશે?'

'એ તો હવે તમારા હાથમાં છે. તમે એના નાનાભાઈ છો. એ તમારા મોટાભાઈ છે. હું તો તમને કહું કે મહારાજને વિનયથી વશ કરો!'

'એ પણ કરીએ—પણ મહારાજ ન માને તો?'

'ન માને તો તમારા મિત્ર જ એને માટે જવાબદાર. કૃષ્ણરાજને મહારાજે પોતાના ગણી રાજવંશી ગૌરવથી રાખ્યા, તો આ પરિણામ આવ્યું. એટલે તમારાં વેણ પણ—ભગવાન સોમનાથના દિવ્યજલના ગંભીર શપથ લઈને તમે બોલો તો જ હું સાથે આવું. જુઓને, હું તમને એક વિશ્વાસુ વાત કહું. મહારાજને છે સિંધ જવાની ઉતાવળ—'

'એ તો જાણીતી વાત છે—'

'તમારા પિતાનો કારભાર હવે તમે જ ચલાવી રહ્યા છો. તમારા પિતા તો નિવૃત્ત જેવા છે. એટલે તમે મહારાજને વચન આપો કે જીવનમરણના સઘળા પ્રસંગોમાં નડૂલ પાટણ સાથે જ રહેશે.'

'આપ્યું!'

'આપ્યું એમ નહિ—આ તો હવે ગંભીર બાબત છે—' આયુષ અંદર આવ્યો: 'મહારાજ! દંડનાયક આવ્યા છે.'

દામોદર બેઠો થયો: 'આવો, આવો, વિમલરાજ!

આ બાલપ્રસાદને તમારી કાંઈક સલાહ જોઈએ છીએ.'

'હું એટલા માટે આવ્યો હતો, દામોદર! ચૌહાણ-રાજનો મારા ઉપર સંદેશો છે. સોનાની પાલખી મહારાજને ભેટ મોકલાવી છે—'

ચાર માણસો ઉપાડીને એક સુંદર સોનેરી પાલખી અંદર લાવ્યા. દામોદર એની કારીગરી જોઈ રહ્યો: 'શું કહેવરાવ્યું છે ચૌહાણરાજે?'

'આ—એ કે કુમારોને બન્નેને, મહારાજને વિનતિ કરી, આ બાજુ આવવા દો. એમનો દોષ મહારાજ ભૂલી જાય!'

'હું પણ એ જ કહું છું, વિમલરાજ!' બાલપ્રસાદ બોલ્યો.

'તો હવે વાંધો શો છે, દામોદર? આપણે ક્યાં નડૂલ સાથે વેર બાંધવું છે?' વિમલ બોલ્યો.

'વેર બાંધવું પણ નથી: ને કોઈ ભવિષ્યમાં બાંધે એ પણ અશક્ય બનાવવું છે. મહારાજને વિજ્ઞપ્તિ કરીએ, ચાલો.'

સૌ મહારાજ ભીમદેવ પાસે આવ્યા. વિમલે મહા-રાજને પાલખી ભેટ ધરી: 'મહારાજ! નડૂલની વસ્તુ છે!'

ભીમદેવ પણ એની અદ્ભુત નકશી જોઈ રહ્યો: 'દામોદર! તું કહેતો હતો એ અદ્ભુત કારીગર આ કે?'

'હા, મહારાજ! એમ જ લાગે છે!'

'મહારાજ! ચૌહાણરાજનો સંદેશો છે. કુમારોને મુક્ત કરવા વિનતિ કરી છે!' વિમલે કહ્યું.

'કોનો તારા ઉપર છે?'

'હા, મહારાજ !'

'ને મુક્ત ન થાય તો? એટલા માટે આ પાલખી મોકલાવી હોય તો પાછી મોકલાવી દો.' ભીમદેવ બોલ્યો.

'ના—મહારાજ! આ તો ચૌહાણરાજે મહારાજને સાદર ભેટ કરી છે. ચૌહાણરાજ વૃદ્ધ થયા છે. રાજકારભાર બાલપ્રસાદ વિના રખડતો હશે—એટલે મને લાગે છે કે ઉતાવળ કરી હશે. બાકી તો, આંહીં મહારાજે એમને ક્યાં ઓછું આવવા દીધું છે? કુમાર બાલપ્રસાદની પણ ઇચ્છા હતી—' દામોદર અત્યંત વિનયથી વાતનું મથાળું બાંધી રહ્યો હતો.

'શી ઇચ્છા હતી?'

'એમની વિજ્ઞપ્તિ હતી કે કૃષ્ણરાજનું રાજવંશી ગૌરવ, મહારાજ અખંડ રાખે.'

'ને એને મુક્ત કરે—એમ?'

'હા, મહારાજ!' દામોદરે હાથ જોડીને કહ્યું.

'જો, દામોદર! કૃષ્ણરાજ મુક્ત નહિ થાય; બાલપ્રસાદ પણ મુક્ત નહિ થાય; ને બાહુકરાયને બોલાવ—'

દામોદરને ભીમદેવનો પરિચય હતો. વાત એકવખત વેડફાય તો પછી પાટે ચડવી મુશ્કેલ હતી. તે વધુ વિનમ્રતાથી બોલ્યો: 'મહારાજ! બાલપ્રસાદ તો ક્યાં પારકા છે કે એમને મુક્ત કરવાના હોય? એ તો આપણા અતિથિ જ છે. પણ એમને કૃષ્ણરાજ માટે લાગે છે. વૃદ્ધ પિતા ધંધૂકરાજનું પણ મન દુભાય એ સ્વાભાવિક છે. બાલપ્રસાદ નડૂલ પાટણને હવે જુદા ગણતા નથી. એ આપણી સાથે જ રહેવાના!'

'ને તમે આમ વાંસો ફેરવો કે—'

'ના, ના, મહારાજ! એમ નહિ. કેમ કુમાર? કેમ બોલતા નથી?'

'હું શું બોલું? દોષ કબૂલ કરું બીજું શું? કૃષ્ણરાજ મારો બીજો પ્રાણ છે. એને માટે થઈને મહારાજને ચરણે સ્પર્શ કરું. બસ?' બાલપ્રસાદે ભીમદેવના ચરણ પાસે મસ્તક નમાવ્યું.*

'ને વધુમાં, મહારાજ! સોમનાથ ભગવાનના દિવ્ય-જલથી શપથ લે છે કે નડૂલ પાટણ સાથે જ હમેશાં રહેશે. એની સાથે હરેક પ્રશ્નમાં ઊભું રહેશે—જેમ મહારાજ ધંધૂક-રાજ ઊભા તેમ. પછી મહારાજને કાંઈ કહેવાપણું લાગે છે?'

ભીમદેવે બાલપ્રસાદનો હાથ પોતાના ચરણ ઉપરથી ધીમેથી દૂર કરતાં કહ્યું: 'બસ, તો પછી મારે કાંઈ કહેવા-પણું નથી. મારે પણ હજી ઘણાં કામ છે. દંડનાયકને કહો—દંડનાયક બન્ને કુમારોને સન્માન આપીને નડૂલ મોકલાવી દેશે!'

એટલામાં સોમનાથનું જલ આવતાં, બાલપ્રસાદ ભગ-વાનના દિવ્યજલથી મહારાજ ભીમદેવની સમક્ષ નડૂલની મૈત્રીની પ્રતિજ્ઞા કરી રહ્યો હતો. કૃષ્ણરાજને બોલાવવા માટે એક સેવક ગયો.

થોડીવાર પછી દંડનાયક સાથે બન્ને કુમારોએ મહા-રાજને નમીને રજા લીધી. રાજા ને મંત્રીશ્વર એકલા રહ્યા.

---

*जज्ञे भूभृत्तदनु तनयस्तस्य बालप्रसादो
भीमक्ष्माभृच्चरणयुगलीमर्दनव्याजतो यः ।
[સુંધાનો લેખ]

'દામોદર! બધી વાત મળી ગઈ—પણ એક વાતનો પત્તો હજી નથી.'

'કઈ, મહારાજ?'

'ત્યાં એવું મૃદંગ વગાડીને ઉન્મત્ત હાથીને વશ કરનાર કોણ નીકળી આવ્યું?'

'એ શિવાલય પુરાતન છે. કોઈ નર્તિકા વખતે રહેતી હોય!

'અરે! જા રે તું પણ ઠીક છે. ત્યાં તે એવી કોણ હોય? ચૌલા તો આવી નથી નાં? સિંહનાદને પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. એણે શોધ કરી પણ કોઈ મળ્યું નહિ!'

'તો પછી કોઈ અચાનક આવી ચડ્યું હોય. મને પણ પત્તો મળ્યો નથી. આજે મોકલીશ આયુષને ફરીવાર તપાસ કરવા. અવંતીથી પણ સંદેશો છે.'

'શો છે?'

'આ બાલપ્રસાદના વેણને અણહિલચૌહાણ ઉથાપે તેમ નથી. હવે અર્બુદપતિ—ને નડ્ડૂલપતિ પણ——આપણે વશ કર્યા છે. ને આટલે આવ્યા છીએ ત્યારે ચિત્રકોટ પણ જઈ આવીએ.'

'હા, દામોદર! મારી પણ એવી જ ઇચ્છા છે. ચાલો એની વિદ્યાસભાને ને અવંતીનાથને પોતાને નિહાળી લઈએ!'

'સંદેશો તો એવો છે, મહારાજ! કે કર્ણાટની બે સુંદરીઓએ આવીને આખી વિદ્યાસભાને આહ્‌વાન આપ્યું છે!'

'ત્યારે તો એ જયસિંહનાં કામ. એણે માલવા સાથે ધીમેધીમે શત્રુતા શરૂ કરી લાગે છે. અવંતીને આપણે

પહેલાં વશ કરીએ !'

'એ પણ થશે, મહારાજ ! આ સુંદરીઓએ કહ્યું છે કે અમે દીપકરાગથી દીવા પ્રગટાવીએ—તમે એ ઠારી આપો !'

'દામોદર ! આપણું પાટણનું નાક આવી વાતમાં કોઈક દિવસ કોઈક કાપી જાશે હો. પછી અવંતીનાથે શું કહ્યું છે ?'

'આ અમાવાસ્યાએ એ આહ્‌વાન ઉપાડી લીધું છે !'

'ઉપાડી લીધું ?'

'હા.'

'ત્યારે તો એમને ત્યાં કોઈ વિખ્યાત સંગીતજ્ઞ હશે. આપણે એ પ્રસંગે જ ત્યાં જઈએ તો ?'

'હું પણ એ કહું છું, મહારાજ ! પણ વેષ ધારણ કરવો પડશે !'

'કૃષ્ણુરાજની દશા આપણે કરી—એવી આપણી થશે તો ?'

'એમ તો નહિ થાય. એ યોજના જ વિચારી રહ્યો છું. જ્યારે તલેતલ મળી રહેશે ત્યારે મહારાજને જણાવીશ, પણ તે પહેલાં, મહારાજ ! આપણે સિંધ જવાના છીએ એવી ઘોષણા કરાવીને છાવણી ઉઠાવવાની શરૂઆત કરાવીએ. ચંદ્રાવતી પહેલો મુકામ થાય—એવી યોજના કરીએ, મહારાજ !'

'એ બરાબર—એટલે કોઈને કાંઈ શંકા ન પડે !'

મહારાજ ભીમદેવની છાવણીમાં સાંજે કોલાહલ થઈ રહ્યો હતો. મહારાજે સિંધ જવાની તૈયારી શરૂ કરી દીધી હતી. સૈનિકો ને સરદારો ઘૂમી ઘૂમીને નવી આજ્ઞાઓ ને નવી વાતો મેળવતા હતા.

## ૨૯. ચિત્રકોટના પદ્મભવનમાં

**મહારાજ** ભીમદેવ પાસેથી દામોદર સીધો ચૌલાદેવી પાસે ગયો. એની પર્ણકુટીની રચના દામોદરે નાની સરખી વાટિકામાં એવી રીતે ગોઠવી હતી કે આયુષ ને દેવરાજ સિવાય બીજા કોઈને આ સ્થાનની હજી ખબર પડી ન હતી. દામોદર ચૌલા પાસે ગયો ત્યારે તે પોતાની રમ્ય સ્વરાવલિમાં લીન હોય તેમ અર્ધમીલિત નયને શાંત બેઠી હતી.

'દેવી! મહારાજને પણ શંકા તો પડી છે હો—' દામોદર પ્રણામ કરીને નીચે બેસતાં જ બોલ્યો.

'શાની?'

'કે આવો મૃદંગઘોષ તમારા સિવાય બીજું કોણ કરે?'

'ત્યારે તો તમે હવે પાટણ આવવાના હો ત્યાં હું મહારાજને સત્કારવા આગળથી જ પહોંચી જાઉં! નહિતર તો મહારાજ મને આંહીં જ પકડી પાડશે!'

'મહારાજ તો હવે આ બાજુનું કામ સંપૂર્ણ કરીને પછી જ ખસશે.'

'આજે ઘોષણા તો થઈ કે આવતી કાલે જ મહા-

રાજની છાવણી ચાલી નીકળે છે—સિંધ તરફ—એનું શું?'

દામોદરે ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી ધીમેથી કહ્યું: 'મહારાજ તો અવંતીનાથને નિહાળવા ત્યાં ચિત્રકોટ જવાના છે, એટલે જ આ ઘોષણા!'

'ખરેખર? પણ અર્બુદપતિને તમે વશ કર્યા એ ખબર ફેલાયેલી છે; નડૂલના બાલપ્રસાદને આવી રીતે નમવું પડ્યું તે વાત પણ પ્રસરી ગઈ છે; કૃષ્ણરાજની વાત પણ પ્રસિદ્ધ છે; એટલે તો હવે માલવરાજના ગુપ્તચરો દરેકે દરેક વાત મેળવવા આકાશપાતાળ એક કરતા હશે—તે વખતે આ સાહસ નથી લાગતું, મંત્રીશ્વર? આવું સાહસ પાટણપતિ કરે —ને તે પણ હેતુવિનાનું કરે—એમાં સિદ્ધિ શી?'

'છેક હેતુવિનાનું તો એ સાહસ નથી. અવંતીનાથની વિદ્યાસભામાં હું ને મહારાજ બન્ને જઈએ છીએ તેમાં આ કારણ પણ ખરું; માલવરાજનું અંતઃકરણ હજી પકડી શકાયું નથી. સિંધનું યુદ્ધ ઉપાડ્યા વિના છૂટકો નથી. એટલે મહારાજ પાટણથી દૂર જાય ત્યારે માલવા કેમ વરતશે—ચેદી, તૈલંગણ, કર્ણાટ એ સૌમાં એને રોકાઈ જવાનો સંભવ છે કે કેમ—એ જાણવાની જરૂર તો છે!'

'અને તમે સપડાયા તો? પાટણનું કોણ?'

'તો તમે છોડાવવા આવજો—આવશો નાં?' દામોદર વિનોદ કર્યા પછી ઘડીભર વિચારમાં પડી ગયો: 'છે તો સાહસ—પણ સપડાયા નહિ ને સફળ થયા તો?'

'તો શું?'

'અવંતીનાથની વિદ્યાસભા એ ભારતવર્ષની સંસ્કાર-શોભા છે, દેવી! મહારાજ એ નિહાળશે ને રાચશે તો અવંતી-

નાથના મહાન પરાક્રમની સ્પર્ધા કરવાને પાટણને પણ સરસ્વતી-કંઠાભરણની યશઃરેખા કોઈક વખત આંગણે ઉતારવી પડશે. અવંતીની અદ્ભુત વારાંગનાઓ જોઈને મહારાજ ભગવાન સોમનાથનું મંદિર પણ એવું રચવા પ્રેરાશે કે, જ્યાં આવી નર્તિકાઓ નૃત્ય કરતાં ચંદ્રનાથની ચંદ્રિકા જેવી શોભી ઊઠે. મારી રીતે ગણું તો, ચેદી અને કર્ણાટનાં આહ્વાન અવંતીને મળ્યાં છે, એ વિષેની સાચી હકીકત ત્યાંથી મળશે. આટલે નજીક આવ્યા છીએ તો આ વસ્તુ પણ કરી લઈએ. અવંતીનાથની વિદ્યાસભા જોવાની મહારાજને ઘણા સમય-થી ઇચ્છા પણ હતી. આપણું સૈન્ય તો સિંધ તરફની મજલ શરૂ કરશે. ને કોને ખબર છે! મહારાજ ને અવંતી-નાથ સાથે દ્વંદ્વયુદ્ધનો આનંદ મળે—તો પાટણના મહા-રાજની રણયોદ્ધાની કીર્તિકલગીમાં એક વધુ તેજસ્વી પિચ્છ પણ શોભી ઊઠે!'

'મંત્રીશ્વર! તમે પણ ગાથાઓ રચો છો કાં?'

'રચતો: હવે તો કોઈકની ગાથામાં રાચું છું!'

'ત્યારે મને પણ મન તો થાય છે—વળી મન પાછું પડે છે—હું પણ ત્યાં આવું તો? એ વિદ્યાસભા કહે છે કે છે જોવા જેવી.'

'એક વાત છે, દેવી! તમને પ્રિય લાગે તેવી. કુંતલ દેશની બે સુંદરીઓએ અવંતીનાથની વિદ્યાસભાને આહ્વાન આપ્યું છે!'

'શું?'

'કે અમે દીપકરાગ વડે દીપકાવલિ પ્રગટાવીએ છીએ: તમે કાં પ્રગટાવો અથવા હારો!'

'આ . . . હા! પછી? સ્વીકાર્યું અવંતીનાથની વિદ્યાસભાએ?' ચૌલા ઉલ્લાસથી બોલી ઊઠી.

'ન સ્વીકારે તો અપયશ થાય. સ્વીકારે તો પરાજય થાય. આવતી અમાવાસ્યાએ એ બન્ને સુંદરીઓ પ્રત્યુત્તર મેળવવા ચિત્રકોટ પણ આવે છે!'

'ત્યારે તો મારે પણ આવવું છું! હું પ્રગટ નહિ થાઉં!' ચૌલા એકદમ બોલી ઊઠી.

'તમે દેવી! નીકળવું હોય તો આજે મધરાતે જ દેવરાજ સાથે નીકળી જાઓ. બે દિવસમાં તો આ છાવણી આંહીં નહિ હોય. દેવરાજ ત્યાંની કેડીએ કેડીનો જાણકાર છે. પણ જોજો, ત્યાં કાંઈ સંકટ ન પડે! તમને તો કોઈ ઓળખતું નથી, અને દેવરાજ તો છુપાઈ રહેવામાં પાવરધો છે.'

'તમે ક્યારે આવશો?'

'અમે એક યોજના કરી છે. મહારાજ પાનવાહક છે. હું કાશ્મીરના પાપસૂદનકુંડનો અવંતીનાથનો જલવાહક છું! એ બન્નેને અમે સાધ્યા છે. કાર્તિકસ્વામી પણ ત્યાં છે હો!'

'એમ?'

ચૌલા કાંઈક વિચાર કરી રહી: 'મંત્રીશ્વર! હું મહારાજના ગૌરવનું ખંડન કરું છું ત્યાં જવાથી, એમ તો નહિ કહેવાય નાં?'

'તમે પોતે જ જ્યાં તમારું ગૌરવ નવી રીતે જ સ્થાપો છો અને તમારા ગૌરવનું ધોરણ પણ સૌથી ન્યારું જ છે, ત્યાં કોણ કહેશે કે તમે ગૌરવ હર્યું? માત્ર ત્યાંથી પાછાં તરત દેવરાજ સાથે નીકળીને મહારાજને સત્કારવા સીધાં

પાટણ પહોંચી જજો. અમે તો ચંદ્રાવતી થઈને આવીશું !'

'ને સૈન્ય રદારો ?—'

'એ કેટલાક મરુભૂમિમાંથી ને કેટલાક પાટણ મુકામ કરી બીજે દિવસે વર્દ્ધિપંથકથી એમ બે માર્ગે સિંધ ભણી વળશે !'

ચૌલાદેવી દેવરાજ સાથે તે રાતે ચિત્રકોટ જવા ઊપડી ગઈ. સંકેત પ્રમાણે દામોદર ને ભીમદેવ પણ એ પંથ તરફ વળ્યા. જ્યારે બન્ને આડાવળામાં આવેલ અવંતીનાથના પદ્મભવનમાં પહોંચ્યા ત્યારે લગભગ સંધ્યાસમય થવા આવ્યો હતો. મહારાજ ભીમદેવ તો રસરાજવીની આવી અનુપમ વાટિકા આખે રસ્તે જોતા આવતા હતા, પણ જ્યારે પદ્મભવનના કંઠપ્રદેશમાં તેમણે પ્રવેશ કર્યો, ત્યારે તો એમને લાગ્યું કે એ સદેહે સ્વર્ગભૂમિમાં ચાલી રહ્યા હતા. રસ્તા ઉપર અનેક નાનાંમોટાં મીઠાં પાણીનાં ઝરણાં આડાંઅવળાં ખળખળ વહી રહ્યાં હતાં; ઠેકાણે ઠેકાણે નાની નૈસર્ગિક કુંજનિકુંજો આસપાસના નાના નાના ડુંગર ઉપર વિસ્તરેલી હતી; ઠેરઠેર સુંદર રીતે રચેલી વાટિકાઓ દેખાતી હતી; રસ્તે રસ્તે લતામંડપો શોભી રહ્યા હતા; સ્થળે સ્થળે વૃક્ષની ડાળે સુંદર હિંડોલ ઝૂલી રહ્યા હતા; કોઈનો ભય ન હોય તેમ અનેક હરણાંઓ આમતેમ ફરતાં હતાં; કેકાધ્વનિથી વન આખું ગજવતા મયૂરો નાચતા હતા; કોણ જાણે ક્યાં સંતાઈ રહેલી ગિરિકોકિલા પોતાના મધુર નાદથી વન આખું ભરી દેતી આલાપ દઈ રહી હતી: તો એના આલાપને પણ શરમાવે એવો કોઈ મધુર ધ્વનિ દૂરદૂરના કોઈ ડુંગર ઉપરની નાની સરખી વાટિકામાંથી રસળતો રસળતો આવીને મુસાફરને

મુગ્ધ કરી દેતો હતો.

આવું અદ્દ્ભુત દશ્ય જોઈને મહારાજે દામોદરને પૂછ્યું, ‘ દામોદર ! આ ભોજરાજનું પદ્મભવન ?’

‘ મહારાજ ! હજી તો આપણે ભોજરાજના પદ્મભવનની બહારની વાટિકાઓ જોઈએ છીએ !’

‘ અને પદ્મભવન ?—એ ક્યાં છે ? એ વળી કેવુંક છે ? ’

‘ ક્યાં છે એ હમણાં સમજાશે; અને કેવું છે એ જોવાથી જણાશે. મહારાજ ! આ જે જુઓ છો તે તો પદ્મભવનની એક કોડી પણ નથી. ’

‘ દામોદર ! આપણા પાટણમાં આવું ન થાય ? આપણે ત્યાં તો દુર્લભસરોવર છે—’

‘ મહારાજ ! ભોજરાજના આ પદ્મભવનમાં સુભાગ્યે કોઈ પણ ગુપ્તચર, સૈનિક કે રક્ષક રાખવામાં આવતા નથી. આંહીં તો સ્વપ્નદ્રષ્ટા કવિઓ, શિલ્પીઓ, સુંદરીઓ, વિદ્યાપતિઓ, ચિત્રકારો, નૃત્યકારો અને દેશવિદેશના પંડિતો જ પ્રવેશી શકે છે: એટલે તમે આ પાટણનો નામોચ્ચાર કર્યો તે કોઈ સાંભળે તેમ તો નથી, પણ મહારાજ ! આપણે દુશ્મનના સ્થળમાં છીએ, એ ભૂલવાનું નથી. આપણે આપણો વેષ ભજવવાનો છે. આપણે જે જોઈએ છીએ એ હવે જે જોઈશું એના પ્રમાણમાં કાંઈ જ નથી. ’

‘ તું કહે છે—આ કાંઈ જ નથી ? ’ ભીમદેવ આશ્ચર્ય પામ્યો.

‘ હા. પદ્મભવન જોઈને તમે જ કહેશો; આ તો પદ્મભવન તરફ જનારી બહારની સામાન્ય વીથિકાઓ છે. ’

એટલામાં અનેક નાના નાના લીલાછમ ડુંગરાઓની

વચ્ચે કોઈ મનોહારી રસવાટિકા હોય તેવું, અનેક શિખરોથી શોભી રહેલું, નાની સરખી સુંદર નગરી જેવું એક સ્થળ મહારાજ ભીમદેવની નજરે ચડ્યું. ગરુડ અને સર્પની આકૃતિવાળી અનેક ધ્વજાઓ ત્યાં ફરકી રહી હતી. એ સ્થાન ટેકરીઓની વચ્ચે એવી રીતે આવી રહ્યું હતું કે જાણે એ એમના ખોળામાં બેઠું હોય; જાણે કે કોઈએ એને ત્યાં રચ્યું ન હોય પણ સ્વયંભૂ પર્વતાંકે જ તે જન્મ્યું હોય.

'પેલું અત્યંત મનોરમ સ્થળ શાનું દેખાય છે, દામોદર ?'

'મહારાજ ! એ જ ભોજરાજનું પદ્મભવન !'

'ઓ હો હો ! દામોદર ! આ તો જાણે અલકા નગરીની કોઈ આરસની નાજુક પ્રતિકૃતિ હોય—'

'મહારાજ ! આ ભૂમિનો પ્રતાપ છે. આંહીં જે આવે છે તે કવિ બની જાય છે !'

'કેમ ?'

'જુઓને તમે પણ અલંકાર ને ઉપમાથી વાતો શરૂ કરી દીધી.'

'પણ આ તો અદ્‌ભુત છે. આ પદ્મભવન તું મને જોવા લાવ્યો—તો—'

'હું નથી લાવ્યો. તમે જ મને કહ્યું હતું કે મારે એક વખત મહારાજ ભોજરાજને—એના વિદ્યામંદિરમાં હોય એવા જોવા છે !'

'પણ હવે તું મને જોવા લાવ્યો તો હું તને કહી દઉં છું—'

'શું મહારાજ ?' દામોદર ભીમદેવના શબ્દે ચમકી ઊઠ્યો. એને ભય લાગ્યો કે ક્યાંક એ પોતાની જાતને પ્રગટ

ફરી પરિસ્થિતિમાં ગુંચવાડો ન લાવે.

'હમ્મૂક ખાડમાં પડે; ગર્જનકો ભલે પંચનદ ભેળે; ચેદીનો કર્ણરાજ છો આપણને અવગણે—'

દામોદર આભો બનીને સાંભળી રહ્યો. એને રાજાની મનોવૃત્તિનો આ ફેરફાર આશ્ચર્યકારક લાગ્યો. તેને પસ્તાવો પણ થયો કે આ રણઘેલા બહાદુર રાજવીને એ શા માટે આ સ્વપ્નસૃષ્ટિનાં દર્શને લાવ્યો. એ ઉપાય ચિંતવે તે પહેલાં તો ભીમ બોલ્યોઃ

'એ બધા ભલે જેમ ઠીક પડે તેમ કરે, મારે તો મારા પાટણને અલકાનગરી જેવું બનાવી દેવું છે. મારે ત્યાં સપ્તભૂમિકા પ્રાસાદો રચાવવા છે, સરસ્વતીને વાળીને વિશાળ સરોવરરચના કરવી છે, એમાં કાશ્મીરનાં કમળો લાવવાં છે–'

'હા, મહારાજ!'

'એમાં દામોદર! ઠેર ઠેર ચંદનનાં વૃક્ષો વાવવાં છે—અને પાટણના નાગરિકો—'

'—જ્યારે નૌકામાં વિહાર કરતા હશે ત્યારે જો ગર્જનકો આવશે—'

મહારાજ ભીમદેવ સ્વપ્નસૃષ્ટિમાંથી એકદમ પૃથ્વી ઉપર આવી પડ્યાઃ 'દામોદર! તું ખરેખર, મહાભયંકર છે!'

'આપના કરતાં પણ?' મંત્રીએ મિત્ર રાજવીનો વિનોદ કર્યો.

'ત્યારે નહિ? હું ક્યાં હતો—ને તું મને ક્યાં લાવ્યો?'

'મહારાજ! આ પદ્મભવન આપને જોવું હતું એટલે હું આપને આંહીં લાવ્યો. પણ પદ્મભવનના સ્વામીને જીત્યા વિના આપણા પદ્મભવનની તમે વાતો ન કરો તો જ આપણે

આગળ વધીએ. નહિ તો મહારાજ, આંહીં આગળ એવી રચના પડી છે કે વિશ્વકર્મા પણ ચકિત થઈ જાય. તે વખતે મહારાજ! તમે કાંઈક કરી બેસશો—તો પદ્મભવન મળશે નહિ, અને પાટણ રહેશે નહિ!'

પોતાના મિત્ર જેવા મંત્રીની વાણી રાજા સાંભળી રહ્યો: 'ઠીક લે ચાલ, ભાઈ! આંહીં હવે તું કહેશે તેટલું જ બોલીશું.'

'આંહીં આપ પાટણપતિ નથી. હું મંત્રી નથી. હું તો પાપસૂદનકુંડનો જલવાહક છું.'

'હા, બરાબર લે, આગળ ચાલ.'

રાજા અને મંત્રી અનેક વીથિકાઓ વટાવતા આગળ વધ્યા. એમ કરતાં પદ્મભવનના મુખ્યદ્વાર પાસે તેઓ આવી પહોંચ્યા.

એ દ્વારમાં જેવો એમણે પ્રવેશ કર્યો કે તરત જ બન્ને બાજુથી, આરસની બે પ્રતિમાઓ હોય એવી બે સુંદરીઓએ નતમસ્તકે સુવર્ણપાત્રમાંથી સુગંધી જલનો તેમના ઉપર અભિષેક કર્યો. રંગીન આરસના સુંદર રસ્તે આગળ ચાલતાં જ એક તરફ નમેલી પારિજાતની ડાળમાંથી એમના ઉપર પુષ્પવૃષ્ટિ થઈ રહી. દામોદરે મહારાજ ભીમદેવને આશ્ચર્યચકિત બનતા જોઈ કાનમાં કહ્યું: 'મહારાજ! આ માન આંહીં પ્રવેશ કરનાર હરેક કવિપંડિતને મળે છે. મને મળ્યું, કારણ કે હું આ પવિત્ર જલનો વાહક છું. પણ હવે જોજો, હું એક જલવાહક છું, અને તમે કેવળ તાંબૂલવાહક છો. જોજો, ભૂલતા નહિ. આ તમારો પાનનો કરંડિયો. નહિતર મહારાજ! પદ્મભવન મળશે નહિ—પાટણ જાશે અને બિચારો દામોદર

તમને આંહીં લાવવાની શિક્ષા ભોગવવા માટે વિંધ્યાટવીમાં રવડી રખડી મરશે !'

મહારાજ ભીમદેવે નેત્રની સમસ્યા કરી તેને આગળ વધવા કહ્યું.

'આ પારિજાત બારે માસ ખીલે છે !' એટલામાં મોહક માદક સુગંધથી એક પ્રકારની અંગેઅંગમાં તૃપ્તિ અનુભવતાં ભીમદેવે બન્ને તરફ નજર કરી.

દામોદરે કહ્યું: 'એ તો ચંદનવીથિકા છે. આ બન્ને બાજુ ઊભાં છે તે ચંદનનાં વૃક્ષો છે. એના ઉપર ચડાવેલી નાગરવેલમાંથી મહારાજ ભોજદેવની તાંબૂલવાહિની સુંદર પાન શોધી રહી છે. જુઓ—'

ભીમદેવે ત્યાં દૃષ્ટિ કરી તો સુંદર રત્નજડિત પાનઘાટના સુવર્ણપાત્રમાં એક દાસી પાન ગોઠવી રહી હતી.

થોડે દૂર જતાં કલહંસના અવાજથી જાણે ધ્વનિત થતું હોય એવું એક સુંદર નાનું તળાવ દેખાયું. તેમાં અનેક કમળો બિડાતાં હતાં અને પોયણાં ખીલતાં હતાં. ડુંગરાઓ-માંથી આવતું પાણીનું ગુપ્ત ઝરણ સોનેરી ઘુઘરીઓવાળી આર-સની એક સ્થંભિકા ઉપરથી નીચે કુંડમાં પડતાં, કલહંસના જેવો અવાજ આવતો હતો. એટલામાં જે ડુંગરાઓના ખોળામાં પદ્મભવન પોતે બેઠું હતું તે ડુંગરાઓ આવ્યા. ત્યાં જવા માટે લાલ રંગીન આરસનાં સો સોપાનની પરંપરા આગળ શોભી રહી હતી. દરેક સોપાનની બન્ને બાજુ ફૂલોથી લચી રહેલ ફૂલછોડ હતા. દરેક ફૂલછોડ ઉપરનાં ફૂલો એકબીજાથી રંગમાં જુદાં પડતાં હતાં; પણ સમગ્ર રચના ઇન્દ્રધનુનો આબે-હૂબ દેખાવ આપી રહી હતી. ફૂલછોડની પાસેના નાના આરસના

જલકુંડ ઉપર સુવર્ણદીપિકામાં રત્નજડિત સુગંધી તૈલપાત્રો મૂક્યાં હતાં.

ભીમદેવ અને દામોદર પદ્મભવનનાં સોપાન ચડવા લાગ્યા. અત્યાર સુધી આખે રસ્તે એમણે જે નિહાળ્યું હતું એનાથી અહીં એમણે જુદી જ રચના નિહાળી.

અત્યાર સુધી કોઈ માનવ દેખાતું ન હતું. પ્રકૃતિ જ જાણે એકલી પોતાનું નૈસર્ગિક રૂપ આકાશી દર્પણમાં જોતી, પૃથ્વી ઉપર સૂતેલી પડી હતી. આંહીં કુદરત ગૌણ થઈ રહી હતી, અને માનવસમૂહ પ્રધાનપદે હતો.

દામોદર અને ભીમદેવ બન્ને સોપાનની પરંપરા ચડીને એક વિશાળ ચતુષ્કોણાકૃતિ-મેદાનમાં દાખલ થયા. આ મેદાનની ચારે તરફ વનસ્પતિઆચ્છાદિત નાનકડી કૃત્રિમ ટેકરીઓ આવી રહી હતી, અને એ દરેક ટેકરી ઉપર એક નાની સુંદર આરસની છત્રી ઊભી હતી. છત્રીના શિખર ઉપર લાલ પથ્થરમાંથી કોતરી કાઢેલો નૃત્ય કરતો મયૂર હતો. એ મયૂરની કલગીને સ્થાને શંખાકૃતિ સુગંધી તૈલથી ભરેલું કોડિયું મૂકેલું હતું. દામોદર સભાસ્થાનને હજી ખાલી જોઈને એક તરફ ચાલીને હમેશાં જ્યાં પેલા જલવાહકને ઊભવાનું હતું ત્યાં ઊભો રહી ગયો. એની પાસે જ ભીમદેવ મહારાજ માથા ઉપર પાનનો કરંડિયો રાખી તાંબૂલવાહક બનીને ઊભા રહ્યા.

તેઓ પોતાના સ્થાન ઉપર ઊભા ન ઊભા, એટલામાં ચારે તરફથી સભાજનો આવવા લાગ્યા. દામોદરે મહારાજ ભીમદેવને નેત્રપલ્લવીથી એ બતાવ્યું. મંડપની ચારે તરફથી ધીમેધીમે, સોનેરી નૂપુરનો ઝંકાર આવવા લાગ્યો. એક પછી એક અનુપમ સુંદરી આવતી ગઈ, અને મહારાજ ભીમદેવ

ઊભા હતા તે ખુણેથી થોડે દૂર રહીને તે અનુક્રમે સભામંડપમાં ચારે તરફ પોતપોતાનું સ્થાન લેતી ગઈ. દરેકે રેશમી પરિધાન ધારણ કર્યાં હતાં. દરેકના કંઠમાં મોતીની માળા શોભી રહી હતી. એમણે કેશગુંફનમાં મૂકેલાં રાજચંપાના ફૂલના પરિમલથી આખું સ્થાન મહેકી ઊઠ્યું.

કોઈ દેવસૃષ્ટિની જાણે અપ્સરાઓ હોય તેમ તેઓ ત્યાં ઊભી રહી. એટલામાં એક તરફના ડુંગરની છત્રી ઉપરથી શંખનાદ થયો. તત્કાલ સભામંડપની ચારે બાજુ ઊભેલી સુંદરીઓએ પોતપોતાનો જમણો હાથ લાંબો કર્યો. મહારાજ ભીમદેવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. લંકાની મોટી સુનેરી રૂપેરી છીપમાંથી તૈયાર થયેલી નાની સુંદર શંખાકૃતિ વાટિકા દરેકના હાથમાં શોભી રહી. મહારાજ આ શું હશે એમ અનુમાન કરે, ત્યાં સ્ફટિકમણિના કૂપમાંથી દરેકની વાટિકામાં સુગંધી તૈલ રેડતી એક નારી સભામંડપમાં ફરી વળી.

મહારાજે દામોદર તરફ જોયું. દામોદરે ધીમેથી કહ્યું: ‘મહારાજ ! આ તો અદ્‌ભુત દર્શન છે. હમણાં શું છે તે ખબર પડશે.’

દામોદરને પ્રશ્ન કરતા મહારાજની નજર એટલામાં સામેના દસ્ય ઉપર સ્થિર થઈ ગઈ.

મહારાજ ભોજદેવના સિંહાસનની સમક્ષ એક અનુપમ લાવણ્યવતી યૌવના આવીને ઊભી હતી.

‘એ કોણ ?’ ભીમદેવે નેત્રપલ્લવીથી પૂછ્યું. દામોદરે ધીમેથી કહ્યું: ‘એ જ પેલી કુંતલ દેશની સુંદરી લાગે છે.’

‘જેણે આહ્‌વાન આપ્યું છે તે ?’

'હા,' દામોદરે વધારે ધીમેથી જવાબ વાળ્યો.

મહારાજ ભીમદેવ એ અનુપમ લાવણ્યઝરતી અપ્સરા જેવી સુંદરીને નિહાળી રહ્યા. આ સ્થાન એનાથી વધુ સુંદર હતું કે આ સ્થાનના સૌન્દર્ય કરતાં એ વિશેષ હતી તે કહેવું મુશ્કેલ હતું. દામોદરની સૂચના છતાં, ભીમદેવથી બોલ્યા વિના રહેવાયું નહિઃ 'દામોદર ! આ તો ભાઈ!–આ તો મને કોઈ ઐન્દ્રજાલિક સ્વપ્નની રચના લાગે છે!'

દામોદર જવાબ આપે તે પહેલાં કુંતલની સુંદરીએ વાતાવરણને જાણે જગાડતો હોય એવો અનુપમ સ્વર ઉપાડ્યો હતો.

આખું વાતાવરણ મંત્રમુગ્ધ બન્યું હોય તેમ શાંત ને સ્થિર બની ગયું.

એક પળમાં તો નર્તિકાના આરોહઅવરોહે જાણે સૌને પરવશ બનાવ્યાં હોય તેમ લાગ્યું.

દામોદર ને ભીમદેવ સાંભળી રહ્યા.

સભામંડપની સુંદરીઓ નતમસ્તકે જમણો હાથ લંબાવીને હાથમાં દીપિકાઓ ધારીને શાંત સ્થિર ઊભી રહી.

નર્તિકાના સુસ્વરોની રમણીય છટા વધતી ચાલી. એક વધારે પળ ગઈ ને સૌને લાગ્યું કે એમના શ્વાસોચ્છ્વાસમાં જાણે કાંઈ પ્રવેશી રહ્યું છે. ભીમદેવે દામોદર તરફ જોયું. દામોદરે શાંતિથી કહ્યું: 'મહારાજ ! એ તો દીપકરાગ છે!'

સુંદરીની રમ્ય સ્વરાવલિ જેમજેમ આગળ વધી, તેમતેમ પેલી શાંત સ્થિર ઊભેલી સુંદરીઓ કાંઈક અસ્વસ્થ થવા લાગી. દામોદરને લાગ્યું કે પોતાનું શરીર તપ્ત થાય

છે. મહારાજ ભીમદેવે શિર ઉપર ધારેલો કરંડિયો જરાક હાલ્યો. દામોદરે એ જોયું: 'જોજો—મહારાજ ! એને સંભાળજો ને ચારે તરફ એક દૃષ્ટિ કરી લો.'

મહારાજ ભીમદેવે ચારે તરફ દૃષ્ટિ કરી. ડુંગર ઉપરની છત્રીમાં નર્તન કરતા મયૂરની કલગીમાં એક દીપક પ્રગટ્યો. ભીમદેવ આશ્ચર્યચકિત નયને એ તરફ જોઈ જ રહ્યો. એટલામાં તો શિખર ઉપર એક પછી એક દીપક પ્રગટવા માંડ્યા. પોતે જે સોપાનની પરંપરા ચડીને આંહીં આવ્યા હતા, તે તરફ ભીમદેવની નજર પડી. સોપાનની બાજુની સુવર્ણદીપિકાઓ એક પછી એક પ્રગટતી આવતી હતી. આસપાસ નજર કરી તો પાસે ઊભેલ એક સુંદરીના જમણા હાથમાંના દીપકપાત્રની જ્યોત સળગી: તરત તેની પાસેની બીજી સુંદરીના હાથમાં રહેલો દીપક પ્રગટ્યો. મહારાજ નજર ફેરવતા ગયા. કોઈ જાદુઈ અગ્નિકિરણ જાણે દીપકોને સ્પર્શીને તેમને પ્રગટાવતું હોય તેમ એક પછી એક દીપક પ્રગટતા ગયા. થોડીવારમાં તો સભાસ્થાન ઝળાંઝળાં થતા પ્રકાશમાં નાહી રહ્યું.

ભીમદેવ મહારાજ આશ્ચર્યથી મંત્રમુગ્ધ બની ગયા. સભાસ્થાનની ચારે તરફ ઊભેલી સુંદરીઓના હાથમાં સુગંધી તૈલના દીપકો પ્રગટીને તેમના વદનને કાંઈક અવર્ણનીય શોભા આપી રહ્યા હતા. એકાએક શંખધ્વનિ થયો. સૌ સુંદરીઓનાં મસ્તક નીચાં નમ્યાં. પાછળના ડુંગરની આરસની પગદંડીએથી મહારાજ અવંતીનાથ પોતે આવતા નજરે પડ્યા.

## ૩૦. અવંતીનાથની વિદ્યાસભા

ભોજરાજ માલવપતિના ગૌરવથી આવી રહ્યો હતો. ભારતીય સંસ્કૃતિનાં ઉત્તમ અંગો એનામાં મૂર્તિમાન થયાં હોય તેમ તેનાં શરીર, મન અને આત્મા ત્રણેની વચ્ચે એક પ્રકારનો સંવાદ દૃષ્ટિગોચર થતો હતો. ભોજરાજ આવી રહ્યા છે એ જોતાં જ પેલી વારાંગના સિંહાસન પાસેથી સરકીને પાછળના ભાગમાં અદૃશ્ય થઈ ગઈ.

ભોજરાજને આવતો ભીમદેવ જોઈ રહ્યો હતો: એને જોતાં જ ભીમદેવને લાગ્યું કે આંહીં આવવાનું થયું એ જીવનનો એક અણમોલ પ્રસંગ પ્રાપ્ત થયો. ભોજરાજનો ચહેરો પ્રતાપી અને માણસની નજરને ખેંચી રાખે એવો આકર્ષક હતો. અતિ રસિક જણાતા બે નાના, પાતળા, સુંદર લાલ હોઠ ઉપર, સીધું, રૂપાળું, સપ્રમાણ ગરુડી નાક, જાણે કોઈએ વીજળીની રેખા દોરી હોય તેવું, અણિશુદ્ધ શોભી રહ્યું હતું. પાતળો છતાં લાંબો ન લાગે એવો એનો દેહ એકદમ ચપળ ને અગ્નિની સમર્થ રેખા જેવો તેજસ્વી લાગતો હતો. જે દિશામાં એ દૃષ્ટિ કરતો એ દિશાના જાણે અતળ ઊંડાણમાં રહેલી કાવ્ય-

મયતા એ શોધી રહ્યો છે એમ લાગતું હતું. મૌક્તિકમાળા એના કંઠમાં જેટલી સુંદર લાગતી તેટલી જ કમરે લટકતી તલવાર પણ શોભતી: અને એટલી જ સુંદર હાથમાં રહેલી ભૂર્જ-પત્રની પુસ્તિકા પણ લાગતી. એને જોતાં જ કોઈ સુંદર સ્વપ્નની યાદી તાજી થાય; વધારે પરિચય થતાં સ્વપ્નમાં રહેલી તેજસ્વિતા નજરે ચડે; અને છેવટે તો કોઈ સોહામણા રસિક દેવ જેવા વીરપુરુષની છાપ દૃઢ બની રહે. કેટલાક મનુષ્યો પૃથ્વી ઉપર છતાં પૃથ્વીનાં હોતાં નથી; એમની દૃષ્ટિ ગગ-નાંગણનાં ઉડુગણમાં રમતી હોય છે. અવંતીનાથ વિષે પણ અનંત આકાશનો કોઈ વિહારી પૃથ્વી ઉપર આવ્યો હોય તેમ લાગતું હતું. ભીમદેવ એને આવતો નિહાળી રહ્યો હતો ત્યાં દામોદરે ધીમેથી કહ્યું: ‘ મહારાજ! જોયું નાં? અવંતીનાથના સાન્નિધ્યમાં માણસની કલ્પના તેજસ્વી બની રહે છે એ સાચું લાગે છે નાં? તમને એમાં શું વધારે લાગે છે: રૂપ કે રસ? ’

‘ રસિક તો છે જ, દામોદર! પણ કાંઈક ન કળી શકાય એવું આકર્ષણ પણ તને નથી લાગતું? ’

‘ મહારાજ! એમ તો ભારતવર્ષની રહીસહી મહત્તા એને લીધે છે. ઘડીભર બધું ભૂલી જઈને કેવળ એના સાન્નિધ્યમાં કાવ્યમય જીવન જીવવાનું મન થાય એવી મોહિની એનામાં ભરી છે. આવો દુશ્મન હોય તો એની દુશ્મનાવટમાં પણ એક પ્રકારનું ગૌરવ નજરે પડે. એટલે એનું આકર્ષણ તો લાગે છે જ. ’ કોઈનું ધ્યાન ખેંચાય છે એ જોતાં જ બન્ને તરત શાંત થઈ ગયા.

ભોજરાજે ધીમે શાંત પગલે વિદ્યાસભામાં પ્રવેશ કર્યો. તેણે સિંહાસન ઉપર જગ્યા લીધી કે તરત વિદ્વન્મંડલીનો

અવરજવર શરૂ થયો. તેઓ પણ આવી આવીને પોતપોતાના સ્થાન ઉપર બેસવા માંડ્યા. પ્રથમ આવ્યા વયોવૃદ્ધ કવિ ધનપાલઃ એક નાજુક સુંદરીને ખભે હાથ મૂકી ટેકો લેતા અને પાઇયલચ્છીના શબ્દોનું ચિંતન કરતા. એમને આખી દુનિયા શબ્દાર્ણવ જેવી લાગતી. પોતાના શબ્દોમાં નિમગ્ન એ ત્યાં બેઠા. સહેજ માથું નમાવી મીઠું સ્મિત કરતી અવંતીસુંદરીએ ભાઈની પાસે જગ્યા લીધી. પછી આવ્યા કવિરાજ પરિમલ. અને એમના આવતાંની સાથે જ કમળની મંદ સુગંધ ફેલાવતા માટીના અત્તરની ભભકથી આખો મંડપ મહેકી ઊઠ્યો. મુંજ મહારાજની સ્મૃતિથી હજી પણ એ ખિન્ન રહેતા; હજી પણ સ્વપ્નમાં વાક્‌પતિરાજના સમયનું અવંતી જોતા હોય તેમ પોતાના સ્વપ્નમાં એ પોતે મગ્ન હતા. કવિરાજ પરિમલ બેઠા ન બેઠા ને પંડિતા સીતા આવી; ભોજરાજની વિદ્યાસભામાં પ્રશાંત મધુર જીવનની જાણે એ રેખા હોય એમ શોભી રહી. પોતાની જ મનોરમ કલ્પનામાં મગ્ન એવો શિલ્પી મંથલ આવ્યોઃ સરસ્વતીના નૂપુરનો ઝંકાર સાંભળતો હોય તેમ, કોણ જાણે કઈ અદૃષ્ટ સૃષ્ટિમાં નજર રાખીને એ ત્યાં બેઠો. સરસ્વતીની અભંગ પ્રતિમા સરજીને સૌને માટે દિવ્ય સંતોષનું—અને પોતાને માટે દિવ્ય અસંતોષનું—એવું વિચિત્ર દર્શન એણે મેળવ્યું હતું. વસંતાચાર્ય આવ્યા. મહાકવિ કાલિદાસના નામધારી કાલિદાસ આવ્યાઃ એમના માનસસરમાં નલ અને દમયંતીની કલ્પના કરતા, રાજહંસને આકાશમાં ઉડાડતા, રામાયણનાં પાત્રોને ચિત્તમાં સર્જતા. વિદ્યાપતિ ભાસ્કર ભટ્ટ આવ્યાઃ આર્યાવર્તને સંસ્કૃત-ભાષાની મનોરમ પદાવલિથી છાઈ દેવાની મહત્ત્વાકાંક્ષા સેવતા,

અનેક શિષ્યોને મુખપાઠ કરવાની એકીસાથે સુગમતા પડે માટે શ્યામશિલાઓ પર શ્લોકો કોતરવાની લેખનશૈલી વિષે વિચાર કરતા. +મંડપદુર્ગ વિદ્યાલયના અધ્યક્ષ ગોવિંદ ભટ્ટ આવ્યા. વાદળી જેવી નર્તિકાઓ આવી; પરિમલથી વાતાવરણને સુગંધિત કરતી, ગતિની મોહકતાથી આકાશને કાવ્યમય કરી દેતી. વારાંગનાઓ આવી; ઇન્દ્રધનુના રંગથી સઘળું રંગી દેતી, અને જીવનને આવેશમય, ઉલ્લાસમય, આનંદમય, રસમય બનાવી દેતી. સંગીતજ્ઞો આવ્યા; રમ્ય સૂરાવલિની છટાથી સૂતેલા સ્વપ્નને જગાડતા, નિદ્રાધીનને સ્વપ્ન દેતા.

સ્વપ્નશિલ્પીઓની જાણે એક અનોખી સૃષ્ટિ ત્યાં ખડી થઈ ગઈ.

અન્ય સન્માનિત વિદ્યારસિકો આવ્યા, આપ્તજનો આવ્યા; અત્યંત સુંદર ગાથાની પંક્તિઓ જેવી રાજ-રાણીઓ આવી: મદથી ઘેલી અને મનોજના કુસુમરજથી રસિક લાગતી. દામોદરે ચારે તરફ એક દષ્ટિ ફેરવી તો એણે ઉવટને ત્યાં જોયો: અને એની પાસે જ એને મદદ કરવા ઊભેલા દાસના વેષમાં દેવરાજને પણ જોયો.

દામોદરે ધીમેથી ભીમદેવને કહ્યું: ‘પેલો વૃદ્ધ પુરુષ જોયો? તે આપણા ગુજરાતના આનંદપુરનો છે * —કર્મકાંડી છે. આંહીં મહારાજ અવંતીનાથને આશ્રયે વસ્યો છે!’

‘આપણે ત્યાં કોઈએ આશ્રય ન આપ્યો?’

દામોદર કાંઈ જવાબ વાળે તે પહેલાં ધીમો મધુરો સોનેરી નુપૂરનો ઝંકાર કાને પડ્યો: ઠબઠબ થતો હોય તેવો નહિ, શાંત ઝરણાંની ગતિ જેવો. કુંતલદેશની પેલી બન્ને વારાંગનાઓ

+માંડૂ. *કે. હ. ધ્રુવના એક લેખના આધારે.

નિર્ભયતાથી ચાલી આવતી નજરે પડી. દામેદારે ધીમેથી ભીમદેવનો હાથ દબાવ્યોઃ ' આ બન્ને ! '

મહારાજ અવંતીનાથને પ્રણામ કરતી બન્ને વારાંગનાઓ ત્યાં ઊભી રહી. એમના રૂપથી એમણે અનેક સભાજનોને આકર્ષ્યાઃ પણ એમની છટાને તો અવંતીની અનેક નર્તિકાઓ મીટ માંડીને નિહાળી રહી હતી.

એક ઘડીભર બધે શાંતિ થઈ ગઈ. એક વારાંગના માથું નમાવીને બોલીઃ ' મહારાજ અવંતીનાથ ! અમે કુંતલદેશથી આવીએ છીએ; અનેક વિદ્યાસભાઓ અમે જોઈ; મેદપાટ, ચેદી, સાંભર, અંગ, બંગ દેશ જોતાં આંહીં આવ્યાં છીએ. અમારું આહ્‌વાન સ્થળે સ્થળે માન મુકાવે છે. '

' ચેદી દેશની પંડિતસભા જોઈ ? ' ભોજરાજે પૂછ્યું.

' હા, મહારાજ ! ચેદીનાથને પણ જોયા. અમારા આહ્‌વાનને એમણે પ્રથમ સ્વીકાર્યુંઃ પછી સન્માન્યુંઃ છેવટે વિજયલેખથી સત્કાર્યું. '

દામોદર ને ભીમદેવ સાંભળી રહ્યા.

' મહારાજે પણ અમારા આહ્‌વાનને સ્વીકાર્યું છે; હવે વિજયલેખનો સત્કાર લેવા અમે આવ્યાં છીએ. અમારું આહ્‌વાન હજારો દીપિકાઓ પ્રગટાવીને અમે હમણાં જ આપ્યું એ મહારાજે જોયું છે. મહારાજ એ દીપિકાઓને શાંત કરાવી શકે તો અમે અવંતીની વિદ્યાસભાને પ્રણમીને આગળ જઈએ; માન મૂકીને મહારાજ અમને વિજયલેખથી સત્કારે તો કુંતલેશ્વરને ચરણે એ વિજયલેખ ધરવા પાછાં ફરીએ. '

' શું કરે છે આહવમલ્લ ? પોતાના કવિઓની લખેલી પ્રશસ્તિ—એમાં જ રાચી રહ્યા છે કે શું ? ' અવંતીનાથના

શબ્દે બન્ને વારાંગનાઓને કાંઈક વિચારમાં મૂકી દીધી.

'મહારાજ!' એક વારાંગનાએ જવાબ વાળ્યોઃ 'કુન્તલેશ્વર પોતાને વિષે કવિ અપ્પયદીક્ષિતે જે પ્રશસ્તિ લખી છે તે જીવનમાં જીવી બતાવવા યત્ન કરે છે!'

વારાંગનાના ચતુર જવાબથી ભોજરાજના ચહેરા ઉપર જરાક સ્મિત ફરકયુંઃ 'શું લખ્યું છે એમણે?' વારાંગનાનો ચહેરો કાંઈક તેજસ્વી બની ગયોઃ 'મહારાજ!' તેણે પ્રણમીને જવાબ વાળ્યોઃ 'સમુદ્ર નર્મદાને પૂછે છે...'

વિદ્વાનો ને કવિજનો સાંભળવા આતુર બની ગયાઃ ભીમદેવ ને દામોદર એકકાન થઈ ગયા.

'સમુદ્ર નર્મદાને પૂછે છે — મહારાજ! કે "તારું જલ આવું શ્યામ ક્યાંથી?"'

'નર્મદાએ શો પ્રત્યુત્તર વાળ્યો?' ભોજરાજને કાવ્યની પંક્તિ સાંભળતાં અનેરો આનંદ આવ્યો હોય તેમ તેમણે પૂછ્યું.

'નર્મદાએ ઉત્તર વાળ્યો, મહારાજ!' વારાંગનાએ અત્યંત મધુર પણ નિર્ભય શબ્દથી જવાબ આપ્યોઃ '"કે કુંતલેશ્વરે માલવભૂમિને પદાઘાત કર્યો ત્યારે રણક્ષેત્રમાં અનેક માલવી યોદ્ધાઓને સુવાર્યાઃ માલવનારીઓની કજ્જલમિશ્રિત અશ્રુધારા એ પ્રસંગે મારામાં ભળી; તેથી મારું જલ શ્યામ બની રહ્યું છે!"'

અનેક કવિજનોનાં શીર્ષ કાવ્યપંક્તિથી ડોલી ઊઠયાંઃ પણ એમાં રહેલ શરસંધાને અનેકનાં હૃદય ભેદ્યાં.

'મહારાજ!' વિદ્યાપતિ ભાસ્કર બોલ્યો. 'નર્મદાનો ઉત્તર સાંભળીને જલધિજલે શો પ્રત્યુત્તર વાળ્યો એની

કુંતલદેશની આ રમણીને ખબર નથી લાગતી !'

'એ પ્રત્યુત્તર સાંભળવા માટે તો, પંડિતરાજ ! અમે આ પ્રવાસ ખેડ્યો છે.જલધિજલે શો ઉત્તર આપ્યો કવીશ્વર ?'

ભોજરાજે વિદ્યાપતિ તરફ જોયું.

વિદ્યાપતિ બોલ્યો: 'સમુદ્રનો નર્મદાને ઉત્તર એમ હતો, મહારાજ ! કે "તારું જલ શ્યામ થયું એ તો ઠીક; તું મારામાં આવીને એને ઠાલવે છે. પણ જ્યારે ધારાપતિની હસ્તિસેના રણે ચડશે અને એના મદોન્મત્ત ગજરાજો કુંતલેશ્વરના યોદ્ધાઓને આકાશમાં ફેંકશે, ત્યારે કુંતલ દેશની નારીઓનાં આંસુ મને પણ શ્યામ કરશે: તું તો મારામાં આવીને તારી શ્યામતા ઠાલવે છે; પણ હું સમુદ્ર—એટલું અગાધ કજ્જલમિશ્રિત જલ ક્યાં જઈને ઠાલવીશ ?" '

સભાજનોમાં શરથી શરનો પ્રત્યુત્તર આપવાનો સંતોષ છવાઈ ગયો. વારાંગનાએ મહારાજ ભોજરાજને પ્રણમીને સહેજ સ્મિત કરતાં કહ્યું: 'મહારાજ ! અવંતીની વિદ્યાસભા તો ભારતવિખ્યાત છે: શીર્ષ ડોલાવે એવી કવિવાણી તો સાંભળી: હવે અમારા આહ્વાનનો પ્રત્યુત્તર પણ કોઈ સંગીતજ્ઞ આપે—મહારાજ આજ્ઞા કરે !'

'આંહીં સંગીત તો રાજરાણીને સ્થાને છે, મનોજ્ઞા !' પોતાનું નામ સાંભળીને વારાંગના ચમકી ઊઠી: વૃદ્ધ કવિ ધનપાલની શક્તિને તેણે અંતરથી પ્રણામ કર્યા.

'કવિરાજ ! તમે તો શબ્દના અને અર્થના સ્વામી છો, ને બધું સમજી શકો છો. સંગીત તો સૌની વિદ્યાસભામાં એ જ પ્રતિષ્ઠા પામે છે: દીપિકાઓ તો દાસી પણ પ્રગટાવી શકે એ તમારું કહેવું ખરું; પણ વિદ્યા પાસે દાસીનું

કામ કરાવવા માટે આ આહ્વાન નથી. દીપક રાગ તો સ્વરના સ્વામી થયા વિના આવતો નથી, એમ અમે સાંભળ્યું છે. શબ્દસ્વામી જેવો કોઈ સ્વરસ્વામી તમારે ત્યાં ન હોય તો ભલે, એ અપૂર્ણતાને તમે “ વિદ્યા કોઈની દાસી નથી ” એવા છત્રથી ઢાંકો: પણ ભારતવર્ષમાં તો એ અપૂર્ણતા પ્રગટ થઈ જશે. માલવાની વિદ્યાસભા પાસે તો શીર્ષ નમાવવું એ પણ ગૌરવ ગણાય છે: અમારે શીર્ષ ઉન્નત રાખવું કે નમાવવું એ જ પ્રશ્ન છે, મહારાજ !'

મનોજ્ઞાના શબ્દે વિદ્યાસભા ઘડીભર મૂક બની ગઈ. મહારાજ અવંતીનાથે નર્તિકાવૃંદ તરફ જોયું: કોઈના મોં ઉપર ઉલ્લાસ ન દીઠો. દૃષ્ટિ વારાંગનાઓ તરફ વળી: સૌને આ વાતની નવાઈ જાણવા માટે ઉત્સુક એવી દીઠી. આ વાતની જાણકાર કોઈ દૃષ્ટિ ન મળી.

સંગીતજ્ઞોને અવનત મુખે બેઠેલા જોયા: રાગરાગણીના જાણકારોને શાસ્ત્રીય ચર્ચામાં મગ્ન દીઠા: અવંતીની ભારત-વિખ્યાત નર્તિકા રાધા તરફ મહારાજે નજર કરી. એ પણ પૃથ્વીમાં સમાઈ જવા માગતી હોય તેમ બેઠી હતી. એ જોઈને મહારાજને હવે પરાજયની આશંકા પડી. મનોજ્ઞા પોતાનો વિજય પામી ગઈ. તે વધારે ઉત્સાહથી બોલી: ‘મહારાજ! વિજયપત્રની ભાષા તો ગીર્વાણ જ શોભે: પાઈય-લચ્છીનું એમાં અમારે મન અલ્પમૂલ્ય છે!'

‘કુંતલેશ્વરને કહેજો ત્યારે—'

‘મહારાજ!' પ્રણામ કરીને મનોજ્ઞા સંદેશો ઝીલવા નતમસ્તકે ઊભી રહી.

‘કહેજો કે, રજનીપતિમાં રહેલા એક દોષની પેઠે આ

વસ્તુ અમારે ત્યાં છે; એટલે આ એક કલા અમારે ત્યાંથી રસળતી રખડતી તમારે ત્યાં આવી ચડી હશેઃ બાકી તો પાટણના ભીમદેવને પૂછો.'

'શું મહારાજ? પાટણપતિ ભીમદેવની શી વાત છે?'

'તમે ત્યાં પાટણ જશો નાં? ખબર કાઢજો ને, આંહીંથી એક ગાથા જાય છે—ને ત્યાં વિદ્વાનોની આખી સભા ધ્રૂજી ઊઠે છે! વિદ્યાપતિનો એક શબ્દ તો દિવસોની ચર્ચા જગાવે છેઃ ને રાત્રિઓના અખંડ ઉજાગરા.'

'ગૂર્જરદેશમાં તો, મહારાજ! વિદ્યા ન હોયઃ પણ અવંતીની નર્તિકાઓ તો વર્ષોથી વસ્તુઓ સાચવતી આવી છેઃ ઉજ્જયિનીની વારાંગનાઓ મહાકવિ કાલિદાસની પ્રેરણા પામી છેઃ પાટણમાં તો વિદ્યા—વારાંગના—કે વસ્તુ એ ન હોય—ગૂર્જરદેશમાં ન હોય, પરંતુ માલવમાં પણ નહિ?'

ભીમદેવને દામોદરે ઉગ્ર થતો જોયોઃ તેણે ઇશારત કરી. એને કાંઈક શાંત કરીને દામોદરે વિદ્યાસભા તરફ દૃષ્ટિ ફેરવી અને એ આભો બની ગયોઃ એના મોંમાંથી શબ્દ નીકળી ગયોઃ 'અરે!'

ભીમદેવે કોઈ અનુપમ લાવણ્યઝરતી સ્ત્રીને રાજરાણીઓ તરફના જૂથમાંથી ઊભી થઈને સભા તરફ આવતી દીઠી.

'દામોદર! આ કોણ?'

દામોદરે જવાબ ન વાળ્યો. મહારાજ ભીમદેવે ત્યાં ફરીને જોયું ને તે આશ્ચર્યચકિત થઈ ગયા. 'અરે! દામોદર!—' તે કાંઈક મોટેથી બોલી ગયાઃ 'આ કોણ? જો તો ખરો!'

'મહારાજ!' દામોદરે ધીમેથી પણ મક્કમ અવાજે

કહ્યું: 'હું દામોદર નથી, તમે મહારાજ નથી: પાટણ દૂર છે; ચંદ્રાવતી આઘે છે, પાસે તો અવંતી છે. જરાક જેટલી ભૂલ કરશો તો તમારે નશીબે કપરું રણક્ષેત્ર—ને મારે નશીબે વિંધ્યવાસ આવશે. હવે જોયા કરો શું થાય છે તે. બોલતા નહિ—'

'પણ આ જો તો—આ તો ચૌલા છે!'

દામોદરે જવાબ ન વાળ્યો: ચૌલા એટલામાં તો વિદ્યાસભામાં આવીને ઊભા રહી. અનેક આંખો એના તરફ ઢળી. વિદ્વાનો ને કવિઓ એને જોઈ રહ્યા. અવંતીનાથને આ અદ્‌ભુત નારી કોણ હશે એ જાણવાની જિજ્ઞાસા થઈ. મનોજ્ઞા તો એની ઊભા રહેવાની છટા જોઈને જ કળી ગઈ કે ચોકક્સ આની પાસે કાંઈક વસ્તુ છે. તે કાંઈક વ્યગ્ર પણ થઈ ગઈ. એટલામાં અત્યંત સુંદર, સ્પષ્ટ, મધુર પણ દૃઢ અને નિર્ભય સ્વર સંભળાયો: 'મહારાજ અવંતીનાથ! અમારે ત્યાં, ગુજરાતમાં તો, આ કુંતલદેશની રમણીએ દર્શાવી એવી વસ્તુને કોઈ અદ્‌ભુતવિદ્યા ગણતું નથી. એ તો સામાન્ય વસ્તુ મનાય છે. આંહીં અવંતીમાં એ અદ્‌ભુત વસ્તુ ગણાય છે?' પછી તેણે કાંઈક આશ્ચર્યથી મનોજ્ઞાને પૂછ્યું: 'તમારે ત્યાં શું આ સિદ્ધિ ગણાય છે?'

ભોજરાજની વિદ્વત્સભા ચૌલાની વાણીની આકર્ષક તેજસ્વિતા અનુભવી રહી. વિદ્વાનોના કાનમાં એનો સ્પષ્ટ મધુર શબ્દોચ્ચાર ગુંજી રહ્યો; નર્તિકાઓને તો એની છટા આંખમાં વસી ગઈ હતી: સંગીતજ્ઞોને એના સ્વરરણકાની મોહિની લાગી: રાજનીતિજ્ઞોને એની કોમલ દૃઢતા આકર્ષક થઈ પડી. ગુજરાતી ઉત્કટ તો ગર્વભેર પોતાના સ્થાન ઉપર

ચો થઈ ગયો. આ સ્થળે પણ ગુજરાતના ગૌરવની ાત સાંભળી ભીમદેવ આનંદમગ્ન બની ગયો. એને ચૌલાનો ાા વિજય નકૂલના કરતાં પણ મહાન લાગ્યો.

'કવીશ્વર ધનપાલે પણ એ જ કહ્યું હતું; ગુજરાતમાં ા વિદ્યા નથી એટલે અદ્ભુત વસ્તુને અવિદ્યા ગણે.' મનોજ્ઞા ટાક્ષથી બોલી.

'ગુજરાતમાં એ નથી ખરું—જે તમારે ત્યાં કર્ણા-માં છે.' ચૌલાએ ગૌરવથી કહ્યું: 'વિદ્યાને સ્થળે સ્થળે ાસીની પેઠે દેખાડવાનું.'

'આંહીંથી અમે ગુજરાતમાં જ આવીએ છીએ—મારી ત્યાંની વિદ્યા—વિદ્યા તો નહિ હોય એટલે એ જોવા હિ: અવિદ્યાનું દર્શન કરવા.' મનોજ્ઞાના શબ્દમાં તીખાશ અભિમાન આવી ગયાં હતાં. એવી અભિમાની વાણી ાાંભળતાં જ ચૌલાની દેહ સીધી, ઉન્નત, ગૌરવભરી બની થઈ. તેણે વીજળીના જેવી તેજસ્વી વાણીથી ઉત્તર વાળ્યો: મનોજ્ઞા! ત્યાં ગુજરાતમાં તો અનેક નારીઓ છે જે આ મારી દીપાવલિ પ્રગટ કરવાના ખેલને—એક પ્રકારની વેદ્યાની હાંસી ગણે છે.'

'અથવા તો એ પ્રકારની વિદ્યા ન હોવાથી, પોતાની હાંસી કરાવે છે—'

મહારાજ ભોજરાજ સંવાદની આગળ વધતો અટકા-વા વચ્ચે પડ્યા. 'ત્યારે તમે શું ગુજરાતમાંથી આવો છો?' તેણે ચૌલાને પૂછ્યું.

'ગુજરાતમાંથી આવતી નથી, મહારાજ! હું તો ગુજ-ાતની છું. હું તો મહાકાલેશ્વર પાસે નૃત્ય કરવા જાઉં

છું. વચ્ચે આ વિદ્યાસભાને જોવા માટે આંહીં આવી ગઈ: ગુજરાતની વાત થતી સાંભળી એટલે ગુજરાતનો સાચો પરિચય વિદ્યાસભાને કરાવવા આવીને ઊભી છું. પણ આંહીં કોઈ એવું નથી જે આ દીપિકાઓને શાંત કરે? પાટણની સભામાં તો આમને માટે આટલો સમય બસ છે—અવનત મુખે પાછા ફરવા માટે.'

ભોજરાજને ચૌલાનો ગૌરવરણકો ખૂંચ્યો: મનોજ્ઞા તલપાપડ થઈ ગઈ: વિદ્વાનો ગુજરાતની એક નારીની આવી મહત્તા સ્વીકારવા કરતાં બીજો માર્ગ શોધવા પ્રયત્ન કરી રહ્યા: માલવપતિને કોયડો મૂંઝવી રહ્યો.

'અમારે ત્યાં ઉજ્જયિનીમાં નર્તિકાઓ છે...' ભોજરાજ બોલ્યા.

'મહારાજ! તો તો અમે ઉજ્જયિની જઈને પછી આ વિદ્વત્સભા પાસે આવીએ—' મનોજ્ઞા બોલી.

'મહારાજ અવંતીનાથ!' ચૌલાએ દૃઢતાથી ઉત્તર વાળ્યો. 'ભગવાન મહાકાલેશ્વર પાસે મેં પણ નૃત્ય કર્યું છે: ને મને પણ ઉજ્જયિનીની નર્તિકાઓનો પરિચય છે. ત્યાં કોઈની પાસે આ વિદ્યા તો નથી.'

'ત્યારે તમારે ત્યાં ગુજરાતમાં છે? તમારી પાસે છે?' ભોજરાજે કહ્યું.

'હા કહેવી એ વિદ્યાનું અપમાન છે, મહારાજ! ના કહેવી એ સત્યનું અપમાન છે! પણ ગુજરાતમાં આ વિદ્યાને કોઈ અદ્દ્ભુત માનતું નથી; અને હું ગુજરાતની છું.'

'ત્યારે તમે આહ્વાન ઉપાડી લો—' મનોજ્ઞાએ કહ્યું.

'કોનું આહ્વાન? તમારું? આહ્વાન તો ત્યાં મહા-

રાજ પાટણપતિના સિંહાસન પાસે—આપવાની તમારામાં હવે હિમ્મત હોય તો—મેં ગુજરાતની એક સામાન્ય નારીએ—ક્યારનું ઉપાડી લીધેલું છે એમ સમજી લ્યો. આ તો જ્યારે આ વિદ્યાસભામાં ગુજરાતની વાત થઈ—ગાથાઓથી ગુજરાતીઓને ધ્રુજાવતા વિદ્વાનોને મહારાજે સંભાર્યા—ત્યારે મને પણ સહજ વાત હૈયે ચડી આવીઃ આંહીં તો કોઈ માલવી નારી તમારું આહ્‌વાન ઉપાડી લેશે ! જુઓ, આ રાજરમણીઓમાંથી કોઈ ને કોઈ આ વિદ્યાનો પરિચય તમને આપશે.'

ભોજરાજથી ચૌલાનો આ વિજયગર્વ સહન થઈ શક્યો નહિઃ તેણે રસિક પણ ગ્રામ્ય વિનોદ કર્યોઃ 'તમે આ આહ્‌વાન ઉપાડી લેશો—ને તમને એ વિદ્યાનું જ્ઞાન પણ હશે—પણ એથી રણકાંઠાનો કુગ્રામવાસ ને કુલહીન સેવા—એ તમારી વિદ્યાનાં દૂષણ ક્યાં જશે ? વિદ્યાનો પરિચય જેને નિત્ય કરાવો છો તે ભીમદેવ—સંગીત, સાહિત્યમાં તો નહિ—પણ નાપિતવિદ્યામાં કુશળ હોય તો ભલે.'

ભીમદેવ એ સાંભળીને ઊકળી ગયોઃ દામોદરે તેનો હાથ પકડ્યોઃ 'મહારાજ !—જો. . .જો.'

ચૌલાએ લેશ પણ શાંતિ ગુમાવ્યા વિના સો ટચના સોના જેવો શુદ્ધ રણકો કરતો જવાબ વાળ્યોઃ આખી સભામાં એનો એ શાંત દૃઢ અવાજ ફરી વળ્યોઃ 'એ તો એવું છે, મહારાજ ! યુગે યુગે નૃપતિઓના ગુણ બદલાતા રહે છે. અનેકને મુંડવા હોય ત્યારે કોઈ મહાનૃપતિએ નાપિત પણ બનવું પડે. પાટણપતિએ અર્બુદનાથને મુંડ્યાઃ નડૂલને મુંડ્યુંઃ સિંધને મુંડશે; ને ચેદીને કે માલવને પણ જ્યારે

મુંડાવું હશે—ત્યારે નજર તો ત્યાં જ કરવી પડશે નાં?'

મહારાજ ભીમદેવના શરની સચોટતા જાણે પોતાના વાક્યમાં મૂકી રહી હોય તેમ ચૌલાએ બોલીને ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી.

વિદ્દ્‌જનો, કવિરાજો, વારાંગનાઓ, નર્તિકાઓ, રાજરમણીઓ સૌ ચૌલાના વાક્યને એના કરતાં વધારે શરસંધાની શબ્દોથી વીંધી નાખવા તૈયાર થઈ ગયાં. ભોજરાજ પોતાના વિનોદવાક્યનો આવો પ્રત્યુત્તર સાંભળીને એક ઘડીભર ધૂર્ણાયમાન થઈ ગયા. પણ તે રસિક ને વીર હતા. તેમણે ચૌલાનું શરસંધાન સહન કરતાં કરતાં કહ્યું: 'એક આશ્ચર્ય થાય છે—અમારે ત્યાં તમારો દામોદર મહેતો આવ્યો હતો—એવો કદરૂપો સાંધિવિગ્રહિક જે દેશમાંથી આવે છે ત્યાંથી જ તમે પણ આવો છો. એમ કેમ?'

'મહારાજ!' ચૌલાએ પ્રત્યુત્તર વાળ્યો. એના શબ્દને ઝીલવા માટે વિદ્વાનો આતુર બની ગયા.

*जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो
दूरात्पुंसां वपुषि रचना पङ्कशङ्कां करोति ।
यद्यप्येवं सकलसुरभिद्रव्यगर्वापहारी
को जानीते परिमलगुणः कोपि कस्तूरिकायाः ॥'

ભીમદેવ ને દામોદર બન્ને સાંભળીને ડોલી ઊઠ્યા. ચૌલાના સુંદર ઉત્તરથી અને શરસંધાનથી ફરી વિદ્દ્‌સભા ખળભળી ઊઠી.

---

* સકલ સુગંધિના ગર્વને હરી લેતી કસ્તૂરીને દૂરથી જોતાં તો કાદવની શંકા થાય; એના ગુણને કોઈક જ જાણે છે. એ ભાવાર્થ છે.

મહારાજ ભોજરાજની સભામાં આવો શરસંધાની વિજય ટંકારવ કરતી ગૌરવશાલી ચૌલાને જોઈને મહારાજ ભીમદેવ ઉત્સાહમાં આવી ગયા : 'દામોદર! ચૌલાએ આંહીં વિદ્દદ્સભામાં પણ માન મુકાવ્યું: આપણે પાટણમાં વિદ્યાસભાની સ્થાપના . . .'

'મહારાજ!' દામોદરે ભીમદેવના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડ્યું: 'હું અને તમે બન્ને આંહીં ગુપ્તવેષમાં છીએ: આપણે જોવાનો આનંદ ગુમાવો માં. જુઓ, અવંતીનાથ કવિ ધનપાલને કાંઈક સંબોધે છે.'

'અમારા કવીશ્વર ધનપાલની વાણી તમે સાંભળી છે?'

'એ સદ્દભાગ્ય મળ્યું નથી; આજે મળશે.'

અનેક શબ્દોના સાગરમાંથી બહાર નીકળતા હોય તેમ ધનપાલ બોલ્યા: 'મહારાજ! આવી વિદ્વત્સભા છે, ને દેશ-વિદેશની ચતુર રમણીઓ આંહીં આવેલ છે ત્યારે મારા મનને મૂંઝવતો એક કૂટ પ્રશ્ન પણ મૂકી લઉં?'

'હા મૂકોને, કવીશ્વર!'

'એક વખત અવંતીની વિદ્યાસભામાં એક વારાંગના આવી. અવંતીનાથે તેને પ્રશ્ન કર્યો: 'આંહીં કેમ?' વારાંગનાએ જે પ્રત્યુત્તર આપ્યો તે અદ્દભુત હતો. અવસ્થાને લીધે એ પ્રત્યુત્તરનું મને તો હવે વિસ્મરણ થયું છે: પણ અંતર્ગુહામાં પ્રકાશ દેખાય ને પ્રકાશ આંખે ન જોવાય એવી મારી આ રસિક મૂંઝવણને મટાડવાની આજે ઇચ્છા થઈ આવી. આ બન્ને નારીરત્નને હું વિજ્ઞપ્તિ કરું છું: એ વારાંગનાની મધુર સૂક્તિ કોઈ મને સંભારી આપશે?'

સભા આખી સાંભળી રહી. અનેકનાં મોં ઉપર સંતો-

યનું છાનું સ્મિત ફરકી ગયું. વિંધ્યાટવીના મહા અરણ્યમાંથી વૃદ્ધ કેસરી નીકળી આવે તેમ કવિ ધનપાલ પોતાનાં ગૂઢાર્થ કાવ્યશર લઈને વિદ્વત્સભાની સહાયમાં આવ્યો હતો. સૌને લાગ્યું કે હવે તો પ્રતિસ્પર્ધીને જમીન ઉપર આરોપેલાં નેણ ઊંચાં લેવાં ભારે પડશે. મનોજ્ઞાની સામે ને ચૌલાની સામે બધા જોઈ રહ્યા હતા.

'મહારાજ!' મનોજ્ઞાએ નતમસ્તકે જવાબ વાળ્યો: 'ધર્મયુદ્ધમાં તો પદાતિ સાથે પદાતિ ને રથી સાથે રથી લડે છે: મારું આહ્‌વાન તો હજી વિદ્યાસભાની સમક્ષ ખડું છે: મહારાજની ઇચ્છા હશે તો અમારે ત્યાંથી આનો પ્રત્યુત્તર પણ દેવાવાળા આવશે!'

'મહારાજ! આપના કવીશ્વરની વાણી અનુત્તર રહે, તો તો પાટણની બહુશ્રુતતાની વિડંબના થાય નાં?' ચૌલા બોલી. એના શબ્દોચ્ચારની સુંદર મધુરતાએ અનેકને અમૃતસ્રોતનું ભાન કરાવ્યું.

'એ બહુશ્રુતતા તો પ્રસિદ્ધ છે જ; આજે તમે એને વધારે પ્રસિદ્ધ કરો,' કવિ કાલિદાસનો કટાક્ષ આવ્યો.

'એ તો એવું છે, કવિરાજ! कमलवनविहारी सारसी काक नाहं!'

કાલિદાસને શબ્દ માટે ખાંખાંખોળાં કરતો મૂકીને ચૌલા ધનપાલના પ્રશ્ન પ્રત્યે વળી: 'મહારાજ! અવંતીની વિદ્વત્સભામાં એ વારાંગનાએ જે પ્રત્યુત્તર આપ્યો તે મારી પાસેના પ્રત્યુત્તર જેટલો રસિક છે કે નહિ તેની તુલના તો વિદ્વત્સભા કરશે.'

'તમારી પાસે શો પ્રત્યુત્તર છે?'

'આંખમાં આંજેલ કજ્જલની રેખાને કર્ણાવલંબી જોઈને રાજકવિએ વારાંગનાને પ્રશ્ન કર્યો: "આંહીં કેમ? કજ્જલની રેખા છેક કર્ણ પર્યંત દોરી છે એમ કેમ?"'

પંડિતજનોમાં આશ્ચર્ય અને ક્ષોભ ફેલાયાં. ભીમદેવ મહારાજ આનંદમગ્ન સાંભળી રહ્યા. દામોદર એકકાન થઈ ગયો. ભોજરાજના મોં ઉપર મધુર વાણી સાંભળ્યાની પ્રસન્નતા આવી. કવિ પદ્મગુપ્ત વિચાર કરી રહ્યો. ધનપાલ સ્તબ્ધ થઈ ગયો. કાલિદાસ વિષણ્ણ બની ગયો.

'પછી વારાંગનાએ શો જવાબ વાળ્યો?' ભોજરાજે કહ્યું.

'વારાંગનાએ જવાબ વાળ્યો: "કવિરાજ! પૂછે છે માટે." મહારાજ પાટણપતિનાં રૂપ અને પરાક્રમ જોઈને ચક્ષુને વિસ્મય થયું; એટલે કાનની પાસેથી કથા જાણવા તે એની પાસે પહોંચી ગયું: અને એને પૂછ્યું: "આજ દિવસ સુધી તેં સાંભળ્યું એ જ આજે હું જોઉં છું નાં?"'

વિદ્વત્સભામાં દરેકે દરેક મસ્તક રસિક કવિત્વનો આનંદ અનુભવી રહ્યું. પણ ગુજરાતની એક નારી આ પ્રમાણે આવીને અવંતીસભામાં વિજય મેળવે એ પ્રસંગે વિદ્વાનોને આવેશમય પણ કરી મૂક્યા હતા. સૌની દૃષ્ટિ *પદ્મગુપ્ત તરફ ફરી. કવિરાજ પરિમલ સ્વપ્નમાંથી જાગતા હોય તેમ બોલ્યા: 'મહારાજ! પાટણપતિનાં પરાક્રમ ને રૂપ જોઈને જેવું આંખને આશ્ચર્ય થયું તેવું જ આશ્ચર્ય એક બીજા પ્રસંગે પણ થયું છે! પાટણપતિની કુલપરંપરામાં ચાલ્યા આવતા એ પ્રસંગની રમણીયતા એમને સ્મૃતિમાં છે કે?'

* પરિમલનું બીજું નામ.

'કયો પ્રસંગ છે, કવિરાજ?' ચૌલાએ પૂછ્યું.

પદ્મગુપ્તના ચહેરા ઉપર આનંદની એક રેખા પ્રગટી નીકળી.

'એવું છે, મહારાજ! આંહીં પાટણપતિના રૂપની વાત થઈ. પરાક્રમની કથા કહેવાઈ. વિદ્યાપ્રીતિની જાણ થઈ. પણ એમની કુલપરંપરામાં આવતી ઉપાસનાની—તપશ્ચર્યાની વાત નથી થઈ. એમનામાં તો તપસ્વી પણ થયા છે: એ વાત મેં થોડી કાવ્યમાં ગૂંથી છે: વિશેષ તો એમના જ કવિરાજો ગૂંથશે.

સર્વવિદ્યાબ્ધિ મહારાજ મુંજરાજનો પ્રસંગ છે:

आहारं न करोति नाम्बु पिबति स्त्रैणं न संसेवते
शेते यत्सिकतासु मुक्तविषयश्चण्डातपं सेवते ।
त्वत्पादाब्जरजःप्रसादकणिकालाभोन्मुखस्तन्मरौ
मन्ये मालवसिंह गूर्जरपतिस्तीव्रं तपस्तप्यते ॥ *

પદ્મગુપ્તની વાણીછટાથી આખી સભા ડોલી ગઈ. મહારાજ ભોજરાજ આનંદમગ્ન બની ગયા: વૃદ્ધ ધનપાલનું શીર્ષ પ્રસન્નતાથી હાલી ઊઠ્યું: ચૌલા કાંઈ જવાબ વાળે તે પહેલાં જ પદ્મગુપ્ત ઉત્સાહથી આગળ વધ્યા:

' મહારાજ! ગૂર્જર ભૂમિપાલની આ તપશ્ચર્યામાં એની સાધ્વી રાણીનો પણ ભાગ છે:

* હે માલવસિંહ! તારી ચરણરજનો પ્રસાદ મેળવવા માટે ગૂર્જરરાજ આવું તીવ્ર તપ કરતો લાગે છે. તે આહાર કરતો નથી પાણી પીતો નથી. રેતીમાં સુએ છે. સ્ત્રીને તજે છે—વગેરે. આ બધું તારી કૃપા મેળવવા માટેનું એનું તપ છે એ ભાવાર્થ. મૂળરાજને મુંજે હરાવ્યો એ વિષે છે.

मग्नानि द्विषतां कुलानि समरे त्वत्खड्गधाराकुले
नाथास्मिन्निति बन्दिवाचि बहुशो देव श्रुतायां पुरा ।
मुग्धा गूर्जरभूमिपालमहिषी प्रत्याशया पाथसः
कान्तारे चकिता विमुञ्चति मुहुः पत्युः कृपाणे दृशौ ॥ +

પાટણપતિની કુલપરંપરાને શોભાવે એવી આ પદાવલિ ગૂર્જરદેશના વિદ્વાનોએ કદાચ સાંભળી નહિ હોય—ભલે એ વિદ્વાનો પણ આમની દ્વારા એ સાંભળતા !'

દામોદર ને ભીમદેવ બન્ને આ સાંભળીને વ્યગ્ર બની ગયા. પદ્મગુપ્તે મુંજમહારાજની કીર્તિગાથા દ્વારા પાટણપતિના અપયશને એવી મનોરમ પદાવલિમાં નિબદ્ધ કર્યો હતો કે એમાંથી ભૂંસી નાખવાની જાણે કોઈનામાં શક્તિ જ નહિ રહે એમ ઘડીભર તો બન્નેને લાગ્યું: સભાજનો પણ આ તીક્ષ્ણશર જેવા ઘાની અસર નિહાળવા શાંત બની ગયા.

ચૌલા હવે શું બોલે છે એ સાંભળવાની સૌને ઉત્સુકતા જાગી.

એક ક્ષણમાં જ ચૌલાએ ગૌરવથી જવાબ વાળ્યો: 'મહારાજ ! પાટણના વિદ્વાનોને તો આ પદાવલિ પરિચિત છે.'

'એમ ? ત્યારે તો એના કાવ્યાનંદમાં જ સૌ લીન હશે !' ભોજરાજે કહ્યું.

---

+ ગુજરાતની અબુજ રાણી, પહેલાં બંદીલોકોએ જે પ્રશસ્તિ ગાયેલી કે 'હે નાથ ! તેં લડાઈમાં તારા દુશ્મનકુલને તલવારના પાણીમાં ડુબાડી દીધાં—' એ પ્રશસ્તિનો અક્ષરાર્થ ગ્રહણ કરીને, મરુ ભૂમિમાં પાણીથી તૃષાતુર, પોતાના પતિની તલવાર પ્રત્યે સતૃષ્ણ નજર નાખે છે, એ ભાવાર્થ. આ પણ મૂલરાજ વિષે છે.

'કાવ્યાનંદમાં લીન છેઃ ને ગ્લાનિ પણ અનુભવે છે, મહારાજ !'

'ગ્લાનિ ? કેમ ગ્લાનિ ?'

ચૌલાનો પ્રત્યુત્તર સાંભળવા સૌ આતુર થઈ ગયા.

'મહારાજ ! કવિ પદ્મગુપ્તની કાવ્યમય વાણીથી આનંદ થયોઃ કાવ્યની વાણીથી આનંદ કોને ન થાય ? પણ એમાં કાવ્ય છે ને ક્રાન્તદર્શન નથી એ જોઈને પાટણના વિદ્વાનોને ગ્લાનિ પણ થઈ !'

'ક્રાન્તદર્શન ?'

'વૈભવ ને વિનિપાત કેટલાં પાસે પાસે છે એનું દર્શન એમાં નથી. માલવનો વૈભવ ને વિનિપાત કોઈને હવે ક્યાં અજાણ્યાં રહ્યાં છે ? હમણાં જ માલવદંડાધીશને નડૂલમાં તેનો પરિચય ન થયો ? નાનકડા નડૂલની નાળ પણ એ પ્રસંગે મહાન બની ગઈ. ચૌદસો ગજરાજની ઘટાટોપની વિભૂતિ કથાશેષ થઈ: એટલે પાટણના કવિએ એ સાંભળીને આજે તો ખિન્ન હૃદયે ગાયુંઃ

*यः केसरी खरनखक्रकचोग्रपाणि
निर्दारितेभवरकुम्भसमुद्भवेन ।
नव्येन शोणितचयेन निरस्ततृष्णो
नित्यं बभूव धिगहोद्य तृणेन सोथीं ॥

નડૂલના પરાજયની કથા સૌને સ્પર્શી ગઈ. એક ઘડીભર આખી સભા તેજોવધ અનુભવી રહી. એટલામાં કાલિદાસે પ્રત્યુત્તર વાળ્યોઃ 'અવંતીનાથની વિજય-પરા

---

* જે કેસરી ગજેન્દ્રના લોહીથી પણ અતૃપ્ત રહેતો તે આજે તૃણાંકુરથી સંતોષ માને છે એ ભાવાર્થ.

જયની કથામાં પાટણને આટલો રસ છે—'

'એનું કારણ છે, કવિરાજ!'

'શું!'

'नीयन्ते रिपुभिः समुन्नतिपदं प्रायः परं मानिनः। મહારાજ માલવરાજ જેવા અરિ તો ગૌરવરૂપ છેઃ એથી વધુ મહાન હોય તો વધુ સારું. પોતાના સામર્થ્ય પ્રમાણે પાટણપતિ તો મિત્ર—અમિત્ર રાખે જ છે! માલવરાજ પાટણના મિત્ર કે અમિત્ર રહે—પણ જે રીતે રહે તે રીતે એ મહાન રહે. એમાં અમારી શોભા. मृगारिरिति नाम्नैव लघुत्वं याति केसरी।'

'મહારાજ!' મનોજ્ઞા બોલી. 'અમારું આહ્‌વાન સામાન્ય કોટિનું છે એમ એમણે કહ્યું, આ ચાટૂક્તિ દ્વારા એ વાત ઉપર પડદો પાડવાની મહારાજની વિદ્યાસભાની ઈચ્છા હોય તો ભલે એમ; પણ सर्वत्र कुनट एव हि नाटकमधिकं विडम्बयति[1]। એવું આ ગૂર્જરનારી માટે તો નથી નાં?'

'તમે જે દેશમાંથી આવ્યાં, મનોજ્ઞા! ત્યાં વિદ્વત્ સભાનો પરિચય કોઈને લાગતો નથી. એટલે આંહીં આવ્યાં ખરાં પણ,

*गिरिशिखरगतापि काकपाली
पुलिनगतैर्न समेति राजहंसैः॥

ચૌલાના શબ્દથી મનોજ્ઞા જરાક ધ્રૂજી ગઈ. મહારાજ ભોજરાજે એ જોયું. અનેકની સાથે એક છતાં સરસાઈ

* ગિરિશિખર ઉપર બેઠેલી કાકપંક્તિ રાજહંસોની તોલે ન આવે. પછી ભલેને રાજહંસ રેતીમાં બેઠાં હોય! એ ભાવાર્થ.

1 પોલું હોય તે વાગે ઘણું એ ભાવાર્થ

ભોગવતી આવી આ નારી કોણ હશે—એ જાણવાની ભોજરાજની જિજ્ઞાસા વધી ગઈ હતી. તેમજ એની વિદ્યાનો વધુ પરિચય લેવાની પણ ઇચ્છા જાગ્રત થઈ હતી. એટલે એ બોલ્યા: ‘ તમે એમના આહ્‌વાનને ઉપાડી લીધું છે, પણ પાળ્યું નથી ! ’

‘ એનું કારણ છે, મહારાજ ! હું તો પાટણની રાજ-સભામાં વિદ્યાનો પરિચય આપું ! આ પાટણ નથી. ’

‘ મહારાજ ! ’ મનોજ્ઞા બોલી: अल्पश्रुतलव एव प्रायः प्रकटयति वाग्विभवमुच्चैः ।

‘ વિદ્યાસ્વામીઓ પણ વિદ્યાને દેશનું બંધન બાંધશે ? વિદ્યાને દેશનું બંધન જાણ્યું છે ? को विदेशः सविद्यानाम कः परः प्रियवादिनाम् । તમે કહ્યું કે પાટણને અરિ નહિ પણ મહાન અરિ જોઈએ છીએ: અમારી પણ એ જ ઇચ્છા છે. પણ પહેલાં તમે તમારી મહત્તા સિદ્ધ તો કરો—सिंहोऽस्तु शत्रुरथवाधिपतिर्मृगाणां—એ સૂત્ર તો અમારે પણ માન્ય છે; પણ તમે વિદ્દ્જનોને શંકાની છાયામાં રાખ્યા છે.’

‘ મહારાજની એવી ઇચ્છા છે તો ભલે ગુજરાતનો પરિચય આ વિદ્દસભાને પણ થાય; મહારાજ ! જ્યારે સરસ્વતી નદીનાં જળ આકાશમાં ભમતાં વાદળાંની છાયા ધારે છે ત્યારે મુક્ત અને સ્વતંત્ર વિચરતાં પાટણનાં નર-નારીવૃંદ મેઘમલ્હારની મોહિની અનુભવે છે, ’ ચૌલા બોલી: ‘ પાટણના મહારાજ ભીમદેવના ધનુષટંકારવ જેવી મેઘ મલ્હારની એ છટા ભલે આંહીં જ કુંતલ રમણીઓ પણ અનુભવે.’

એક ઘડીભર શાંતિ થઈ ગઈ. આખી સભા ચિત્રવત્

સ્થિર બની ગઈ. ચૌલાના કંઠની મોહિની અનુભવવા સૌ ઉત્સુક બની ગયા.

—અને જ્યારે એ કંઠમાંથી નીકળતી મેઘમલ્હારી સુરાવલિના પ્રભાવે શિખર ઉપર નર્તન કરતા મયૂરની કલગીનો દીપ શાંત થયો—અને ગિરિશિખરોની છત્રીના દીપ ટપોટપ શાંત થવા માંડ્યા—ત્યારે પાટણના ગૌરવથી પ્રસન્ન થયેલા રાજા અને મંત્રીશ્વરને નિહાળવા, ચૌલાએ એક અત્યંત ભાવવાહી દૃષ્ટિ એમના સ્થાન પ્રત્યે કરી.

ભીમદેવ ને દામોદર કૃતકૃત્યતા અનુભવતા પ્રસન્ન પ્રસન્ન બનીને ચૌલાની કંઠમોહિનીમાં નાહી રહ્યા હતા.

## ૩૧. ભોજરાજ અને ભીમદેવ

અંધકાર થતાંની સાથે જ દામોદર છેક ભીમદેવના કાન પાસે માથું લાવીને બોલ્યો: 'મહારાજ ! હવે એક ઘડી પણ થોભવું નથી !'

'પણ—ચૌલા, દામોદર !'

'એ તો આપણી પહેલાં રસ્તે પડી ગયાં હશે; એની સાથે દેવરાજ છે; તે આંહીંની દરેકે દરેક શિલાને જાણે છે. કાર્તિક, જયદેવ ને આયુષ આપણી રાહ જોતા બહાર ઊભા હશે. ચાલો, મહારાજ ! હવે કાંઈ પણ વાત કરવામાં સાહસ છે—રસ્તે પણ મારો હાથ પકડી લ્યો—'

'તને ખાત્રી છે દામોદર ! ચૌલા . . .—'

'મહારાજ એમની ચિંતા છોડો—એ આપણા કરતાં વધુ સલામત છે—ચાલો.'

ભીમદેવ ને દામોદર એક બીજાના હાથ પકડી, જે રસ્તે આવ્યા હતા તે રસ્તે ઝપાટાબંધ બહાર નીકળી ગયા. અંધારાને લીધે એમને કોઈ દેખે તેમ ન હતું. કોઈનું ધ્યાન ખેંચાય તે પહેલાં તો બન્ને બહાર નીકળીને રસ્તે પડી ગયા. થોડે દૂર એક ઝાડને ઓથે ત્રણ ઘોડેસવારોને ઊભેલા તેમણે

જોયા. 'આપણી રાહ જોતા પેલા ત્રણે ઉભા લાગે છે, મહારાજ ! આ વાત વિષે તો હમણાં મૌન જ રહેવાનું છે.' દામોદર એટલું બોલીને આગળ વધ્યો. તેણે સંકેતશબ્દનો ઉચ્ચાર કર્યો: 'રણુસેના.'

'રણુસેના—' સામેથી જવાબ મળ્યો.

'કાર્તિક ! કોઈને ખબર પડી છે ? દેવરાજ મળ્યો હતો ? શું છે, જયદેવ ! તારા સમાચાર ?' દામોદરે તરત પૂછ્યું.

'મહારાજ ! એક વખત આપણે આંહીંથી નીકળી જઈએ !

'કેમ ?'

'અમે એમ સાંભળ્યું છે કે આજે મધરાતે મહારાજ ભોજરાજ મહાકાલેશ્વર દર્શન કરવા જવાના છે. એમનો રસ્તો આપણા જવાના માર્ગમાં જ છે—માટે આપણે પહેલાં તો જલદી નીકળી જઈએ. બધા ઘોડા તૈયાર છે !'

મહારાજ ભીમદેવ ને દામોદર ઝડપથી ઘોડા ઉપર સવાર થઈ ગયા. કાર્તિક સૌની આગળ થયો. જયદેવ ને આયુધ એમની પાછળ રહ્યા.

ચારે તરફ ગાઢ જંગલ હતું. રસ્તો છેક અજાણ્યો ન હતો, પણ અંધારાને લીધે બીજે રસ્તે ચડી ન જવાય એની સરત રાખવાની હતી. થોડીવાર સુધી કોઈ કાંઇ બોલ્યું નહિ.

'કાર્તિક ! તને ખબર પડી છે કાંઈ ?' થોડે દૂર ગયા પછી દામોદરે ધીમેથી પૂછ્યું.

'હા, મહારાજ ! તે પણ આંહીં છે. કુલચંદ્ર સાથે

કાંઈ ને કાંઈ યોજના થતી લાગે છે !'

'પણ આણુ કે નડૂલમાંથી તો કોઈ ફરકે તેમ નથી નાં ?'

'ના, મહારાજ !—ત્યાંથી કોઈની અવરજવર પણ નથી.'

અચાનક ભીમદેવ મહારાજે ઘોડો થોભાવ્યો: 'મહારાજ ! કેમ ? છે કાંઈ ?

'અરે ! દામોદર ! મને એક વિચાર આવ્યો છે !'

'શું મહારાજ ?'

'આટલે આવ્યા—ભોજરાજની વિદ્યાસભા જોઈ, પાટણના ગૌરવનો વિજયધ્વનિ છેક આંહીંની વિદ્યાસભામાં થયો ને આપણે એમ ને એમ જઈશું ?'

'ત્યારે શું કરવું છે, મહારાજ ? આપણે હરપળે મહારાજ ભોજરાજના સૈનિકોથી ઘેરાઈ જવાના ભયમાં છીએ. વખતે કોઈ આવી ચડે !'

'પણ આપણે આમ જવું નથી. આમાં કોઈને શી ખબર પડશે કે આપણે આવ્યા હતા !'

'પણ પ્રભુ ! અત્યારે ખબર—ન ખબરનું શું કામ છે ? અત્યારે તો દૂર નીકળી જવાનું છે. હરેક મજલે બીજા ઘોડા તૈયાર હશે—આપણે જલદી નીકળી જઈએ; એટલે મહારાજ ! આગળ વધો.'

'આગળ જવું નથી, દામોદર !'

'ત્યારે ?' દામોદર ગભરાયો.

'હવે તો પાછા જવું છે !'

'પણ ક્યાં, પ્રભુ ? ક્યાં જવું છે, મહારાજ ?'

'ચૌલાને ચરણે ધરવાનું કોઇ પણ પરાક્રમ કર્યા વિના

આંહીંથી ચાલ્યા જવું—એ નહિ બને, દામોદર!'

'દામોદરને, મહારાજ! જીવતે જીવત બળી મરવાનું પ્રાયશ્ચિત્ત કરાવવું છે કે શું?'

'તું કહેતો'તો ને, દામોદર?'

'શું, મહારાજ?'

'ભોજરાજને દ્વંદ્વયુદ્ધનું આહ્વાન આપીએ—'

'એ તો મહારાજ સમયનો ને સાધનનો પ્રશ્ન છે.'

'સમય તો આ છે જ ને સાધન—આપણાં શસ્ત્ર તો આ ઘોડા ઉપર આ રહ્યાં!'

'પણ મહારાજ—સમય—આ એને માટે સમય છે?'

'આથી વધુ સારો કયો સમય હોય? ભોજરાજ મહાકાલેશ્વર દર્શન કરવા જાય છે. આપણે પણ ત્યાં દર્શન કરવા ચાલો. ચાલ, કાર્તિક! એ રસ્તો બતાવ—'

કાર્તિક મૂંઝાયો. દામોદરે ફરી વિજ્ઞપ્તિ કરી:

'એ સાચું, મહારાજ! કે મેં તમને દ્વંદ્વયુદ્ધનો વિચાર આપ્યો હતો—પણ દેશ, કાલ, સાધન સઘળાંનો વિચાર કરતાં એ વસ્તુ અત્યારે ઠીક નથી લાગતી!'

'ના, દામોદર! ભોજરાજને મળવું જ છે. એને ખબર આપવી છે કે ભીમદેવ આવ્યો હતો!'

'એ તો, મહારાજ! આપણે કહેવરાવી દઈશું—કોઈ સુંદર ગાથા દ્વારા.'

'ના; એમ નહિ. મહાકાલેશ્વરનાં દર્શને જવું છે. આપણે ત્યાં એને મળવું છે!'

'પણ મહારાજ એમની સાથે સૈન્ય હોય—'

'કેટલુંક હોય?'

'હોય—સહસ્ર માણુસ તો હોય જ નાં ?'

'સહસ્ર ? એ બહુ ન કહેવાય. ચાલો; સોમનાથમાં ત્રણ સહસ્ર હતા. ચાલ, કાર્તિક ! આગળ થા.'

દામોદરે જોયું કે ચૌલાના વિજયથી ઉત્સાહ પામેલો ભીમદેવ અત્યારે કોઈનું માને તેમ નથી. તેણે કાર્તિકને કહ્યું: 'કાર્તિક ! મહાકાલેશ્વરને માર્ગે મહારાજનો અશ્વ દોરો ! ને આયુધ ! તું આપણે બીજે મુકામે પહોંચી, જેટલા સવારો ત્યાંથી મળે તેમ હોય તેટલા લઈને આવી પહોંચ. ચાલો, મહારાજ ! આ એક સાહસ જ છે ! ચાલો જયદેવ !'

ભીમદેવ ને દામોદર મહાકાલેશ્વરના મંદિર તરફ ચાલ્યા.

મહાકાલેશ્વરનું આ મંદિર ભોજરાજે ઉજ્જયિનીના મંદિરના નાના નાજુક નમૂના જેવું બનાવ્યું હતું. તે ચિત્રકોટમાં હોય ત્યારે વારંવાર ત્યાં દર્શન કરવા આવતો. આજે પણ એ પ્રમાણે એ આવવાનો હતો.

થોડીવારમાં ભીમદેવ ને દામોદરને પાછળ આવતા કેટલાક સવારનાં પગલાં સંભળાયાં. પોતે તેડાવેલા સવારો તો એટલીવારમાં આવે નહિ એટલે કોણ આવે છે એ જાણવા માટે સૌ શાંતિથી પાસેના ખાખરાના વનમાં છુપાઈ ગયા.

થોડીવારમાં બે ચાર સવારોના પડઘા પાસે આવતા સંભળાયા. ભીમદેવ મહારાજે પોતાનાં શસ્ત્રાસ્ત્ર સંભાળ્યાં: 'મહારાજ ! કેટલા છે એ જાણ્યા વિના નહિ હો !'

'અરે, વળી સંખ્યાથી ડરે છે કે ? તેં જ નથી કહ્યું કે યુદ્ધમાં સંખ્યાનું મહત્ત્વ અલ્પ છે !'

થોડીવારમાં તો રસ્તા ઉપરથી ત્રણ ચાર સવારો નીકળ્યા. સૌથી આગળ ભોજરાજ લાગ્યા. પાછળ તેમના

રક્ષકો જણાયા.

તેઓ પસાર થયા અને તરત જ સૌ બહાર નીકળી આવ્યા. ભીમદેવે સિંહગર્જના કરીઃ 'અવંતીનાથ! પાછા ફરો—કાં આંહીં યુદ્ધ આપો ને કાં પાટણ ચાલો!'

'અરે!—કોણ?'

'જેણે અર્બુદપતિને વશ કર્યો તે.' દામોદર બોલ્યો.

'પેલો કંથકોટમાં ભરાયો હતો તે પોતે છે?' ભોજરાજે કહ્યું.

'હા, એ જ છે—આવો—આવો—તે દિવસે કંથકોટ હતું. આજે ચિત્રકોટ છે?'

'પણ તું આંહીં ક્યાંથી, ભીમદેવ? વિમલને ચરણે પડવા અર્બુદમાં આવ્યો છે? કે કોઈનાથી નાસી રક્ષણ લેવા ચિત્રકોટમાં આવ્યો છે?'

મહારાજ ભીમદેવે એટલીવારમાં ઘોડો છેક પાસે લીધો. દામોદર ને કાર્તિક તેને પડખે જ હતા. ભોજરાજના સવારો પણ આજ્ઞા માટે થોભી રહ્યા હતા.

'વિમલને ચરણે પણ નહિ; ચિત્રકોટને શરણે પણ નહિ. પણ આ લહાવો લેવા—આ—સંભાળજે,' મહારાજ ભીમદેવે જનોઈવઢ ઘા કરે તેમ તલવારનો સમર્થ ઘા કર્યો. ચપળતાથી ભોજરાજનો ઘોડો ખસી ગયો. મહારાજ પોતે વાપરેલા બળથી જરાક લથડ્યા—ત્યાં એમના ઉપર થઈને ધસ્ય કરતો ભાલો નીચે પૃથ્વીમાં પટકાયો.

'તમે દૂર રહેજો, દામોદર! આ તો હવે દ્વંદ્વયુદ્ધ છે—!'

'અરે, પેલો કઢંગો પણ સાથે છે! તમે પણ દૂર ખસો,' ભોજે પોતાના રક્ષકોને કહ્યું; ને પોતે ઘા કરવા

માટે ઘોડાને ફેરવ્યો.

મહારાજ ભીમદેવે ઝડપથી ઘોડાને જરાક પાછળ લઇ ધનુષને કાન સુધી ખેંચી તીર ફેંક્યું: સનન કરતું તીર રાત્રિના અંધકારને વીંધતું ઉપર થઈને ચાલ્યું ગયું. ભોજરાજ ઘોડા ઉપર નીચા વળી ગયા હતા. ભીમદેવે એક પણ પળ ગુમાવ્યા વિના ઘોડાને આગળ ધસાવી ધનુષની દોરી ભોજની નમેલી ડોકમાં આરોપી, તેને પોતાની તરફ ખેંચ્યો. હાથમાંથી લગામ છૂટતાં ઘોડો જરાક આઘો ખસી ગયો. અંધારામાં એક ધબાકો સંભળાયો. ભોજરાજ નીચે જ પડ્યો હતો. એ જોઈ ને ભીમદેવ પણ એકદમ ઘોડા ઉપરથી કૂદી પડ્યો ને તેણે ઝડપથી પોતાના સરતા ધનુષને પાછું પકડી લઇ, આગળ વધી, ભોજરાજને ખેંચવા પ્રયત્ન કર્યો. એ જ વખતે રસ્તા ઉપર કોઈની મશાલનું તેજ દેખાયું. પાસેની નાની સરખી કેડી ઉપરથી જંગલમાંથી કોઈ બહાર નીકળી આવ્યું: ‘કોણ છે, દેવરાજ?’ એક સુંદર મૃદુ અવાજ સંભળાયો. મશાલવાળો અચકાઇને ત્યાં ઉભો રહ્યો. દેવરાજ ચમકી ગયો.

એટલામાં મહારાજ ભોજરાજનું ધૂળમાં રોળાતું ઉપવસ્ત્ર લઈ લેવા તેનો એક રક્ષક આગળ વધ્યો.

શું થયું છે એ જોવા મહારાજ ભીમદેવની પાસે દામોદર આવ્યો. તેણે નીચે ધૂળમાં રગદોળાતા ને ધનુષથી ખેંચાતા ભોજરાજને જોયો.

એટલામાં તો પાછળથી થતા કોઈ મૃદુ કરના સ્પર્શથી ભીમદેવ પણ ચોંકી ઊઠ્યો: ‘મહારાજ! રાજા અવધ્ય ગણાય છે. એમને જવા દો!’

ભીમદેવે ઝડપથી પાછળ જોયું: ચૌલા ત્યાં ઊભી હતી. ધનુષની દોરીમાંથી ગળું છટકતાં જ ભોજરાજે સડપ દઈને પાસે ઊભેલ ઘોડા ઉપર સવારી કરી દીધી. કોઈ કાંઈ બોલે, તે પહેલાં તો તેમના રક્ષકોએ ઘોડાને ઝડપથી દોરી લીધો. એક પળમાં તો દોડચા જતા સવારોના પડઘા માત્ર અંધારામાં ગાજી રહ્યા.

'અરે ચૌલા !—તું આંહીં ક્યાંથી ?' ભીમદેવ એ પડઘા સાંભળતો ન સાંભળતો બોલી ઊઠ્યો.

'મહારાજ ! હું તો તમારા પરાક્રમના પગલા પાસે જ ઊભી હોઉં નાં ?'

દામોદર તરત નજીક આવ્યો: 'પ્રભુ ! હવે એક પળ પણ ગુમાવવા જેવું નથી હો. ભોજરાજ નાસી છૂટયા છે. ને આપણી પાછળ ચિત્રકોટમાંથી સૈન્ય ચડશે—જુઓ—આ આપણા પેલા ઘોડેસવારો આવતા લાગે છે—ચાલો, મહારાજ !'

ચૌલાના હાથથી દોરાતો ભીમદેવ ઘોડા ઉપર સવાર થયો. એકદમ સૌએ ઘોડા મારી મૂકયા: 'મહારાજ !' ચૌલા દોડતે ઘોડે ભીમદેવને કહી રહી હતી: 'હું તો પાટણમાં આ વિજયોત્સવના સમાચાર પહોંચાડી મહારાજની રાહ જોતી ત્યાં થોભીશ. મારી સાથે દેવરાજ છે. મહારાજ તો ચંદ્રાવતી થઈને આવવાના છે કે, દામોદર ?'

'હા, દેવી !'

'થયું ત્યારે—દેવરાજ ! આપણે આપણો રસ્તો સંભાળી લ્યો; પાટણ તરફ જવાનો. એટલામાં મહારાજ પણ ચંદ્રાવતીથી આવી પહોંચશે. ભોજરાજને અત્યારે તો સરસ્વતીકંઠાભરણની સાથે મળતી આવતી ધનુર્જ્યાકંઠાભરણના ત્રાસની ચિંતાગ્નિ તપાવી રહી હશે !'

## ૩૨. પાટણમાં

ચૌલાદેવી પાટણમાં પાછી ફરી. મહારાજ ભીમદેવ ને દામોદર તો ચંદ્રાવતી થઈને પાછળથી આવવાના હતા. પાટણની નગરીમાં જ્યારે અર્બુદ, નડૂલ, ને ધારાપતિના સમાચાર આવ્યા ત્યારે મેદની રંગે ચડી. આખી નગરીમાં ઉત્સવના મંડાણ થયાં.

મહારાજનું કેટલુંક સૈન્ય લઇને બાલુકરાય તો ક્યારનો શ્રીમાલ–ભિન્નપાલને રસ્તેથી સિંધને પંથે ચડી ચૂક્યો હતો. બીજું કેટલુંક સૈન્ય પાટણથી રવાના થવાનું હતું. ત્રીજું એક દળ મકવાણાના કીર્તિગઢથી ચડવાનું હતું. રા' પણ જુનાગઢથી આવી રહ્યો હતો.

મહારાજ ભીમદેવ પાટણ થઈને પછી સિંધ તરફ પ્રસ્થાન કરવાના છે ને તેથી પાટણ આવી રહ્યા છે એ સમાચાર પાટણમાં આવતાં, સવારથી જ આખા નગરમાં રસ્તે રસ્તે સુગંધી જલના છંટકાવ થવા માંડ્યા. ઠેકાણે ઠેકાણે નૃત્ય શરૂ થયું. મંગલ વાજિંત્રો વાગવા માંડ્યાં. આખું શહેર શણગારાતું હતું. પટ્ટણીઓ આજે તો આકાશગંગામાં સ્નાન કરતા ગજરાજની

સૂંઢમાંથી કમળો લાવીને તેની માળા વડે તોરણ બાંધવાની મહેચ્છા સેવતા નજરે પડતા હતા. ગાજતી નોબતોથી, શંખનાદના મંગલધ્વનિથી, વીરોના ધનુષટંકારવથી, સ્ત્રીઓની સમૂહ ગીતાવલિથી, કંચનીઓના મધુર આલાપથી, હસ્તિસેના અને અશ્વસેનાના સંચાલનથી, નગરપતિઓના ઉલ્લાસથી અને શિશુવૃંદના વાદનથી એ દિવસે પાટણનગરી એવી શોભી રહી, જાણે ઈંદ્રને આવકારવા માટે ઇન્દ્રધનુમાલાથી પોતાને શણગારીને તૈયાર થતી અમરાવતી હોય! પટ્ટણીઓએ ચૌટે ચૌટે સોનાના કળશ સ્થાપીને પુષ્પમાળાની સ્પર્ધા કરતી મૌક્તિકમાળાઓ તોરણને ઠેકાણે લટકાવી દીધી. ગુજરાતની નારી આજે એટલી ગૌરવવંતી બની હતી કે એને પોતાની હવેલી પાસે ઊભા રહીને મહારાજની સવારી જોવાના આનંદ પાસે સ્વર્ગની આકાંક્ષા પણ તુચ્છ લાગતી હતી. જેમને માથે પળિયાં આવ્યાં હતાં, તેવા વૃદ્ધો પણ ઠેકાણે ઠેકાણે જીવનનો આ મહોત્સવ માણવા માટે ઊભા રહી ગયા હતા. ઉલ્લાસસાગરની ભરતીએ ચઢેલી પ્રજા વારંવાર વિજયધ્વનિ કરીને આકાશને ગજવી મૂકતી હતી.

એટલામાં નાના સરખા પર્વત જેવો અને સૂર્યના કિરણોમાં ઝળહળતી સોનેરીરૂપેરી મુગટાવલિથી શોભી રહેલો, મહારાજ ભીમદેવનો ગજરાજ જયશ્રી ધીર મંદગતિથી મુખ્ય દ્વારમાં પ્રવેશ કરતો દેખાયો. તેની પાછળ ગજરાજોની, અશ્વોની અને પદાતિઓની હટાર લાગી ગઈ હતી. આખી નગરીમાંથી એક મહાનાદ ઊપડ્યો. 'જયસોમનાથ'ની આકાશને વીંધી નાખતી વીરગર્જનાનો પાટણના કોટકાંગરા-

માંથી પ્રતિધ્વનિ આવ્યો. મહારાજના ગજરાજને કુંકુમથી વધાવતી નગરપતિની બાલિકાએ લંકાનાં મોટાં શુદ્ધ મોતીની માળા ગજરાજની સુંઢમાં આપી, અને તેણે તે મહારાજના કંઠમાં આરોપી. ફરી એકવાર જયધ્વનિથી આકાશનું અંતર ધ્રૂજી ઊઠયું.

મહારાજની પાછળ જ, દામોદરનો ગજરાજ આવી રહ્યો હતો. પ્રજાએ એને હર્ષધ્વનિથી વધાવી લીધો. બે હાથે સૌને પ્રણમતો મંત્રીશ્વર નગરજનોનો પ્રેમ નિહાળી રહ્યો. કોઈના ધ્યાનમાં ન હતું, પણ પટ્ટણીઓએ સુવર્ણકમળો, સોનેરી કળશો, મૌક્તિકમાળાઓ, અને રત્નખચિત મંડપિકાઓ ઠેરઠેર સ્થાપ્યાં હતાં: તેમને દામોદર જોઈ રહ્યો હતો: અને પોતાની વાત પોતાના જ મનમાં શમાવતો હોય તેમ તે કાંઈક સંક્ષોભ પામી ગયો હતો. મહામંત્રીશ્વરના હૃદયમાં એક અટપટો પ્રશ્ન એ વખતે આવીને વસી ગયો હતો: 'આટલો બધો વૈભવ—વિનિપાતનું કારણ તો નહિ બને નાં ?' ચૌલાએ માલવસભામાં કહેલું વાક્ય એને સાંભરી આવ્યું હતું.

પણ પોતાના પ્રશ્ન વિષે એ કાંઈ વિચાર કરે તે પહેલાં વૃદ્ધ બારોટ શ્રીકંઠની ધણેણાટીથી વાતાવરણ જાણે નવું ચેતન પામ્યું હોય તેમ ઉલ્લાસની અંતિમ મર્યાદાએ પહોંચી ગયું. શ્રીકંઠ બારોટે, જંગલનાં જંગલ રખડીને અણહિલપાટણને સ્થાપનાર કુમાર વનરાજથી માંડીને, બબ્બે શત્રુઓ છતાં નિર્ભયપણે વિહરનાર મહારાજ મૂલરાજ સુધી પ્રશસ્તિ ગાઈ. ને લોકહૈયાં હેલે ચડયાં.

બારોટે પોતાની બાનીથી લોકહૃદયને આકર્ષ્યાં, વશ

કર્યાં, અને પછીથી મધમાખીઓના ટોળાની માફક એની પાછળ પાછળ સૌને ભમતાં કર્યાં. એની છટા આજે ઓર હતી. વર્ણનમાં ચામુંડરાજ આવ્યા, અત્યંત જનપ્રિય એવી દેવી વાચિનીદેવી આવીઃ શસ્ત્રધારી નારીઓ આવીઃ દુર્લભરાજ આવ્યાઃ લાટ આવ્યુંઃ લાટપતિ આવ્યોઃ પટ્ટણીઓનો વિજય આવ્યો. અને ફરી લોકો વિજયની વિજયા પીને જાણે મસ્ત બન્યા. સોમનાથ આવ્યુંઃ ગર્જનકો આવ્યાઃ યમની જિહ્વા જેવી સમશેરથી સોમનાથસમુદ્રનાં જલ, ગર્જનકોના શોણિતથી રંગી દેતો રણરાજવી ભીમદેવ આવ્યોઃ નડૂલ, નડૂલવિજય, અર્બુદનાથની શરણાગતિ આવીઃ માલવરાજનું દ્વંદ્વયુદ્ધ આવ્યુંઃ ભોજરાજ પડયો, દોડયો, નાઠો. મહારાજે તેને અવધ્ય ગણીને જવા દીધોઃ મહારાજને અભિનંદતી ચૌલાદેવી આવી—શ્રીકંઠબારોટની બાનીમાં—પ્રજાની નસેનસને ઉત્સાહના પૂરમાં ખેંચતી બાનીમાં—આ બધું આવ્યું, ને લોકોએ હર્ષઘેલા થઈ ‘ મહારાજ ભીમદેવનો જય!’ ‘ ચૌલાદેવીનો જય’ એમ વારંવાર ગર્જના કરી.

બન્ને બાજુ ઊભેલી માનવમેદની વચ્ચે થઈને મહારાજનો ગજરાજ ધીમે ધીમે આગળ વધી રહ્યો હતો. અટારીઓ ઉપર પાટણનો નારીસમૂહ મહારાજને નીરખવા ચડયો હતો, જાણે ગગનાંગણમાં તારિકાઓનાં વૃંદ આવ્યાં હોય.

મહારાજ ભીમદેવનો ગજરાજ સીધો ચૌલાદેવીના આવાસ તરફ ચાલ્યો.

સોલંકીકુળમાં જે કોઈએ કર્યું ન હતું તે આજે મહારાજ ભીમદેવ કરી રહ્યા હતાઃ ઘણાએ વારાંગનાને અંતરથી ચાહી હશેઃ છાના પ્રેમથી સત્કારી હશેઃ પણ રણ-

યોદ્ધાની જન્મસિદ્ધ સ્પષ્ટતાથી મહારાજે જ પહેલી વખત, લોકહૃદય જીતીને, પોતાની પ્રેમરાણીને રાજરાણીપદે સ્થાપવાની હિમ્મત બતાવી હતી.

મહારાજનો ગજરાજ ચૌલાના મંદિર તરફ જઈ રહ્યો હતો. ચૌલાએ કહ્યું હતું તે પળ આજે આવી હતી. વિજયોત્સવથી ઘેલી બનેલી પ્રજા મહારાજને સત્કારી રહી હતી.

ચૌલા મહારાજને આવતા નિહાળવા ત્યાં પોતાના ઝરૂખામાં ઊભી હતી.

તેણે મહારાજને આવતા જોયા. તેની પાછળ મહામંત્રીશ્વર દામોદરને આવતો દીઠો; શ્રીકંઠ બારોટને જોયો; લોકની મેદની જોઈ; હર્ષઘેલી પ્રજા જોઈ. તે ઉત્સાહથી મહારાજને સત્કારવા નીચે આવવા માટે દોડી.

મહારાજ ભીમદેવનો ગજરાજ પગ મૂકીને નીચે નમ્યો: મહારાજની ડોક નીચે નમી. ચૌલાએ મહારાજના કંઠમાં મૌક્તિકમાળા આરોપીઃ અને લોકકંઠમાંથી મહારાજનો અને ચૌલાદેવીનો વિજયધ્વનિ ઊઠ્યો.

અત્યાર સુધી ચૌલા મહારાજની પ્રિયતમા હતી. આજે વિજયોત્સવથી ઘેલી બનેલી પ્રજાએ એને મહારાણીપદે સ્થાપી હતી. મહારાજને ને મહારાણીને લઈને જયશ્રી રાજભવન તરફ આગળ વધ્યો.

## ૩૩. દામોદરની માગણી

મહારાજ ભીમદેવ, પાટણમાં થોડો વખત ગાળીને, તરત જ બાલુકરાય અને મકવાણાના સૈન્ય સાથે થઈ જવા માટે પાટણથી નીકળવાની તૈયારી કરવા લાગ્યા. એમના સિંધ પ્રત્યેના વિજયપ્રસ્થાન માટે ઘેરઘેર મંગલોત્સવ થયો. પાકું પાટણ હિલોળે ચડ્યું. રથીઓ, પદાતિઓ, સાંઢણી-સવારો, હસ્તિસેના, ગાડાંઓ, પાલખીઓ, ગધેડાંઓ, બળદો ને અસંખ્ય માનવનું બનેલું મહારાજનું સૈન્ય સિંધ જેવા ભયંકર અને રેતીભરેલા વિકટ પ્રદેશમાં જતું હતું. હમ્મૂક મહા બલવાન હતો. એના જલદુર્ગની અનેક કથાઓ લોકોમાં ચાલતી હતી. આવા મહાન શત્રુ સામે પાટણ-પતિ જાય છે એ વિચારમાત્રથી દરેક પટ્ટણીનું અંતર ગૌરવથી છલકાતું હતું; મંગળવાદ્યો વાગવા શરૂ થયાં, શંખનાદ થવા લાગ્યા, બારોટોની બિરદાવલિથી આકાશ ગાજવા માંડ્યું, રણશીંગાં ફુંકાવા માંડ્યાં, ધનુષટંકારથી આકાશ ધ્રૂજવા માંડ્યું, અને અનેક તરુણો તો પ્રિયતમાની સોડ તજીને રેતીપટમાં જવા માટે ઉત્સાહપૂર્વક ઘોડેસવાર બની પાટણની સુંદરીઓના મંગલ આશીર્વાદ લેતા રસ્તા

ઉપર ચાલી પણ નીકળ્યા.

ઠેરઠેર બીજે દિવસે પ્રભાતે મહારાજના સિંધ પ્રયાણ-ની વાતો થઈ રહી હતી, ત્યારે આગલી સાંજે એક માણસ ગુપચુપ ચૌલાદેવીના રાજમંદિર પાસે આવીને શાંત ઊભો રહ્યો.

એ થોડીવાર એમ ઊભો રહ્યો ત્યાં એક દાસી ઉપરથી નીચે આવીઃ 'પધારો પ્રભુ! દેવી તમારી રાહ જુએ છે!'

'મહારાજ છે?' પેલાએ પૂછ્યું.

'ના, પ્રભુ! મહારાજ તો રાણીજીના આવાસમાં ગયા છે.'

'ચાલ, આગળ થા.'

દાસી એક ગુપ્ત રસ્તે થઈને આગળ ચાલી. તેની પાછળ પાછળ પેલો માણસ ચાલ્યો.

થોડીવાર પછી તે ચૌલાદેવીના રાજમહાલયમાં દાખલ થયો.

વૈભવ તો એણે ઘણે સ્થળે નિહાળ્યો હતો; પણ આવી રસિકતા એણે ક્યાંય જોઈ ન હતી. આંહીં રાજમહાલયનો ખૂણેખૂણો સજીવન લાગતો હતો. આ સમૃદ્ધિ જોતો એ એક ઘડીભર શાંત ઊભો રહ્યો.

ક્યાંક મૂક વીણાના મૌન સ્વરો અદૃશ્ય રહીને આકર્ષક રીતે વાણી બોલી રહ્યા હતા, તો બીજે સ્થળે મેનાપોપટની રસિક વાણી સંભળાતી હતી. એક સ્થળે જુગજુગની તૃષાતુર રતિ કામદેવને નિહાળી રહી હતી, તો ત્યાં ભગવાન ચંદ્રમૌલીશ્વર ઉમાને રીઝવી રહ્યા હતા.

આ સઘળું જોતો પેલો માણસ ત્યાં ઊભો જ રહ્યો.

એ એમ થોડીવાર ઊભો હશે, એટલામાં એક મધુર

શબ્દનો રણકો એને કાને પડ્યો: ' આચાર્યજી ! પધારોને ! આવો, આંહીં આ આસન ઉપર પધારો ! '

ઉવટ આગળ વધ્યો ને આસન ઉપર બેઠો. તેની સામે પ્રણામ કરતી ચૌલા ઊભી હતી.

' ત્યારે તમે છેવટે આવ્યા ? ' ચૌલા બોલી.

' તમને કહ્યું હતું કે આવીશ, એટલે આવ્યા વિના તો છૂટકો ન હતો. '

' આવતી કાલે તો મહારાજ સિંધ પ્રતિ પ્રયાણ કરે છે ! '

' એટલે હું તમારી પાસે આવ્યો છું, દેવી ! તમે મને કહ્યું હતું માટે—બોલો, મહારાજ સાથે મારે માટે કાંઈ વાત થઈ છે ? કાલે તો મહારાજ સિંધ સિધાવી જશે ! '

' મહારાજ સાથે વાત તો થઈ; પણ મંત્રીશ્વર દામોદર કાંઈક નવી વાત કરે છે ! '

' શી ? '

' આચાર્યમહારાજ ! જે પાટણમાં મહારાજ મૂલરાજ ને વાચિનીદેવી જેવાં થઈ ગયાં, જ્યાં વનરાજ ને રૂપસુંદરી થયાં, જ્યાં વિમલમંત્રી, દામોદર અને મહારાજ જેવા આજે છે—એ પાટણને સમસ્ત ભારતવર્ષનું મહાન કેન્દ્ર બનાવવું હોય, તો મંત્રી કહે છે, મારે હજી મહાન વ્યક્તિઓ જોઈશે. અને મંત્રીશ્વરનો મહાન વ્યક્તિ વિષેનો ખ્યાલ ઘણો વિચિત્ર છે. જે પોતાની કાયા કામમાં ગાળી નાખે તે મહાન. સિંધ તો મહારાજે લીધું એમ સમજો—પણ માલવા કાંઈ એમ લેવાશે ? મંત્રીશ્વરને માલવા માટે માણસો જોઈએ છીએ. '

એટલામાં તો એક દાસી દોડતી આવી: ' બા !

મંત્રીશ્વર આવે છે— !'

'દેવી ! હું તો તમારો મંગલ આશીર્વાદ લેવા આવ્યો હતો. અરે ! આ કોણ ? આચાર્યજી ! તમે આંહી ક્યાંથી ?' દામોદરે દાસીની પાછળ જ પ્રવેશ કર્યો હતો, તે ઉવટને જોઈને બે હાથ જોડીને પ્રણામ કરતો ત્યાં ઊભો રહી ગયો: 'ક્યારે—હમણાં આવ્યા ?'

'મેં તમને કહ્યું હતું નાં, મંત્રીશ્વર ! કે આચાર્યજીને જો આંહીં આણવામાં આવે—ઉજ્જેનથી—તો—એ આપણા આનંદનગરના છે,' ચૌલાએ કહ્યું: 'એટલે એ આવ્યા છે.'

'પણ હવે એમાં એક વાત છે, દેવી ! સમજવા જેવી !' દામોદરે કહ્યું.

'શી ?' ઉવટ બોલ્યો.

'દેવી ચિત્રકોટ આવેલાં ત્યારે તમે જે સહાય્ય આપી તે અણમોલ હતી. એ ઉપરથી તમને દેવીએ આંહીં બોલાવેલા. મહારાજ પાસે વાત પણ થઈ છે. પરંતુ એક મારી વિજ્ઞપ્તિ છે. પાટણમાં અત્યારે જે કાંઈ સર્વોત્તમ હોય—પછી યુદ્ધક્ષેત્રમાં, રણમેદાનમાં, ધર્મમાં, વિદ્યામાં, શક્તિમાં, સંપત્તિમાં—જે કાંઈ સર્વોત્તમ હોય—તે સઘળું આ મહાન નગરીને ચરણે ધરી દેવામાં આવે, ને દરેકની જાતને અત્યંત ગૌણ બનાવવામાં આવે તો, પાંચે પંદરે પચાસે પણ આ નગરી એવી મહાન બને કે, એની પાસે *વિશાલા કે ધારા કાંઈ લેખામાં ન હોય; તો ગુજરાતનું નામ એક મહાન બળવાન દેશ તરીકે ગૌરવ પ્રાપ્ત કરે.'

ચૌલા દામોદરની વાણી સાંભળી રહી. દામોદર આગળ વધ્યો: 'એવું બને, દેવી ! કે ઉવટ આચાર્યજીને આંહીં મહારાજ

* ઉજ્જેન.

એકાદ ગ્રામ આપે; એમનું વિદ્યાપતિ તરીકે ગૌરવ કરે; એમની કીર્તિકથા સાંભળી અનેક વિદ્યાસભાઓ એમને આમંત્રે—એ સઘળું બને—પણ તો એક વસ્તુ નહિ થાય—!'

'શું?' આચાર્ય ઉવટ બોલ્યો.

'દેવ! રાષ્ટ્ર પણ મહાન તપશ્ચર્યા માગનારી વસ્તુ છે. મારે, તમારે, ને આપણા જેવા સૌને એમાં કેવળ વિલુપ્ત થઈ જવાનું છે. તો એ મહાન બને. માલવામાં તમે બેઠા છો—તો કોઈક દિવસ આ રંક દામોદર ત્યાં આવી ચડશે!'

'તે તો તમે આવી શકો છો, મંત્રીશ્વર! મારા અતિથિને રાજસેવકો પણ બોલાવી ન શકે!'

'એમ નથી, દેવ! સિંધ ઉપર મહારાજ જાય છે. એ એક ભયંકર ને અટપટું યુદ્ધ છે. એમાં વિજય તો આપણો છે જ. પણ એ વિજય એનું મૂલ્ય માગશે. સિંધમાંથી મહારાજ પાછા ફરશે—ત્યારે બરાબર એ તક પકડીને અવંતીનાથ યુદ્ધ માટે આવશે. આપણે એ યુદ્ધ દેવું નથી: પાટણને માલવા પાસેથી યુદ્ધ લેવાનું છે; માલવા માગે ત્યારે આપવાનું નથી. એમાં જ વિજયનું બીજ રહ્યું છે. આટલું કામ કરવા માટે કોઈક ત્યાં જોઈશે. તમે ત્યાં હશો તો આપણા સાંધિવિગ્રહિકને ઘણી મદદ થાશે. પાટણ માટે થઈને તમે—આ અકારો પરદેશ-વાસ ન સેવો? આંહીં તમે મહાન બનો—એના કરતાં તમે ત્યાં કાંઈ જ ન હો, પણ ત્યાં હો—એ વસ્તુ અત્યારે પાટણની વતી હું માગી લઉં છું. બોલો, તમારાથી એ બનશે?'

'મંત્રીશ્વર!' ઉવટ કાંઈક ખિન્ન થઈને બોલ્યો. 'મેં અનેક વર્ષો માલવામાં કાઢ્યાં છે. મારે માથે પળિયાં આવ્યાં છે. પુત્ર, પુત્રવધૂ ને કુટુંબ કોઈ સાથે એક દિવસ પણ સ્વદેશનો

આનંદ મેં લીધો નથી—હવે મને મારી માતૃભૂમિ હરઘડીએ સાંભરે છે—ઉજ્જેનની મહાન નગરી મને ખાલી ખાલી લાગે છે. મારે તો ગુજરાતમાં પાછું ફરવું છે!'

'ભલે ત્યારે ફરો! મહારાજ હમણાં જ તમને એક ગ્રામ આપવાની આજ્ઞા કરે. ભલે, તમે આંહીં આવો ને વિદ્યાસભા સ્થાપો. પ્રભુ! પાટણને જે વખતે તમારો ખપ છે તે વખતે તમે આટલી સુખાળવી જિંદગી ઇચ્છો છો એ મને ખૂંચતું નથી; કારણ કે તમે વૃદ્ધ છો, પૂજ્ય છો, અને ખૂબ વિદેશ-વાસ કરીને થાકયા છો. પણ મને એક વસ્તુ આજે લાગી આવે છે. આ નગરીને જે વખતે મહાન વ્યક્તિઓની જરૂર પડશે તેવખતે એને મહાન વ્યક્તિઓ નહિ મળે એવો પણ કોઈક સમય આવશે. ત્યારે આ મહાન દેખાતી નગરીના પણ કોટકાંગરા ધૂળમાં રગદોળાઈ જાશે—' દામોદર કાંઈક શોકઘેરા અવાજથી બોલી ઊઠયો. ઉવટ એના શબ્દથી વિચારમાં પડી ગયો.

'પ્રભુ! મહારાજ પોતે જ આ બાજુ આવે છે!' એક દાસી એકદમ દોડતી આવી.

ઉવટ સ્થિર શાંત બેઠો રહ્યો; ચૌલા પોતાના સ્થાન ઉપરથી બેઠી થઈ મહારાજની સામે ચાલી. દામોદર બીજા વિચારમાં પડી ગયો.

ભીમદેવ કાલે પ્રભાતે યુદ્ધમાં જવાનો હતો. આજે રાજમહાલયમાં સૌને મળી લઈ તે ચૌલાના આવાસે આવ્યો હતો. તેણે દામોદરને જોયો અને તેને કાંઈક કહે તે પહેલાં ઉવટને જોઈને તેણે બે હાથે પ્રણામ કર્યા.

'દેવ!' ભીમદેવે હાથ જોડીને ઉવટને પ્રણામ કરતાં

કહ્યું: 'મારે તમારી ક્ષમા માગવાની છે. ગુજરાતના આવા એક મહાન વિદ્વાન માલવાની રાજસભાને આશ્રયે રહે એ વાત તો ગુજરાતને કલંક લગાડે. એટલે મેં તમને કહેવરાવ્યું. તમે આવ્યા તે બહુ સારું થયું. હવે તમે આંહીં આવો. આંહીં રહો. આપણે પણ વિદ્યાસભા સ્થાપીએ. હું તમને એક ગ્રામ આપું તે સ્વીકારો, અને—'

'મહારાજ!' ઉવટે અચાનક ત્વરિત જવાબ વાળ્યો: 'હું અકિંચન બ્રાહ્મણ ગ્રામને શું કરું?'

દામોદર ને ચૌલા બન્ને ઉવટના વાક્યે ચોંકી ઊઠ્યા.

ઉવટ આગળ બોલી રહ્યો હતો: 'હું જ્યાં સુધી અકિંચન હોઉં ત્યાં સુધી જ મારી મા સરસ્વતી મને પોતાનો ગણે. હું તો ત્યાં માલવામાં જ રહીશ. ને ત્યાં બેઠો મારી જન્મભૂમિને સંભારીશ. મને હવે મહારાજ! કંચનનો મોહ રહ્યો નથી. એટલું બધું કંચન માલવરાજ પંડિતજનોને આપે છે કે હવે તો અકિંચન રહેવામાં જ પંડિતજનોનું ગૌરવ રહ્યું છે. મહારાજ સિંધ સિધાવે છે એ પ્રસંગે હું તો કેવળ આશીર્વાદ દેવા આવ્યો હતો. મારે તો માલવાની શંકાને ટાળવા માટે તરત પાછું ફરવાનું છે. આવો, ત્યારે, મહારાજ! વધારે વખત તો હું થોભી શકું તેમ નથી.'

'અરે! પણ મેં તો તમને ગ્રામ આપવા—'

'મહારાજ! એ માટે તમારે કોઈ વધારે સુપાત્ર શોધવો પડશે; હું મારી શક્તિમતી અકિંચનતા છોડવા ઇચ્છતો નથી.' ઉવટે શાંતિથી કહ્યું. તેના શબ્દમાં પહેલાંની ખિન્નતાનો લેશ પણ અંશ હવે નહોતો.

દામોદર ને ચૌલા ઉવટનો ઘડીભરમાં થયેલો અદ્ભુત

નિશ્ચય સાંભળીને ડોલી ઊઠ્યાં.

'પણ દામોદરને પૂછ્યું ?' મહારાજ બોલ્યા.

'મહારાજ! પાટણની પાસે માત્ર મહાન નૃપતિઓ કે મહાન મંત્રીશ્વરો હોય એટલું જ બસ નથી. એની પાસે મહાન બ્રાહ્મણો પણ જોઈએ,' દામોદર બોલ્યો. 'એ આવશે તો પાટણ વિદ્યાથી શોભશે; નહિ આવે તો પાટણ ગૌરવથી શોભશે. એમના જેવા માટે નિશ્ચય આપનાર આપણે કોણ ?'

'મહારાજ! આવો, આપનો સિંધવિજય બીજા અનેક વિજયોને આમંત્રે,' ઉવટ ભીમદેવને આશીર્વાદ દેવા આગળ આવ્યો.

ભીમદેવ બે હાથ જોડીને ઉવટની પાસે આવ્યો. તેની પાસે જઈને મસ્તક નમાવ્યું. ઉવટે મંત્રોચ્ચારપૂર્વક તેના શીર્ષ ઉપર મંગલ આશીર્વાદનો અભિષેક કર્યો. થોડીવાર પછી દામોદરને અને ચૌલાને પણ મંગલવચન કહેતો તે ત્યાંથી રજા માગીને તરત ચાલી નીકળ્યો.

ચૌલા ને દામોદર એને જતો જોઈ રહ્યા. એ અદૃશ્ય થયો કે દામોદરને મહારાજે તરત કહ્યું: 'દામોદર! આ તો આંહીં નહિ આવે!'

'મહારાજ! એક ક્ષણમાં એણે બતાવી દીધું કે એ પાટણનો છે. એ અમે ત્યાં હોય પણ એ મહાન પટ્ટણી છે; પછી ભલે એ માલવામાં હોય.'

'રા' આવે છે, દામોદર!'

'ત્યારે તો, મહારાજ! હમ્મૂકનો વિજય હવે ચોક્કસ સમજવો. રા' છે, મકવાણાજી છે.'

'પણ એ મકવાણાજી તારા છે ક્યાં ? હજી તો એનો કાંઈ પત્તો નથી. કાંઈ કહ્યું જયદેવે ?'

'જયદેવ કહે છે એ તો સુમરાની * ખોરરી ઉપર હાથ મારવા ગયા છે!'

'મકવાણાજીને કોણ વારે કે ભાઈ, આમ જિંદગીને અમસ્તી હોડમાં મૂકો મા.'

થોડીવાર શાંતિ રહી. અચાનક દામોદર બોલ્યો:

'મહારાજ ! મારે પણ એક વાત કહેવાની છે. કાલે પ્રભાતે તો મંગલપ્રસ્થાન થાય છે. સિંધનો વિજય થશે; મહારાજ, ચેદીપતિને પણ વશ કરશે. એ બધું થશે: પછી, મહારાજ ! મને આ આચાર્ય ઉવટની માફક અકિંચન બનવાની જિજ્ઞાસા જાગી છે !'

'અરે ! ગાંડો થયો છે કે શું ? શું સંન્યાસી થાવું છે ? હજી તો હું તને ભેટ આપવા માટે કોઈ ચતુર સ્ત્રી શોધું છું !'

'મહારાજ ! જ્યારે પાટણને કોઈ શત્રુ ન રહે—ત્યારે મને મારી નાની સરખી પેલી સાંધિવિગ્રહિકની પદવી પાછી આપજો. એથી વધારે ત્યાગની તો મારી શક્તિ નથી.'

'અરે ! જા રે ! તું તો છે જ એવો.'

મહારાજને નમીને દામોદરે રજા લીધી.

---

*ભટનો તમેલો.

## ૩૪. મકવાણો સાતસો સાંઢ લાવ્યો

**પાટણમાંથી** બીજે દિવસે મંગલપ્રસ્થાન કરીને મહારાજ ભીમદેવનું સૈન્ય સિંધને રસ્તે પડયું.

સિંધનો હમ્મૂક મહાન અને અજેય દુશ્મન હતો. તેનો જલદુર્ગ અભેદ્ય ગણાતો. દામોદરે સૈન્યને સિંધના વિસ્તરેલા રણપટમાં દોરવા માટે અનેક પ્રકારની રચનાઓ કરી હતી. સાંઢણીસવારોની સાથે મોટી મોટી પાણીની પખાલો લેવરાવી હતી. હસ્તિસૈન્યને નદીને કાંઠે કાંઠે દોરવાનું હતું. પદાતિ અને ઘોડેસવારો પણ જલનો આશ્રય લેતા આગળ વધતા હતા. પણ જેમ જેમ સૈન્ય આગળ ગયું ને સિંધનો કાંઠો દેખાયો, તેમ તેમ ગર્જનકોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવનાર મૃગતૃષ્ણિકાઓની પરંપરા રણપટમાં દેખાવા માંડી. એવી તો સુંદર નીલાંછમ પાણીની હિલોળા દેતી પૃથ્વી નજરે ચડવા માંડી કે, એ આભાસને સાચો માનીને સૈન્ય હિમ્મત ન ખોઈ બેસે, માટે વારંવાર ઊંટ ઉપર ત્રંબાળું વગડાવીને ખબર દેતા કે પાણી છે એવા ભુલાવામાં પડીને, કોઈએ હરિયાળી ભૂમિનાં દર્શનની આશા રાખવાની નથીઃ સઘળે રેતી જ રેતી આવતી હતી. નાખી નજર પહોંચે ત્યાં સુધી લાંબા

વિકટ વિશાળ પ્રદેશમાં ઠેકાણે ઠેકાણે રેતીના એકદમ અરસિક ભયંકર ને સુક્કા ધોરા ખડકેલા પડયા હતા. એમાં જો સૈન્ય રસ્તો ભૂલે તો હજારોનાં શબો ક્યાં પડયાં છે એમનો પત્તો પણ લાગે તેમ ન હતું. વનસ્પતિનું તો ક્યાંય નામનિશાન ન મળે. હરિયાળી ભોં તો આકાશકુસુમ જેવી અશક્ય હતી. કેર કેર દેખાતા હતા—માત્ર બાવળ, રામબાવળ, થોરનાં ઠૂંઠાં, કેરડા, કાંટાળાં ઝાંખરાં, ગોખરુ ને ભઠિયાં. કોઈક ઠેકાણે જાળનું ઝાડ હોય તો એ આ રણમાં આમ્રવૃક્ષની પણ સ્પર્ધા કરતું લાગે. આવા વિકટ પંથમાં રસ્તો કાઢવો મુશ્કેલ હતો. આ તરફના ભોમિયા સાથે હતા અને એમની મદદથી મહારાજ ભીમદેવના સૈનિકો આગળ વધી રહ્યા હતા, પણ જેમ જેમ આગળ ગયા તેમ તેમ રણપટની ભયંકરતા વધવા માંડી. અત્યાર સુધી આવતા બાવળ ને રામબાવળ પણ અદૃશ્ય થયા. પરંતુ તેની જગાએ માણસ છક્ક થઈ જાય એવી અપ્સરાસૃષ્ટિ દેખાવા લાગી. હિલોળા દેતાં પાણી નજરે પડયાં. વનસ્પતિની નીલી કુંજો દેખાવા લાગી. હાથી, ઘોડા ને માણસોની કતારની કતાર ચાલતી નજરે પડી—અને આ સઘળી મનોહર સૃષ્ટિ એવા તો ભયાનક અટ્ટહાસ્યથી માનવની મશ્કરી કરતી કે, જે વખતે એ સતૃષ્ણ નજરે આ દૃશ્ય જોતો થંભી જતો, તે જ વખતે ચારે તરફના વાવંટોળથી ઊડતી રેતીના ગબારા એને ઢાંકી દેતા આગળ ને આગળ દોડયા જતા. પાટણના સૈન્યે અનેક રણક્ષેત્રો ખેડયાં હતાં, પણ આ રણક્ષેત્ર ગજબનું હતું. થાકીને લોથ થનારા સૈનિકોને [1]મંડક, [2]વટક કે કરભક[3] તો

૧ રોટલી ૨ વડાં ૩ સાથવો. ત્રણે શબ્દ 'દ્વયાશ્રયમાં'થી છે.

દૂર રહ્યાં, પણ મીઠું પાણી કે ઝાડનો છાયો પણ શોધવા પડતાં.

ગર્જનકોને જે રેતીપટે હેરાન હેરાન કરી મૂક્યા હતા તે રેતીપટની આ તો હજી શરૂઆત હતી.

આ રેતીપટ વીંધીને સૈન્ય જાય એટલે કાંઈ ગઢ જીતી ગયા એવી વાત ન હતી. ત્યારપછી તો હજી હમ્મૂકનો વનદુર્ગ હતો. એનો કર્દમદુર્ગ હતો. એનો જલદુર્ગ હતો. ધીમે ધીમે સેનાપતિઓમાં એકરાગને બદલે શંકા પેસવા માંડી. કોઈકને લાગ્યું કે આ દુસ્સાહસ સૌને હણી નાખશે. બીજાને થયું કે આ રણક્ષેત્રમાંથી જે પાછા ફરે તે ભાગ્યશાળી જાણવા.

મહારાજ ભીમદેવે જેમ બને તેમ ઓછામાં ઓછો વિકટ માર્ગ લીધો હતો. ભોમિયા પણ અનુભવી ને મહારાજ પ્રત્યે પ્રીતિવાળા હતા. પણ દિવસો જતા ગયા તેમ તેમ થાકને લીધે, ભૂખને લીધે અને તાપને લીધે અનેકનાં મનમાં વસવસો થવા માંડ્યો. કોઈકે ગપ સાંભળેલી તે કહી કે, હમ્મૂક તો જલદુર્ગમાં રહે છે, ને તેની પાસે પારસમણિ છે એટલે જલમાં રસ્તો કરી, દુશ્મનોને હરાવી, પાછો પોતાના દુર્ગમાં પેસી જાય છે. કોઈકે કહ્યું કે, નદીમાં એવા મહાન મગરો પડ્યા છે કે નદી પાર કરવી એ બની શકે તેમ નથી. પરંતુ હવે સોલંકી સૈન્ય પાછું ફરી શકે તેમ ન હતું. એ આગળ જાય ને હમ્મૂકને હરાવી મહાન પરાક્રમ કરે અથવા વિનાશ પામેઃ ત્રીજો કોઈ માર્ગ જ ન હતો. વારંવાર મહારાજના યુદ્ધપતિઓની મંત્રણા થવા માંડી. હજી મકવાણાનો પત્તો ન હતો. રા' તો પોતાના સવારો સાથે મહારાજ સાથે થઈ ગયો હતો. પણ બાલુકરાયના સૈન્ય સાથે હજી ભેટો થયો ન હતો. ત્યાં અફવાઓ ઉપર અફવાઓ આવવા માંડી

કે હમ્મૂક પોતાનો જલદુર્ગ તજી, હજારો સાંઢણીઓ સાથે આગળ ધસતો આવે છે. આખા સૈન્યને એક પ્રકારની શેહ લાગી ગઈ. સૌને થયું કે મરણ પાસે આવ્યું છે. મરણનો કોઈને ભય ન હતો—પણ રેતીમાં વગરમોતે મરવાનો સૌને ભય હતો. મહારાજ ભીમદેવની પટકુટીમાં યુદ્ધપતિઓની મંત્રણાસભા થઈ.

'જુઓ ભા! હું તમને સૌને એક વાત કહી દઉં. આ તો રણનો રસ્તો છે. જેમ આગળ જઈએ તેમ એનું ડીંડવાણું વધતું હાલે. પણ આગળ વધશો તો મકવાણોજી મળશે, બાલુકરાય ભળશે, રસ્તો પણ સે'લો થાશે. આંહીં જુદ્ધ આપવા થોભશો તો વગરમકતના સપડાશો. પછી તો મહેતા કહે તે ખરું,' રા'એ દામોદર ઉપર વધુ વાતનો ભાર નાખી દીધો.

'જે થવાનું હોય તે ભલે થાય; હમ્મૂકને ઘેર્યે જ છૂટકો છે!' દામોદરે કહ્યું.

'પણ હમ્મૂક હશે તો ઘેરશો કે નહિ હોય તો પણ ઘેરશો?' ભોગાદિત્ય બોલ્યો. એ મહાસાંધિવિગ્રહિક તરીકે પોતાની જાતને ઘણી મહત્ત્વની સમજતો. મંત્રીપદની એને અભિલાષા હતી. દામોદર પ્રત્યે એને ખાસ દ્વેષ ન હતો. પણ દામોદર ન હોય તો પોતે શું હોય તે વાત એને માટે આકર્ષક હતી—તો પોતે જ મંત્રીશ્વર હોય. એટલે એણે દામોદરના દુસ્સાહસ વિષે ધીમે ધીમે વાતો શરૂ કરી હતી.

દામોદર બોલ્યો: 'કોણે કહ્યું, હમ્મૂક જલદુર્ગમાં નહિ હોય?'

'આપણે સમજીએ નાં? આવે રસ્તે આપણને મળવાનું છોડી, સહેલો પરાજય આપી શકે એ રસ્તો મૂકી, એ ગાંડો

છે તે જલદુર્ગમાં પડ્યો રહે?'

'એ પોતાને દુર્ગમાં અભેદ્ય માને છે એ તમને ખબર છે! આપણી પાસે એની ઘણી વાતો આવી છે. એ સૌને હંફાવીને જલદુર્ગમાં પેસી જાય છે!'

'હું પણ એ જ કહું છું. એ આંહીં હંફાવવા આવશે ને પછી જલદુર્ગમાં પેસી જાશે. પછી તમે એને ક્યાં શોધશો?' ચંડશર્મા બોલ્યો. દામોદરના આ સાહસ પ્રત્યે મહારાજને થોડીઘણી શંકા ઉત્પન્ન કરવાના હેતુથી આ બન્નેને બોલતા જોઈ દામોદર એક ઘડીભર શાંત થઈ ગયો. પછી તેણે કાંઈક દૃઢ સ્વરે કહ્યું: 'ભોગાદિત્ય! તમે હજી આ પહેલું યુદ્ધ જોયું હશે; હું તો ગળથૂથીમાંથી લડતો આવ્યો છું. યુદ્ધ તો એ જીતે—જે સામાની વાત જાણી લે. આપણે જાણી લીધું છે કે હમ્મૂકને જલદુર્ગ ઉપર અસાધારણ વિશ્વાસ છે. એ વિશ્વાસને લીધે એની બીજી બધી બુદ્ધિશક્તિ કામ કરતી અટકી પડી છે, સમજ્યા? એ તમને રસ્તામાં નહિ રોકે. એ જાણે છે કે તમે જલદુર્ગ સાથે અથડાશો ને ત્યાં જ પતન પામશો. આ એની વ્યૂહરચના છે, ને એ પ્રમાણે જ એ રહેવાની છે. આપણે આગળ વધો—'

'ને વચ્ચે અટકાવ્યા તો?'

'તો વચ્ચે યુદ્ધ કરશું!'

'પણ ત્યારે આપણું સૈન્ય ત્રણ ભાગમાં વિભક્ત હશે. ને એ તો આખું સૈન્ય લઈ આવશે!'

'અરે ભાઈ! આ તો તમારું ડીંડવાણું ભારે! આગળ વધવું છે એમાં આ જીભાજોડી વળી શેની?' રાએ કહ્યું.

'આગળ વધવું છે—પણ હવે સૌને આંહીં ભેગા

થવા દઈએ પછી.'

'શું કરવા?' દામોદરે પૂછ્યું.

'તો આપણું બળ અખંડ રહે!'

'ત્યારે જુઓ, હું તમને કહું. હમ્મૂકને હરાવ્યા વિના મહારાજ પાછા નહિ ફરે; તેમજ કોઈ દળની હવે રાહ પણ નહિ જુએ. હમ્મૂકને યુદ્ધ આપવાનો આ જ સમય છે. ને વધુમાં—બાલુકરાય તો બહુ ધીમી મજલે આવશે!'

'ધીમી મજલે આવશે? ત્યારે તો આંહીં આપણે ફસાયા એમ સમજવું?' ભોગાદિત્યે કહ્યું: 'મહારાજ! આપણું સૈન્ય વિભક્ત હશે તો રણપટ આપણને ભરખી જશે. મારું તો આ માનવું છે!'

'દામોદર! બાલુકરાય ધીમી મજલે આવશે એટલે? તો તો આપણને મળ્યા પહેલાં એને ને આપણને છૂટા-છૂટા રોકી દેવાશે!'

'મહારાજ! ચિત્રકોટની વાત આપની સ્મૃતિમાં છે?'

'કઈ?'

'જે મહારાજ જાણે છે!'

'હાં, હાં; એનું શું?'

'દંડનાયકે કુલચંદ્રને જે પરાજય આપ્યો છે ને ધંધૂકરાજને પાટણની પાંખમાં પાછા લઈ લીધો છે, એનું વૈર લેવા કુલચંદ્ર તલસતો નહિ હોય?'

'તલસતો હશે—પણ એનું અત્યારે શું છે? આપણે હવે તો આગળ કે પાછળ બેમાંથી કોઈ બાજુ ખસી શકીએ તેમ નથી ત્યારે?'

'હં; હું પણ એ જ કહું છું, મહારાજ!' ભોગાદિત્ય બોલ્યો.

'આ તો ત્યારે ભારે ડીંડવાણું થયું મહેતા !' રા' એ કહ્યું.

'ડીંડવાણું કાંઈ નથી, મહારાજ ! રાજનીતિના જાણુનારા સૌ જાણે છે કે, ઘોડાને બદલે હાથી મળે, તો હાથી લઈ લેવો ને ઘોડો તજી દેવો. એમાં ઘોડો ખોયો નથી, પણ હાથી મળ્યો છે એમ માનવું. કુલચંદ્ર પાટણ સાથે લાંબો વિગ્રહ અત્યારે માંડે તેમ નથી. પણ આપણે બધા બહુ દૂર હોઈએ તો વખતે એમ કરવા પ્રેરાય. એટલે બાલુકરાય આ બાજુ આવી રહ્યો છે—છતાં એ પાટણથી એટલે દૂર નહિ હોય—ને આપણાથી પણ એટલે દૂર નહિ હોય—કે બન્નેને અણીને સમયે મદદ ન આપી શકે. વખત છે ને કુલચંદ્ર પાટણ ભણી વળે—તો એ પાસે જ છે એ ભયથી ઘણો ફેર પડે !'

ભીમદેવ દામોદરની દૂરંદેશી માટે માનભેર એના તરફ જોઈ રહ્યો. ભોગાદિત્ય ઢીલો પડી ગયો. ચંડશર્મા શાંત થઈ ગયો.

'પણ ત્યારે બાલુકરાય ભિન્નમાલ તરફથી આવી રહ્યો છે એવી વાત તમે શા માટે ચલાવી ? અમે તો એ વાત ઉપર મદાર બાંધીને બોલતા હતા !' ભોગાદિત્યે કહ્યું.

'એ તો એવું છે, ભોગાદિત્ય ! અનેક અસત્યોમાં સત્ય છુપાયેલું છે, એને શોધતાં શીખવું જોઈએ. એ પણ એક વ્યૂહ છે !'

બીજે દિવસે સૈન્ય તો આગળ વધ્યું. પણ ભોમિયાનો ઘણો પ્રયત્ન છતાં જલમાર્ગ મળવો મુશ્કેલ થઈ પડ્યો. પાણી વિના સૌ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યા. દામોદરને ખબર મળ્યા કે રસ્તે જે જે કૂવાઓ હતા તે હમ્મૂકે રેતીથી પુરાવી દીધા લાગે છે ને તેથી પાણીની અસહ્ય વેદના ભોગવવી પડે

છે. દામોદરે તરત ભોમિયાઓને બોલાવરાવી જે માર્ગે સૈન્ય આવવાની હમ્મૂકને ગંધ મળી હતી તેનાથી તદ્દન જુદો માર્ગ લેવા તેમને કહ્યું.

એ માર્ગે સૈન્ય આગળ વધ્યું. સાંજ થવા આવી પણ હજી તાપ તો કહે મારું કામ. ઠેકાણે ઠેકાણેથી 'જલ ! જલ'-ની બૂમ પડતી હતી.

એવામાં દૂર દૂરની ક્ષિતિજ ઉપર સાંઢોની મોટી વરધ નજરે પડી. રા'એ એ જોઈ. ભોગાદિત્યે જોઈ. દામોદરને કાને વાત ગઈ. મહારાજ ભીમદેવે ઝડપભેર દોડી આવતી સાંઢની લંગર દીઠી. સૌને ખાતરી થઈ ગઈ કે હમ્મૂક સૈન્ય લઈને આવી રહ્યો લાગે છે. દામોદર પોતાની ગણતરી ખોટી પડી તેથી કાંઈક વ્યગ્ર થઈ ગયો. રા'એ પોતાનાં માણસો ગોઠવી દીધાં. એક ડુંગરડા આડે તીરંદાજો બેસી ગયા. ગોફણિયા તૈયાર થઈ ગયા. દામોદરે હમ્મૂકને ચારે તરફથી ઘેરવા માટે છૂટીછૂટી વ્યૂહરચના કરવા માંડી. એટલામાં કોઈકે કહ્યું: 'અરે! આ તો મૃગતૃષ્ણિકા છે. કોઈ આવતું નથી. માત્ર કાફલો દેખાય છે!'

સૌ વધારે ધ્યાનથી જોવા લાગ્યા.

પણ થોડીવારમાં તો સૌની નજરે સ્પષ્ટ વરધ દેખાવા માંડી.

એક ઘડી વધુ વીતી. મહારાજની આજ્ઞાની રાહ જોતા તીરંદાજો ખડા થઈ ગયા. પેલી લંગર વધુ ને વધુ નજીક આવી રહી હતી.

તીરવા છેટે લંગર રહી—ને મહારાજ પોતાનું તીર ખેંચી ફેંકવાની તૈયારી કરે છે, ત્યાં સૌથી આગળ દોડતી આવતી ટોડડી ઉપર મહારાજની નજર ગઈ.

એની ઉપર બુકાની બાંધી બેઠેલા માણસના હાથમાં એક લાંબા ભાલા ઉપર લાલઘુમ કપડું લટકતું હતું. વારંવાર એ કપડાને હલાવીને એ કાંઈક એવો અવાજ કાઢતો હતો, કે એની પાછળ, જેમ માંસના લોચા ઉપર સમળાઉ ઘુમાઘુમ કરે, તેમ પાછળની સાંઢો દોડતી આવતી હતી. આસપાસની બીજી થોડીક સાંઢો ઉપર બેઠેલા માણસો ગગનભેદી નાદે બિરદાવલિ બોલી રહ્યા હતા.

બેપાંચ દસ નહિ, પણ સાતસો જેટલી સાંઢનું મોટું ટોળું એની પાછળ ગાંડું થયું હોય તેમ દોડતું આવતું હતું. કોઈ જાદુગરે જાણે આખા ટોળાને મુગ્ધ બનાવ્યું હોય તેમ પેલા લાલઘુમ કપડાવાળા ઓઠીની પાછળ પાછળ એ ઘેલું બનીને ધસમસતું હતું. રણપટમાં જાણે મોટી સેના આવતી હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. દામોદર એને આવતું જોઈ રહ્યો. એ પાસે આવ્યું. ને દામોદર મોટેથી બોલી ઊઠ્યો: એનો અવાજ આનંદથી ફાટી ગયો હતો: 'જો જો મહારાજ! તીર ફેંકતા! આ તો કેસર મકવાણાજી પોતે લાગે છે!'

'હેં!'

સૈન્ય આખામાંથી તરત 'જય સોમનાથ' ની ગગનભેદી ગર્જના થઈ ને ઘડીભર તો રણપટને સૌ વીસરી ગયા.

એટલીવારમાં તો કેસર મકવાણાની રણબંકી આગળ આવી હતી. આવા ભયંકર રેતીપટમાં એની છટા તો ઓર જ હતી. મહારાજે મકવાણાજીને પાસે આવતા દીઠા ને તે બોલી ઊઠ્યા: 'અરે! મકવાણાજી! તમે આંહીં ક્યાંથી? અમને નાહક ભડકાવી માર્યા!'

'અરે મહારાજ! હું તો સુમરાની સાંઢો લઈ આવ્યો છું.'

મકવાણાની રણઝંકી અટકતાંની સાથે જ સાંઢની વાંઢ પણ ત્યાં થોભી ગઈ.

'લઈ આવ્યા? શું કહો છો? શી રીતે આ કામ પાર પાડ્યું? આ તો વાઘના મોંમાંથી દાંત કાઢી આવ્યા!'

'મહારાજ! એનો જલદુર્ગ તો અભેદ્ય છે. પણ મંત્રીશ્વરે કહ્યા પ્રમાણે વનનાં વન કપાવા માંડ્યા છે. એટલે એનો પણ રસ્તો થઈ જાશે.'

'પણ આ સાંઢો તમે ક્યાંથી—જલદુર્ગમાંથી લાવ્યા?'

'ના ના; એ તો એની ખોરરી છે—આ બાજુ જંગલની મેર; ત્યાંથી હાથ મારી લીધો.'

સાતસો સાંઢની લંગર વચ્ચે ઊભેલા મકવાણાજીની રણઝંકીને જોઈને સૈન્યમાં જાણે નવો પ્રાણ આવ્યો.

'મહારાજ!' મકવાણોજી બોલ્યા: 'હવે રસ્તો જાણીતો ને સારો છે. જલ પણ મળે તેમ છે. હવે તો કેટલેક ઠેકાણે નદીનાળામાં ઊગેલા *સુરઈના જંગલમાંથી કોઈ છૂપો ઘા ન કરી જાય એટલું જ જોવાનું છે. ચાલો, આ સાંઢોને ઠેકાણે પાડતા પાડતા ચાલ્યા જઈએ! રસ્તામાં ગુજરાતના સૈન્યની જયકથા કહેવાતી જાશે, સાંઢોને ચારણબારોટમાં વહેંચતા જઈશું, ને એમ ને એમ હમ્મૂકના દુર્ગ પાસે પહોંચી જઈશું.'

મકવાણાએ બતાવેલ માર્ગે જળનો પ્રબંધ કરી, ત્યાં રાત ગાળી, બીજે દિવસે સવારમાં સોલંકી સૈન્ય આગળ વધ્યું.

* એ જાતનું લાંબું ઘાસ.

## ૩૫. કુલચંદ્રે પાટણ લૂંટ્યું—ને જીત્યું—

દામોદરે દુરંદેશી તો વાપરી હતી. અને સોલંકી સૈન્ય સિંધના રણપટમાં હોય તે વખતે ગુજરાત ઉપર કોઈ સ્થાયી વિજય મેળવી ન જાય એટલા માટે બાહુકરાયની મજલ, ભિન્નમાલને રસ્તે ધીમે ધીમે પ્રવૃત્તિ કરી રહી હતી, છતાં એક વાત એની ગણતરીબહાર રહી ગઈ. માલવા ગુજરાત સાથે વિગ્રહ માંડે એમ નથી—હમણાં તો માંડે તેમ નથી જ—એ વાત ઉપર મદાર બાંધીને એણે સોલંકી સૈન્યને સિંધમાં દોર્યું. પણ પાટણનું રક્ષણ નબળું પડતાં કુલચંદ્રના મનમાં એક નવીન જ વિચાર આવ્યો. એ વિચાર એણે કર્ણાટ ને માલવા વચ્ચેના સતત ચાલી રહેલા વૈર-ભરેલા યુદ્ધમાંથી લીધો હતો.

એણે વિચાર કર્યો: 'ગુજરાત ઉપર ચડાઈની હમણાં તૈયારી ન હોય તો એવી વાત પછી—પણ પાટણને લૂંટવામાં શો વાંધો ?'

એક દિવસ તક જોઈને તેણે ભોજરાજ પાસે વાત મૂકી: 'મહારાજ ! કર્ણાટ ને માલવના યુદ્ધમાં વારંવાર નગ-રીઓની લક્ષ્મી હેરફેર કરતી આવે છે. માલવા ને પાટણના

યુદ્ધમાં એ બને તો કવિ પરિમલ જેવાને નવી યશપંક્તિઓ લખવાની મળે !'

ભોજરાજે ડોકું ધૂણાવ્યું : 'એ તૃણભોજન છે કુલચંદ્ર ! જ્યારે રણમાં રોળીશું ત્યારે તો ગુજરાતની વીરશ્રીને જ રોળીશું; એકલા અનાથ પાટણ ઉપર શું દોડવું ?'

'મહારાજ ! ગૌરવભંગ સહેવો એ પણ એક પ્રકારનો પરાજય છે; આપણને એણે ઓચિંતા પડકાર્યા—ભલે એનાથી કાંઈ થયું નહિ—પણ એણે એક વખત આપણું ગૌરવ ટાળ્યું —તો આપણે પણ પાટણનું ગૌરવભંગ કરીએ. અત્યારે જ એ સમય છે !'

'મને કુલચંદ્ર ! એ વસ્તુ ગમતી નથી—થોડું દાન કરવું ને નાનું યુદ્ધ કરવું !'

'નાનું યુદ્ધ તો, મહારાજ ! અમે કરીશું. જ્યારે મહારાજ રણમાં ઊતરશે ત્યારે તો રેણુથી આકાશ છવાઈ જશે.'

'પણ આવા ભાગેડુ યુદ્ધનું પરિણામ ?'

'એ તો, સામે ચેદીપતિ કે કુંતલેશ્વર હોય, તો મહારાજની ગજસેનાના ઘંટારવથી આકાશ ગાજે, અશ્વોની હેવળથી જંગલો ગાજે, પણ આ તો પાટણપતિ પોતે જ ભાગેડુ— એની સામે તો આવું નાનકડું, ભાગેડુ યુદ્ધ જ હોય નાં ? માલવનું ચતુરંગ સૈન્ય ત્યાં દોરી જવું એ પણ એને વધારે-પડતું મહત્ત્વ આપવા જેવું થાય, મહારાજ !'

'કોણ તું જવા માગે છે ?' ભોજરાજે કહ્યું, 'કે સુરાદિત્ય ?'

'જવાનો હું—જો મહારાજની આજ્ઞા હોય તો !'

'ભલે; પણ ત્યારે તું કોઈ અતિ રસિક સ્ત્રીના

પ્રેમમાં પડ્યો લાગે છે!'

'કેમ મહારાજ? શા ઉપરથી એમ કહો છો?'

'માલવદેશની જ આ વિશેષતા છે, કુલચંદ્ર! કે આંહીં પ્રેમ ને પરાક્રમ સાથે રહે છે; આંહીંની રસિકડી નાજુક માલવી સ્ત્રી–એનો પ્રેમ કોઈ પુરુષ પરાક્રમ વિના હજી સુધી તો મેળવી શક્યો નથી. તારે પરાક્રમ કરવું છે ને કોઈ રમણીના સ્મિતને ઝીલવું છે. ભલે. પણ એ નારી કોણ છે એટલું તો કહે?'

'અરે! મહારાજ! મારે સાધુ જેવાને વળી સ્ત્રી શી ને વાત શી?'

'કેમ પ્રિયા હોય, પ્રેમ હોય ને પરાક્રમ હોય—એ જીવન તને ગમતું નથી?'

'ગમે છે: પણ એ ત્રણેનો મેળ વિધાતા કરશે તો તો પછી એને કાવ્યપંક્તિમાં સંભારશે કોણ?'

'તારી પાસે પહેલાં બે હશે—પ્રિયા અને પ્રેમ—તો ત્રીજું મળશે.'

'અથવા તો મહારાજ! મારી પાસે ત્રીજું હશે—પરાક્રમ—તો પહેલું મળશે. એટલે મહારાજ આજ્ઞા આપે તો હું પ્રસ્થાન કરું!'

'એક વાત છે, કુલચંદ્ર! પાટણમાં સૈન્ય નથી; પણ પટ્ટણીઓ છે!'

'મહારાજ! સૈન્ય વિના નગર રણાં સાંભળ્યાં છે?'

'મારું કહેવાનું બીજું છે; તું પાટણ તો જીતશે—પણ પટ્ટણીઓને જીતી શકાશે?'

'અરે! મહારાજ! ગુજરાતનાં આભરણથી ભરિત

નર્તિકાઓ મહાકાલેશ્વરના મંદિરમાં નૃત્ય કરશે—ત્યારે એ ગાથાઓ રચતાં તો વિદ્યાસભાના કવીન્દ્રો પણ ગૌરવથી પ્રફુલ્લ પ્રફુલ્લ થઈ જાશે!'

બીજે દિવસે કુલચંદ્રે કોઈને ખબર ન પડે તેમ સૈન્ય વગેરેનો દહારો કર્યા વિના ધીમે ધીમે સૈનિકોને જુદેજુદે માર્ગે પાટણ તરફ રવાના કર્યા. નડૂલને તો એ વાતની જાણ થવાનો ઓછો સંભવ હતો. પણ અર્બુદપતિની ચકોર દૃષ્ટિ ભુલાવવી મુશ્કેલ હતી. કુલચંદ્રે વાગડમાંથી રસ્તો કાઢી લાંબે પંથે પાટણ તરફ પ્રયાણ કર્યું.

એક સાંજે પાટણના નાગરિકો દુર્લભસરોવરની જલ-નૌકામાં વિહાર કરી રહ્યા હતા, અને કાંઠે પ્રગટાવેલી દીપિકાઓના પ્રકાશથી સરોવરનું સ્વચ્છ જલ, જાણે તારાંકિત નીલાકાશ નીચે ઊતર્યું હોય તેવું લાગતું હતું, ત્યારે અચાનક ડિંડિમિકાનો અવાજ આવ્યોઃ 'માલવસૈન્ય લઈ કુલચંદ્ર પાટણ ઉપર ધસી આવે છે—માટે સૌ નગરના કોટમાં પેસી જાઓ!'

એકદમ મોટો કોલાહલ થઈ પડ્યો. રસિક નરનારીનાં વૃંદ ઉપવનમાંથી નગરમાં પાછાં ફરવા લાગ્યાં. પાલખી, અશ્વ, હસ્તી, સુખાસન, ને રથોથી માર્ગો ઊભરાઈ ચાલ્યા. નગર-પ્રતિ જવાના માર્ગ ઉપર ધૂળની ડમરી ચડવા લાગી. ફટોફટ દરવાજા બંધ થવા લાગ્યા. દરવાજે દરવાજે ચોકી-દારો ગોઠવાઈ ગયા. વૃદ્ધ સૈનિકો પણ ઘરમાં પોતાનાં હથિયાર સંભાળવા લાગ્યા. રણાસણા પદ્દણી યોદ્ધાઓને ચારે તરફથી ભેગા થવા માટે શંખધ્વનિ થવા લાગ્યો. આખી પાટણ નગરીમાં મોટો કોલાહલ થઈ ગયો.

રાત આખી નગરજનોએ કોટ ઉપર ચોકી કરી. તીરંદાજો ને ગોફણિયાઓ કોટને બુરજે બુરજે ગોઠવાઇ ગયા હતા. નદી ઉપરનો લક્કડમાર્ગ ખસેડી લઇ, હોડીઓને હાથ કરી લઇ, ખાઇઓમાં જલ ભરી દઇ, બને તેટલું નગરને સુરક્ષિત કરવા પ્રયત્ન શરૂ થયો.

પણ નગરમાં કોઇ મહાન યોદ્ધો કે સેનાપતિ ન હતો. સિંધના ભયંકર યુદ્ધ માટે અને એમાં ચોક્કસ વિજય ન મળે તો પાટણનો વિનાશ થઇ જાય એ અનિવાર્ય પરિણામને અટકાવવા માટે, જેટલી હતી તેટલી સઘળી જ સશક્ત સેના તો અત્યારે સિંધના રણપટમાં આગામી મહાન યુદ્ધની વ્યૂહરચના કરી રહી હતી. એક અત્યંત ઝડપી સાંઢણીસવાર-ને મહારાજને ખબર આપવા માટે કોટપાલે રવાના કર્યો.

સવાર થયું પણ કોઇ આવ્યું નહિ. સૌને વાત ખોટી લાગી. માલવી સૈન્ય આવે તેમ નથી એ સ્થિતિ જાણતાં વધારે ઉત્સાહ આવ્યો. દિવસ આખો શાંતિમાં પસાર થઇ ગયો. સાંજ પડી. હજી સુધી તો માલવી સૈન્યના ક્યાંય વાવડ ન હતા. અચાનક ચાંપાનેરી માર્ગેથી એક સાંઢણીસવાર ઝડપથી આવતો નજરે પડ્યો. લોકો ચિંતાતુર બન્યા. ચાંપા-નેરી ભાગોળે તેને લોકનું ટોળું સામેથી ઘેરી વળ્યું. તેણે સાંઢ ઓકારી. તે ઝડપથી ઊતર્યો. તેણે ઉતાવળે વાત કરી: 'દરવાજા બંધ કરી દો. માલવી સૈન્યને લઇને કુલચંદ્ર પોતે આવી રહ્યો છે. આ એક લક્કડ સેતુ છે એને ઉઠાવી લ્યો!'

'કોણે કહ્યું?'

'હું પોતે જોઇને આવું છું. બે ઘડીમાં આંધી આવી સમજો.'

'પણ સૈન્ય કેટલુંક છે ?'

'સેંકડો ને હજારોનું. આપણને હંફાવે એટલું.'

'જય સોમનાથ !' લોકોએ હતાશ ન થતાં ઉત્સાહમાં ને ઉત્સાહમાં એક ગગનભેદી અવાજ કર્યો. એ જ અવાજ સાથે આખા નગરમાં માલવાની સવારીની વાત ફેલાઈ ગઈ. નગર તૈયારીમાં પડી ગયું.

'ચાલો, સૌ તૈયાર થાઓ—તમે આવો કોટપાલ—નાયક તમે આંહીં રહેજો, અરે રણમલ ! તારે પેલી ચોકી સંભાળવાની—અલ્યા જોજે ગોફણિયો ઘા ખાલી જાય નહિ—' તરત અનેક પ્રકારના અવાજોથી પાટણના પાડાઓ ગાજવા માંડ્યાં. લોકોને કોટપાલે આશ્વાસન આપ્યું કે આપણે કુલચંદનો ઘેરો ટકાવી શકીશું. ઠેરઠેર યુદ્ધની વાતો થાવા માંડી.

ચાંપાનેરી ભાગોળ પાસે તો મોટું સૈન્ય ભેગું કરીને કોટપાલ પોતે આવીને ઊભો રહ્યો. એટલામાં કોટના બુરજ ઉપરથી નિશાની મળી. માલવી ગજસૈન્યે સરસ્વતીને ઉપરની બાજુએથી પાર કરી હતી. અને કોટની પાસે મુકામ નાખવો શરૂ થયો હતો. સૈનિકો ઝપાટાભેર કોટની હૈયારખી ઉપર ચડી ચડી એ સૈન્યને નિહાળવા લાગ્યા.

કોટપાલે તીરંદાજોને, ગોફણિયાઓને અને ભાલોને હૈયારખી ઉપર રહી મારો ચલાવવા માટે વ્યૂહમાં ગોઠવ્યા. પોતે પણ ઉપર ચડીને માલવી સૈન્યને ગોઠવાતું જોયું. તેણે નીચે આવીને કેટલાક વધુ સૈનિકોને ઉપર ધકેલ્યા. 'આપણે પહેલો જ એવો સપાટો ચલાવવો છે કે દુશ્મનને એમ થાય કે અંદર ઘણું સૈન્ય છે !' કોટપાલ બોલ્યો.

એ જ વખતે ‘ જય સોમનાથ ! ’ ‘ જય ચૌલાદેવી ! ’ની ગર્જનાઓ કરતું લોકનું ટોળું ત્યાં ધસી આવ્યું. એક શ્યામ ઊંચા ઘોડાને વીંટળાઈને અનેક બીજા સૈનિકો ત્યાં આવી રહ્યા હતા.

‘ કોણે કહ્યું કે આપણું ઘણું સૈન્ય છે એમ દુશ્મનને બતાવવું છે ? ’ ચૌલાએ આવતાં વેંત પૂછ્યું.

‘ એ તો હું બોલ્યો, દેવી ! ’

‘ કોટપાલ ! આ કુલચંદ્ર—એ પણ જમાનાનો ખાધેલ યુદ્ધપતિ છે. તમારું સૈન્ય ઘણું હોય તો કાંઈ તમે કોટમાં હો ? તમે બહાર જ યુદ્ધ આપોને ? એ પણ એ સમજે. એ આપણને ઘેરીને નહિ પડે. એ અંદર આવીને લડશે ! એ વખત નહિ બગાડે. ’

‘ પણ ત્યારે બીજું શું કરવું ? એનું સૈન્ય ઘણું છે. આપણે થોડા છીએ. મહારાજ આવે કે મદદ આવે ત્યાં સુધી શી રીતે ટકાવ કરવો એ જ સવાલ છે ! ’

‘ તમારી પાસે ટકાવ કરવા માટે જોઈએ એટલું અનાજ પણ નથી, ’ ચૌલા બોલી. ‘ એટલે તમે વ્યૂહ-રચના બદલો. તમે ભલે એને પરાજય ન પમાડો—પણ તમે પરાજય ન સ્વીકારો તોપણ તમે એને જીતી શકશો. પરાજય ન સ્વીકારાય એ જુઓ, એટલે બસ. તમે હવે એ રસ્તે ચડો. ’

‘ એક સાંઢણીસવાર મોકલ્યો પણ છે ! ’

‘ ક્યાં ? ક્યાં મોકલ્યો છે ? ’ ચૌલાએ ઉતાવળે પૂછ્યું.

‘ મહારાજને ખબર કરવા ! ’

‘ અરે ? શાની ખબર ? ’ ચૌલા બોલી. ‘ તમે એટલું

પણ નથી સમજ્યા કે આ સમાચાર મળતાં તો મહારાજ ત્યાંનું યુદ્ધ હારશે—ને પછી આંહીંનું તો આવીને ક્યાંથી જીતે? તમે ક્યારે સવાર મોકલ્યો? કોઈને પૂછ્યું હતું કે નહિ?'

'પૂછ્યું તો નથી—પણ કાંધું ખબર તો કરી દઈ એ! કાલે જ રવાના થયો છે!'

ચૌલાએ એક ઘડીભર વિચાર કર્યો: પછી તેણે આ-જન્મ રાણીની છટાથી નગર જનોને ને સૈનિકોને સૌને પૂછ્યું: 'ત્યારે બોલો, પટ્ટણીઓ! તમારે શું કરવું છે? પાટણનું ગૌરવ રાખવું છે કે પાટણની લક્ષ્મી રાખવી છે?'

કોઈનો જવાબ આવે તે પહેલાં કેટલાક વેપારીઓ સાથે નગરશેઠ આ કોલાહલ સાંભળીને આવી રહ્યા હતા, તેમણે જવાબ વાળ્યો: 'પાટણમાં તો, દેવી! પહેલેથી જ ગૌરવ વિનાની લક્ષ્મીને સૌ રાખોડી ગણતા આવે છે! લક્ષ્મીની કાંઈ ખોટ નથી—ગુજરાતના નાવિકો સમુદ્રને ખેડી જાણે છે; પણ ગુજરાતના ગૌરવને સંભાળજો. મહારાજ ત્યાં આકરું યુદ્ધ ખેડે છે—ને આંહીં ક્યાંક ગુજરાતનું ગૌરવ ખંડાઈ જાય નહિ!'

'ગૌરવ સાચવવું હોય તો ધનંજય શ્રેષ્ટી! પટ્ટણીઓ માટે એક જ રસ્તો છે!' ચૌલા તેમનો જવાબ સાંભળીને સ્મિત કરતી બોલી.

'હા, તે તમે બતાવો, દેવી!'

'ત્યારે દરવાજા ખોલી દો, કોટપાલ! ભલે સૌ અંદર આવતા!'

'અરે! પણ દેવી! તો તો પાટણનું ઘરેઘર કોડીનું

બની જશે. એ બધું લૂંટી જશે!' કોટપાલ બોલ્યો.

'તમે યુદ્ધ કરશો તો આજે નહિ ને આવતી કાલે લૂંટશે! તમારી પાસે અત્યારે તો કાંઈ રક્ષણ નથી!'

'પણ તો પાંચ પચીસ દુશ્મનો તો તળમાં રહેશે નાં?'

'અને તમારું ગૌરવ જાશે એનું શું? આ તો તમે પટ્ટણીઓ એને એમ બનાવો કે, આ જે એ લૂંટી જાય છે એ તો જાણે, તમારા કોઈ લેખામાં નથી. જે લૂંટયા વિનાનું રહ્યું—પાટણનું ગૌરવ—તે તમારે મન મહામૂલ્યવાન વસ્તુ છે. તમે રસ્તા ઉપર ઘરેણાં, જર ઝવેરાત ફેંકી દો ને જાણે કોઈ દુશ્મન શહેરમાં આવ્યો જ નથી, તેમ તમારું કામ કર્યા કરો. એ પાટણ લૂંટશે તો તરત ભાગી જાશે; તો મહારાજ સિંધનું યુદ્ધ જીતી આવશે. આંહીં દોડશે તો સિંધમાં હારશે—ને આંહીં કાંઈ જીતવાનું નથી. પેલા સિંધના મહાન વિજયની ખાતર—તમે અત્યારે આને થોડાક ટુકડાણુકડા ફેંકી રહ્યા છો—એમ સમજીને થોડું ફેંકી દો. તમારામાંથી કોઈ વિશ્વાસઘાતીનો વેષ ભજવશે? કોઈ તૈયાર છે?'

એક પંદર-સત્તર વર્ષનો રૂપાળો તરુણ આગળ આવ્યો. ચૌલા તેની સામે જોઈ રહી. એની કુમળી વય જોઈને એને આશ્ચર્ય થયું.

'તું વેષ ભજવી શકશે?' ચૌલાએ તેને પૂછ્યું. 'વાત જરા અટપટી છે.'

પેલા તરુણે ગર્વથી ઉત્તર વાળ્યો: 'મારા પિતાએ ગર્જનકોને સિંધના રણમાં રાખવા માટે વેષ ભજવી પ્રાણાર્પણ કર્યું હતું; મારી પાસે એ કુલનો વારસો છે!'

ચૌલા પ્રશંસાથી તે રૂપાળા દૂધભર્યા તરુણ તરફ જોઈ

રહીઃ 'તારે બીજું કાંઈ કરવાનું નથી. તું જાણે માલવાનો છે. એ ભાષા તને આવડે છે?'

પેલો તરુણ એવા તો શબ્દોચ્ચાર સાથે ભાષા બોલ્યો કે કોઈને એ ગુજરાતી લાગે જ નહિ.

'બસ, ત્યારે તું જાણે માલવાનો છે—આ ચડાઈ થતાં લોકો તારા ઉપર ગુસ્સે થયા છે. લોકો તો ગુસ્સે થાય જ, એટલે જાણે કે, તને હાંકી કાઢ્યો છે. લોકોને એમ છે કે બાલુકરાય આવી રહ્યા છે—ને તેની સાથે મોટું સૈન્ય છે એ વાત તું ફોડી દેશે. સમજ્યો?—અને તો કુલચંદ્રને અંદરથી ને બહારથી એમ બે સૈન્ય વચ્ચે પીસી નાખવાનો છે તે રહી જાશે. લોકોએ ગુસ્સે થઈને તને બહાર હાંકી કાઢ્યો છે. સમજ્યો? બસ, આવો વેષ તારે ભજવવાનો છે. એ તારાથી બનશે કે? તારું નામ?'

પેલા તરુણે બે હાથ જોડીને ચૌલાને પ્રણામ કર્યાઃ 'મારું કાંઈ નામ નથી, દેવી! પણ હું કામ પાર ઉતારીશ. નિશ્ચિંત રહેજો.' અને એટલું બોલીને કોઈ કાંઈ કહે તે પહેલાં, ડોકાબારીમાંથી બહારના અંધારામાં તે અદૃશ્ય થઈ ગયો.

## ૩૬. પણ પટ્ટણીઓ અજિત રહ્યા

બીજે દિવસે સવારે પાટણના ચાંપાનેરી દરવાજાને ખુલ્લો જોઈને કુલચંદ્રના આશ્ચર્યનો પાર ન રહ્યો.

એને શંકા પડી કે ચોક્કસ આમાં કાંઈક દગો લાગે છે. નગરનો વ્યવહાર પણ જાણે કાંઈ ન હોય તેમ ચાલુ થઈ ગયો હતો. લોકો ડર વિના બહાર આવતા હતા, સરસ્વતી કાંઠે ફરતા હતા, નૌકામાં બેસતા હતા, અને જાણે માલવી સૈન્યનું અસ્તિત્વ જ ભૂલી ગયા હોય એમ લાગતું હતું.

એટલે કુલચંદ્રે પણ પાટણમાં પ્રવેશ કરવા માટે તૈયારી કરવા માંડી. તેણે પહેલાં માત્ર ગજસૈનિકોને જ તૈયાર કર્યાં. બાકીનું બીજું બધું સૈન્ય નગરબહાર રાખી તે પાટણ તરફ જવા માટે રવાના થયો.

ચાંપાનેરી દરવાજામાં થઈને તેણે અંદર પ્રવેશ કર્યો.

કોઈએ એને અંદર પ્રવેશ કરતાં રોક્યો નહિ. અંદર જતાં જ એ પામી ગયો કે પાટણમાં રક્ષણપૂરતું સૈન્ય નથી. કોઈ પણ મહાન સેનાપતિનો એને ભેટો ન થયો. ચોકીદારો, રક્ષકો ને થોડા સૈનિકો સ્થળે સ્થળે ફરતા દેખાતા હતા: પણ તેમાંથી કોઈએ તેનો સામનો ન કર્યો.

કુલચંદ્ર તો પાટણનો વૈભવ જોતો આગળ વધ્યો. તેણે દરેક ઠેકાણે લોકોને પોતપોતાના કામમાં મગ્ન દીઠા. કોઈએ તેને આવકાર આપ્યો નહિ. કોઈએ તેના તરફ જોવાની ઇચ્છા પણ કરી નહિ. કોઈને એની શેહ પણ લાગી નહિ. કોઈ ભયભીત થઈને નાઠું નહિ. મહાન ગજરાજોના ઘંટારવથી ચૌટા ને બજારો ગજાવતો માલવી સેનાપતિ આગળ વધ્યો.

રાજમહાલયના ઘટિકાગૃહ પાસે લોકની મેદની જામી હતી.

કુલચંદ્રે ત્યાં નગરપતિને ને કોટપાલને અને કેટલાક મધ્યમ દરજ્જાના ઉપસેનાનાયકોને ઊભેલા જોયા.

તેણે ત્યાં પોતાના ગજરાજ ઉપર ઊભા થઈને શંખ ફૂંક્યો.

તેના શંખધ્વનિના જવાબમાં બીજા અનેક શંખો ફૂંકાયા.

કુલચંદ્રે કોટપાલને આગળ આવવા નિશાની કરી. કોટપાલ આગળ આવ્યો.

'મને ઓળખો છો?' કુલચંદ્રે કોટપાલને પૂછ્યું.

'હા, માલવાના સેનાપતિ છો!'

'અત્યારે આંહીં નગરરક્ષક કોણ છે?'

'આખું નગર પોતે જ.'

'પણ કોઈ સેનાપતિ તો હશે નાં! યુદ્ધ કરવાનું હું આહ્વાન આપું છું. યુદ્ધ ન કરવું હોય તો વિજયપત્ર આપો. કોણ છે સેનાપતિ?'

એક સેનાનાયક આગળ આવ્યો: 'શું જોઈએ છીએ?'

'નગરમાં કોઈ યુદ્ધ કરે તેમ લાગતું નથી. યુદ્ધ ન કરે તેવા નગરને સતાવવામાં મારી કુલચંદ્રની શોભા પણ

નથી. તમે જયપત્ર આપો એટલે અમે પાછા જઈએ !'

'એકલા જયપત્રને શું કરશો ?' નગરપતિ ધનંજય આગળ આવ્યો હતો તેણે ગૌરવભરેલા અવાજે કહ્યું. 'આંહીં સુધી આવ્યા છો, આટલો શ્રમ લીધો છે, ત્યારે મહારાજ અવંતીનાથને પણ એ ઘડી મોહ થાય એવાં લંકાનાં મૌક્તિકો આંહીંથી લઈ જાઓ. આંહીં ક્યાં ખોટ છે? પટ્ટણીઓ તો સમુદ્રના સ્વામી છે; વળી બીજાં લાવશે. તમને ત્યાં ડુંગરામાં મળવાં મુશ્કેલ. લ્યો—' નગરપતિએ એક દાસના માથા ઉપર સોનેરી કુંભ હતો તેમાંથી કાઢી કાઢીને મૌક્તિકોની માળાઓ કુલચંદ્ર સામે ધરી.

'એકલાં મોતીને હું શું કરું ?'

'ત્યારે થોડા પોખરાજ, હીરા, માણેક, રત્ન લઈ જાઓ. પટ્ટણીઓને ક્યાં એ નવી નવાઈની ચીજો છે ? તમારે ત્યાં ડુંગરા રહ્યા—ત્યાં આવી વસ્તુઓ ન હોય. તમારે ત્યાં અકિંચન વિદ્વાનો હોય; મુક્તા, માણેક, રત્નો તો આંહીં હોય; લ્યો.'

નગરપતિએ વળી હીરા, માણેક, પોખરાજ કાઢવા માંડ્યા.

'હજી પૂરતું નથી.'

'ત્યારે તો માલવરાજને તૃષ્ણા જબરી લાગે છે!' નગરપતિએ વિનોદ કર્યો.

'માલવરાજને આટલું તો બે દિવસનું દાન થયું. ને વરસના દિવસ રહ્યા ત્રણસો ને સાઠ !'

'ત્યારે તો થોડાક સોનાના દ્રમ્મ લઈ જાઓ, દ્રમ્મ, ભા ! એ વિના તમારી ભૂખ નહિ ભાગે !' રાણી ઉદ-

મતીનો કોઈ માણસ હતો તેણે કહ્યું.

'હું આવી રીતે લેતો નથી!' કુલચંદ્ર બોલ્યો.

'ત્યારે? અમારી આ આપવાની રીત અમે બતાવી; તમારી લેવાની રીત તમે બતાવો,' નગરપતિ બોલ્યા.

'મારું સૈન્ય કાલે નગરપ્રવેશ કરશે. ઘેરઘેરથી દ્રમ્મ, મોતી, હીરા, માણેક લેશે. જયપત્ર તમારે આપવો પડશે. પછી રાજમહાલયના ઘટિકાગૃહ પાસે થઈને અમારું સૈન્ય વિજયશંખ વગાડતું પાછું જાશે. તમે યુદ્ધ કર્યું નહિ માટે નગર બચ્યું છે; પણ નગરનું ખોખું તમારે ભલે રહ્યું: એની સમૃદ્ધિ અમને ભલે રહી!'

જવાબમાં એક નિશ્ચિંત છુટ્ટા મોટા હાસ્યથી રાજ-મહેલનો ચોક નગરશેઠે ભરી દીધો: 'ઓ હો હો હો! આમાં તે વળી તમે શું ક્યારના મૂંઝાવ છો?' પોતે પાટણનો મહાન નગરપતિ જાણે ઔદાર્યથી સઘળું આપવા માગતો હોય, એવો ગર્વીલો અવાજ હાસ્યને અંતે સંભળાયો: 'આખા નગરની સમૃદ્ધિ તમે લઈ જાઓ. એનાથી વધુ રૂડું શું? એમ થાશે તો જ પટ્ટણીઓ બીજી સમૃદ્ધિ લાવશે! ભૃગુકચ્છમાં હજી સુધી તો એવું કોઈ વહાણ આવ્યું નથી કે જેમાં મૌક્તિકમાળા વિનાનો પટ્ટણી બેઠો હોય! તમે કાંક ખાલી કરાવશો તો નવું વસશે, પ્રભુ! લઈ જાઓ—લઈ જાઓ—' નગરશેઠે હાથથી આખું નગર બતાવ્યું: 'જુઓને, નગરીમાં સોનેરી કુંભોની કોઈ ગણતરી કરી શકે તેમ છે? લઈ જાઓ, જો જો, અત્યારે પાટણ આપવા બેઠું છે ત્યારે કાંઈ લેવામાં પાછી પાની કરતા!'

માલવી સેનાપતિને નગરશેઠની વાણીમાં રહેલો અજેય

રણકો ખૂંચી રહ્યો.

'અમારી આંહીં કોઈ વડ નથી, નગરપતિ! એટલે તમારી સાથે શું બોલીએ? બાકી તો, આ બધું તલવારની અણીએ લીધું હોય તો વધુ શોભે!' કુલચંદ્રે કહ્યું. તેણે રાજમહેલના ઘટિકાગૃહ તરફ એક દૃષ્ટિ કરી. અને ધીમેથી એનો ગજરાજ પાછો ફર્યો.

કુલચંદ્રનો વિજય એટલો સસ્તો થયો હતો કે એના મનમાંથી વિજયનો આનંદ ઊડી ગયો હતો. તે પોતાની છાવણીમાંથી, રાતે એકલો સરસ્વતીના કાંઠા ઉપર ફરવા માટે નીકળ્યો. એને આશ્ચર્ય થયું કે કાલે પોતે પાટણને લૂંટવાનો છે એ ખબર છતાં લોકો હજી આનંદ, વિનોદ, પ્રમોદ કરી રહ્યા હતા. નગરમાં માંગલિક ગીતો ગવાતાં તેણે સાંભળ્યાં. ઠેરઠેરથી રાસ ને ગરબાની પંક્તિઓ પવને ચડીને આવી રહી હતી. મંદિરમાં ઘંટનાદ થતા હતા. દીપાવલિથી હવેલી, ઝરુખા, છજાં ને ગોખ શોભી રહ્યા હતાં. કેટલાક રસિકો ચંદ્રશાલામાં બેસીને કોઈ સુંદર વારાંગનાનું નૃત્ય જોઈ રહ્યા હતા.

કુલચંદ્ર આ સઘળાં દૃશ્યો ઉપર નજર નાખતો સરસ્વતીને કાંઠે ફરી રહ્યો હતો. એને પાટણના વૈભવની ઈર્ષા થઈ હતી. જાણે સમૃદ્ધિ કાંઈ હિસાબમાં ન હોય એવી નગરપતિની વાત એ સંભારી રહ્યો હતો. એટલામાં એણે નદીમાં કોઈના પડવાનો અવાજ સાંભળ્યો.

'કોણ હશે?' તેના મનમાં એકદમ કલ્પના આવી. એટલામાં નદીમાં છબછબિયાં કરતો ને શહેરના કોટ તરફ તરતો કોઈ પડછાયો તેણે જોયો. તેને કોઈ ગુપ્તચરની શંકા

પડી. તેણે તરત કાંઠે પડેલી એક હોડી પકડી તેમાં ઝુકાવ્યું: ને ઝપાટાબંધ હાથનાં હલેસાં કરી પેલા તરનારની પાછળ હોડી વહેતી મૂકી.

થોડીવારમાં તે તેને પહોંચી ગયો. તેણે નીચા નમી એક હાથે તરનારને રોક્યો.

'કોણ છે અલ્યા ?'

'છોડી દે ! મને છોડી દે—!'

'પણ તું છે કોણ ?'

'કોઈ નહિ !'

'એમ ?'

એટલામાં નદીકાંઠે કોઈ માલવી યોદ્ધા આવ્યા હોય તેવું કુલચંદ્રને અવાજ ઉપરથી લાગ્યું. તેણે બૂમ પાડી. માલવી યોદ્ધાઓ એકદમ પાણીમાં પડી તરતા આવ્યા. તેમને લાગ્યું કે કાંઈક દગો છે.

તે પાસે આવ્યા એટલે કુલચંદ્રે કહ્યું: 'આને પકડો.'

પેલાઓએ નાસી છૂટવા માટે મરણતોલ પ્રયત્નો કરતા તરનારને હાથ કરી લીધો. તેઓ એને પાછો નદીકાંઠે લઈ ચાલ્યા.

છાવણીમાં જઈને કુલચંદ્રે પેલા માણસને પોતાની પટકુટીમાં બોલાવરાવ્યો. એક દુધમલ રૂપાળો જુવાન તેણે પોતાની સામે ટાઢથી થરથરતો ઊભેલો જોયો. તેનાં કપડાં હજી ભીનાં હતાં.

'અલ્યા ! તું કોણ છે ?' પેલો કાંઈ બોલ્યો નહિ. 'કોઈ ગુપ્તચર છે ? ક્યાંથી આવ્યો છે ? આમ ક્યાં જતો હતો ? તારું નામ શું ?'

પેલાએ એક પણ પ્રશ્નનો ઉત્તર વાળ્યો નહિ.

'અરે! ભેરુમલ્લ! આંહી આવો—' કુલચંદ્રે એક સૈનિકને બોલાવ્યો: 'આ ધ્રૂજે છે. એનાં કપડાં બદલાવો, ને પછી એને આંહીં લાવો.'

થોડીવાર પછી તે જુવાન પાછો આવ્યો. ત્યારે પણ કોઈ પ્રશ્નનો જવાબ આપવાને બદલે મૂંગો ઊભો રહ્યો. કુલચંદ્ર બેઠો થઈને અચાનક આગળ વધ્યો. પેલા જુવાનને કાંઈક બરુની ઝીણી નળી જેવા પદાર્થને મોંમાં મૂકી ચાવી જવાનો પ્રયત્ન કરતાં જ તેણે પકડયો: 'અલ્યા તું છે કોણ?' તેણે ખભા ઝાલીને પેલાને હચમચાવી મૂક્યો.

દીપિકા પાસે જઈને પેલી નળીમાંથી કાઢેલી ભૂર્જ-પત્રિકા વાંચતાં જ કુલચંદ્રની મુખમુદ્રા ફરી ગઈ.

'ભેરુમલ્લ!' તેણે બૂમ પાડી. ભેરુમલ્લ બહારથી દોડતો આવ્યો. 'આ જુવાનને જડબેસલાખ દોરડાંથી બાંધીને આખી રાત તમારી પાસે રાખો. સવારે એનો ન્યાય થશે. ને ક્યાં છે સૌ સેનાનાયકો બોલાવો.'

ભેરુમલ્લ પેલાને લઈ ગયો. થોડીવાર પછી સેનાનાયકો આવ્યા. કુલચંદ્રે તેમની સામે પેલી ભૂર્જપત્રિકા ધરી: 'સારું થયું નાં, આ સંદેશવાહક પકડાઈ ગયો. આપણે આંહીં પડ્યા છીએ ને બહારનો કોઈ માણસ પાટણમાં જાય એ તો આપણો વિનાશ નોતરવા બરાબર છે. આમાં સંદેશો છે—બાલુકરાયનો, તે ભિન્નમાલ પાછો ફર્યો છે. ને ત્વરાથી પાટણને રક્ષવા માટે આવી રહ્યો છે!'

'આવી રહ્યો છે, હેં?'

'ત્યારે? આ એનો સંદેશો. એટલા માટે પાટણને એક સપ્તાહ ટકાવી રાખવાની વાત તેણે લખી છે. હવે તો

આપણે કાલે સવારે જ પાટણને લૂંટીને ચાલતા થઈ જઈએ !'

બીજે દિવસે સવારમાં હજી પાટણનાં નરનારીઓ જાગ્યાં ન હતાં, ત્યાં ઘોડા, હાથી, સાંઢ, બધાં ચાંપાનેરી દરવાજેથી અંદર પેસવા માંડચાં. ઘેરઘેર કોલાહલ થઈ ગયો. માલવી સૈનિકો પાટણમાં આવ્યા હતા. પણ થોડીવારમાં જ નગરપતિનો પડો વાગ્યો ને સઘળે શાંતિ ફેલાઈ ગઈ.

લોકો પાછા કાંઈ ન હોય તેમ પ્રાતર્વિધિમાં પડી ગયા. કુલચંદ્રના સૈનિકો ત્વરાથી ઘેરઘેર ફરીને દ્રમ્મ, મોતી, હીરા માણેક, આભૂષણ જે આવે તે લેવા લાગ્યા. થોડીવારમાં તો દ્રમ્મનો મોટો ઢગલો થઈ ગયો. ચૌટાં, ચોક, ને બજારો ફરતું ફરતું સૈન્ય રાજમહાલયના ઘટિકાગૃહ પાસે આવ્યું. કાંઈ ન હોય તેમ રાજમહાલયના ચોકીદારો ત્યાં સ્થિર ઊભા હતા. કુલચંદ્રે ત્યાં પોતાનું ગજસૈન્ય ગોઠવ્યું, અને જયનાદના પડઘાથી રાજમહેલ ગાજી ઊઠચો. પોતાના હાથી ઉપર ઊભા થઈ તેણે શંખધ્વનિ કરીને માલવવિજયનો પોકાર કર્યો; સૈનિકોએ તે ગગનભેદી અવાજ ઉપાડી લીધો. થોડીવાર પછી ધીમે પગલે નગરપતિ ને કોટપાળ ત્યાં આગળ આવ્યા. તેમણે એક જયપત્ર કુલચંદ્રના હાથમાં આપ્યું. એટલામાં બાકી રહેલા સૈનિકો પણ ચારે તરફથી આવી ગયા હતા, એટલે રાજમહેલ પાસેથી વિજયપ્રયાણ કરતા સૈન્યને જોવા માટે કુલચંદ્રનો ગજરાજ એક તરફ ખસ્યો.

માલવી સૈન્ય વિજયકૂચ કરતું પાછું ચાંપાનેરી દરવાજા તરફ વળ્યું.

'ભેરુમલ્લ ! પેલો સંદેશવાહક—રૂપાળો તરુણ ક્યાં છે ?'

'આ રહ્યો, પ્રભુ !'

'એને હવે આંહી લાવ !'

ભેરુમલ્લ પેલા તરુણને લાવ્યો: 'જો છોકરા! તેં સંદેશો લગભગ પહોંચાડચો હતો. તું બહાદુર છે. પણ જા, માતું દૂધ હજી તારા મોંમાં છે. હવે—તું છૂટો છે!'

'હવે તો, મહારાજ! મને તીરથી વીંધી નાખવો'તો. સેનાપતિ બાલુકરાયની તો મનની મનમાં રહી ગઈ!'

'શી વાત હતી—બાલુકરાયની મનની મનમાં શી રહી ગઈ?'

'એ હવે હું શું કહું, મહારાજ?'

'ના, પણ કહે તો ખરો!'

'બાલુકરાય તો, પ્રભુ ! તમારી પાછળ પડીને ઠેઠ ઉજ્જેનના રાજમહેલ પાસે કોડીઓ દટાવત!'

'કોડીઓ દટાવત એમ?' કુલચંદ્રે કહ્યું: 'ભેરુમલ્લ! જા તો, કોડીઓ લાવ—કોડીઓ લાવ—'

'કોડીઓ તો, પ્રભુ! આંહીં રાજમહેલમાં જોઈએ એટલી—' નગરપતિએ મીઠાશથી કહ્યું: 'પણ કોડીઓનો શો ખપ છે?'

'લાવો તો ખરા—પછી ખપની વાત!'

થોડીવારમાં કોડીઓ આવી. કુલચંદ્રે સૈનિકોને આજ્ઞા આપી. ઘટિકાગૃહના મૂળમાં જ ખાડો તૈયાર થયો. કુલચંદ્રે તેમાં કોડીઓ દટાવી દીધી.

એના ગજરાજે પ્રયાણ શરૂ કર્યું. સૌએ સામસામા વિનયજુહાર કર્યાં. 'નગરશેઠ! હવે આવીશું ત્યારે ચાંપાનેરી દરવાજો બંધ હશે—તો તોડીને આવીશું, ચાલો—જય મહાકાલેશ્વર!' તેણે નગરપતિ તરફ જોઈને વિનોદથી કહ્યું.

'આવજો ને—પાટણને દરવાજા બંધ કરવા પડે, એટલે નજીક હવે તો કોણ આવી શકશે કે દરવાજો બંધ હશે?' નગરપતિ બોલ્યા. 'ત્યારે જય સોમનાથ! પાછા વળી ક્યારેક નીકળી આવજો—આંહીં દ્રમ્મની ખોટ નથી. પણ સાંઢો ઉપર માલ તો બરાબર સાચવ્યો છે કે?'

'હા, હા!' કુલચંદ્રે વિનોદી જવાબ વાળ્યો: 'પાછી એ જ આવવાની છે નાં—એટલે એને તો તાલીમ આપીશું નાં?'

શંખધ્વનિ સાથે કુલચંદ્રનો ગજ પણ પાટણના ચાંપાનેરી દરવાજા તરફ ચાલી નીકળ્યો. નગરપતિ ને કોટપાલ પણ વળાવવા માટે સાથે ગયા.

એ સઘળા ગયા ને અદૃશ્ય થયા કે તરત જ પેલો રૂપાળો તરુણ ગાંડો બન્યો હોય તેમ કૂદવા, નાચવા ને ગાવા માંડ્યો. કુલચંદ્ર ને નગરપતિની વાતચીત ચૌલા ઝરૂખા ઉપરથી સાંભળી રહી હતી. કુલચંદ્ર ગયો એટલે તે રાજ-મહાલયમાંથી બહાર આવી. પેલા ખાડા પાસે કોડીઓ દાટી હતી ત્યાં તે ગઈ. ત્યાં તપાસી જોઈને તે પાછી ફરી.

'અલ્યા! કેમ તું નાચે છે ને કૂદે છે?' પેલા તરુણને જોઈને તે થોભી: 'તેં વેષ તો બરાબર ભજવ્યો.'

તરુણ હાથ જોડીને બોલ્યો: 'દેવી! તમે કહ્યું હતું તેમ જ થયું. મેં માલવના માણસને બદલે બાલુકરાયના સંદેશ-વાહકનો ઢોંગ કર્યો. તે વધુ સફળ થયો. હું પકડાયો, છૂટયો ને આ સેનાપતિ કુલચંદ્ર માલવાની લક્ષ્મી આંહીં આવે એવાં શુકન પણ કરતો ગયો. તમે કહ્યું તેમ જ થયું! દેવી મને હવે નાચવા દો—મને નાચવાનું મન થયું છે!'

એટલામાં ચોકીદાર દોડતો આવ્યો.

'કેમ ?'

'કુલચંદ્રે મુકામ ઉપાડી મૂક્યો છે ને ઝપાટાબંધ સૌએ ચાલતી પકડી છે!'

પેલો છોકરો ખુશખુશાલ બનીને અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

'તારું નામ શું છે, અલ્યા?' ચૌલાએ એને પૂછ્યું.

પેલો એકદમ ગાતો—મજા કરતો—નાચતો બંધ થઈ ગયો: 'મારું નામ? મારે ગરીબને વળી નામ શું? હું તો સોમનાથના પુજારીનો છોકરો. એ મારું નામ!

'પણ કાંઈક નામ તો હશે નાં? તું નામ તો કહે—મારે તને એક બીજું કામ સોંપવું છે! તને શા નામે બોલાવવો?'

'અરે! દેવી! મારે વળી નામ શું—ને ઠામ શું? હું તો સોમનાથના પૂજારીનો છોકરો! તમારે જે કામ સોંપવું હોય તે મને સોંપો!'

'ત્યારે જો, તને સાંઢ હંકારતાં આવડે છે?'

'આપી જુઓ!'

'મહારાજને સંદેશો આપવા ઠેઠ સિંધમાં જાવું છે. ક્યાં?'

'સિંધમાં.'

'આંહીંથી કોટપાલે સંદેશો મોકલ્યો છે તેને પકડી પાડીને પાછો વાળજે. ને તું ત્યાં મહારાજને રણક્ષેત્રમાં મળજે.'

'શો સંદેશો આપવો છે?'

'તે હું તને કહીશ. બે ઘડી રાત્રિ જાય એટલે તું મારી પાસે આવજે. સાંઢને તૈયાર કરીને જ આવજે, સમજ્યો?

તારું નામ ?'

'મારું નામ, દેવી ! સોમનાથના પૂજારીનો છોકરો. મારે અકિંચનને વળી બીજા નામનું કામ પણ શું છે ?'

ચૌલાને પ્રણામ કરીને જુવાન છોકરો તરત દોડતો અદૃશ્ય થઈ ગયો. ચૌલા એને જતો જોઈ રહી. છોકરાને જતો જોઈને એના મનમાં કૈંક વિચાર આવી ગયા. એના નાના નિર્દોષ લાલ હોઠમાંથી બહાર આવતા મધુર શબ્દો 'હું તો સોમનાથના પૂજારીનો છોકરો !' એને ફરી ફરીને સાંભરતા હતા. રાજમહાલય તરફ પાછા ફરતાં સ્થિર ને શાંત ઊભેલા પહેરેગીરોની આંખમાં આંસુ ચાલ્યા જતાં તેણે જોયાં: 'અરે ! તમને વળી શું થયું છે તે તમે ઢીલા જણાવ છો ?'

'દેવી ! પાટણના રાજમહાલય પાસે દુશ્મનનો શંખ-ધ્વનિ વાગતાં કકડે કકડા થઈ જવાનું અમારું મહાભાગ્ય આજે ઝૂંટવાઈ ગયું છે ! અમારે માથે પેઢીઉતાર કલંક બેઠું કે આ ત્યાં ઊભા હતા ને દુશ્મને શંખધ્વનિ કર્યો !'

ચૌલા સજ્જડ બનીને સાંભળી જ રહી. તેણે ધીમા મધુર અવાજે કહ્યું: 'પણ તમને કાંઈ બીજી ખબર પડી ?'

'શું ?'

'માલવાની રાજલક્ષ્મી આંહીં આવે એવાં શુકન કરીને માલવસેનાપતિ ગયો છે. તે રાજમહાલય પાસે કોડીઓ દાટતો ગયો છે. એટલે હવે તમારે માલવા જવાનું આવશે—યુદ્ધ તો ત્યાં માલવભૂમિ ઉપર શોભે !'

## ૩૭. હમ્મૂકવિજય *

ચૌલાનો મોકલેલો સંદેશો લઈને થોડા દિવસ પછી જ્યારે સોમનાથના પૂજારીનો છોકરો, સિંધમાં હમ્મૂકકોટની પાસે એક નમતી સાંજે આવી પહોંચ્યો, ત્યારે રણપટમાં પથરાયેલી સોલંકીસેનાની છાવણીની પટકુટીઓમાં દીપ પ્રગટી ચૂક્યા હતા. મુલતાની પવનના સપાટાથી આખું મેદાન અસહ્ય ઠંડીનો અનુભવ કરી રહ્યું હતું. ઠેર ઠેર તાપણાં સળગાવીને અને આશ્રયસ્થાનો ઊભાં કરીને પવનના સીધા સપાટાને રોકવાનો પ્રયત્ન કરતા સોલંકીઓ અંદર અંદર આ ભયંકર રણ-યુદ્ધની ચર્ચા કરી રહ્યા હતા. દિવસો થયાં મહારાજની છાવણી હમ્મૂકકોટને ઘેરીને પડી હતી. પણ હજી કોટમાં પાણીનો કે અનાજનો તોટો પડ્યાનું કોઈ ચિહ્ન દેખાતું ન હતું. સિંધુનદીની અનેક શાખા ઉપશાખાઓનો અને એમાંથી ઊભી કરેલી નહેરોનો એવો તો અટપટો ને ભયંકર જલદુર્ગ સુમ-રાએ રચ્યો હતો કે ગજસેના કે નૌકાસેના× પણ એને ભેદી

* એટલે હમ્મૂક ઉપરનો વિજય એ અર્થમાં.

× Sultan Mahmud of Ghaznin, by Mohammud Habib. મુલતાન પાસે ચૌદસો નૌકા તૈયાર કરી મહમ્મદ ગજનીએ જાટોના નૌકાદળને હરાવ્યાનો ઉલ્લેખ છે.

શકે તેમ હતું નહિ. હમ્મૂકને ખબર હતી કે જો જલદુર્ગ ટકી શકશે તો પછી સોલંકીઓ એમની મેળે ઘેરો ઉઠાવીને પાછા ચાલ્યા જશે. એ પાછું પ્રયાણ શરૂ કરે ત્યારે એમની પાછળ પોતાની સાંઢણીઓને ને નદીરસ્તે ગજસેનાને મોકલીને એમને હેરાનહેરાન કરી મૂકવા, અને કોઈ દિવસ તેઓ રણમાં પાછા આવવાની હિમ્મત ન કરે એવા, એમને કરી મૂકવા. એવી એની યોજના હતી. એનો વનદુર્ગ તો સોલંકી સૈન્યે ક્યારનો ભેદી નાખ્યો હતો. હજારો તોતિંગ વૃક્ષોને પાડીને, અટપટાં ઝાંખરાંઓને કાપીને, તેમજ બાવળ, રામબાવળ ને હાથલા થોરનાં વનનાં વન સાફ કરીને સોલંકીઓએ જંગલમાં રસ્તો બનાવી દીધો. તેઓ ચારે તરફ ઘેરો નાખીને પડ્યા રહ્યા અને ગધેડાં, બળદ, હાથી, ગાડાં, અશ્વતર (ખચ્ચર) અને અસંખ્ય માનવો, માટી, રેતી, ઝાડઝાંખરા જે હાથમાં પડ્યું ને જે મળ્યું તે લાવી લાવીને સુમરાના કર્દમદુર્ગની ભયંકર ખાઈઓમાં નાખવા માંડ્યા. પગ મૂકતાં કે જરાક ભૂલ કરતાં હાથીના હાથીને ગેબ કરી દે એવી કાદવથી ભરેલી ઊંડી ખાઈઓ ચારે તરફ પથરાયેલી હતી. એ કાદવકીચડની ઉપર ઠેકાણે ઠેકાણે આછા રેતીના થર પાથરીને રણનો ખ્યાલ ઉત્પન્ન કરાવનારી ઐન્દ્રજાલિક રચના પણ સુમરાએ કરાવી હતી. ભૂલેચૂકે એને રણ ધારીને જો કોઈ પગ મૂકે— તો પગ મૂકતાં જ એ કર્દમ એને આખો ને આખો ગળી જાય, ને પાછું કાંઈ જ ન બન્યું હોય તેમ શાંત સ્થિર બનીને બીજા શિકારની રાહ જોતો એ ઠંડે કલેજે બેસી જાય. આવા અતિશય ભયાનક કર્દમદુર્ગને ભેદીને એના ઉપર રસ્તો બાંધવા માટે સોલંકીઓ રાત ને દિવસ જોયા વિના,

સતત કામ કરી રહ્યા.

થોડા દિવસમાં તો કર્દમદુર્ગને ભેદીને સોલંકીઓએ તેના ઉપર આખું સૈન્ય નિરાંતે ચાલી શકે એવો વિશાળ રસ્તો પણ તૈયાર કરી દીધો. આ રસ્તા ઉપર થઈને જ્યારે મહારાજ ભીમદેવની સેનાએ પ્રયાણ કર્યું ત્યારે જલદુર્ગમાં પોતાને સલામત માનતો હમ્મૂક ખરેખર ધ્રૂજી ઉઠ્યો .એને પહેલી જ વખત પોતાની સલામતી વિષે શંકા થઈ ગઈ. જ્યારે કર્દમદુર્ગ પસાર કરીને સોલંકી સૈન્ય આ બાજુ આવ્યું ને ચારે તરફ પથરાયેલા રેતીના મેદાનમાં તેણે મુકામ કર્યો, ત્યારે દૂર ક્ષિતિજમાં આવેલો, કોઈ મહાસમુદ્ર હોય તેવો, અસંખ્ય મગરોથી વીંટાયેલો, અને અગાધ જલ રેલાવતો એવો સુમરાનો જલદુર્ગ સોલંકીઓની નજરે પડ્યો. અનેક વિસ્તૃત નાળાંઓને ને મોટી નદીની શાખા ઉપશાખાઓને વાળી લઈને સુમરાએ એક મહાન જલસંગ્રહ કર્યો હતો. આ જલદુર્ગ ચારે તરફથી સુમરાના નગરને રક્ષતો હતો. સિંધના ભયંકર ગણાતા સર્પો એને કાંઠે કાંઠે પડેલા હતા. *મગરોનાં ટોળાં ત્યાં આળોટતાં હતાં. માણસ હાથથી, નૌકાથી કે ગજથી પણ જેનું ઉલ્લંઘન કરતાં ડરે એવો બિહામણો જલદુર્ગ જોઈને ઘડીભર આખી સેના વિચારમાં પડી ગઈ. તે જ સાંજે યુદ્ધમંત્રીઓની મંત્રણા શરૂ થઈ.

'બોલો શું કરવું છે, ભા !' રા'એ યુદ્ધસભામાં વાત ઉપાડી. 'સુમરો માને છે કે આ જલદુર્ગને ભેદવો મુશ્કેલ છે. એની કાદવકીચડની નાની ખાઈઓને તો મકવાણાજીના બાપ પણ ઉલ્લંઘી ગયા હતા. આપણા સૈનમાં એમણે કેળ-

*દ્વયાશ્રય.

વેલાં પાર વિનાનાં ઘોડાં હજી છે. પાંખાળાં હોય એમ ઊડીને આ ખાઈઓને ઓળંગી જાતાં. ત્યાર પછી તો એણે ખાઈઓને વધારે પહોળી બનાવી દીધી. આજે મહારાજે તો એના ઉપર રસ્તો પણ બાંધી દીધો. હવે શું કરવું છે, મે'તા?'

'જે રસ્તો બંધાઈ ગયો છે એ રસ્તાને આગળ વધારીએ!' દામોદર બોલ્યો.

'પણ આ તો પાણીનો સમદર છે!'

'સમદર હોય તો સમદરને પી જાવો છે!' દામોદર બોલ્યો. એટલામાં સિંહનાદે પ્રવેશ કર્યો. એની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું કે એ કાંઈક અશુભ સમાચાર લાવ્યો છે.

'મહારાજ! પાટણથી એક ઓઠી આવ્યો છે!'

'ક્યાં છે? કોણે મોકલ્યો છે?'

'બહાર ઊભો છે. પાટણના કોટપાલે મોકલ્યો છે!'

કોટપાલનો મોકલેલો સંદેશવાહક ત્યાં આવીને મહારાજને પ્રણામ કરીને ઊભો રહ્યો. સોમનાથના પૂજારીનો છોકરો એને રસ્તામાં મળે અને એને પાછો પાટણ મોકલે એવી ગોઠવણ તો થઈ હતી, પણ એ બન્નેનો ભેટો જ ન થયો, ને તેથી કોટપાલનો સંદેશવાહક આંહીં સુધી આવી પહોંચ્યો હતો. એને જોઈને જ મહારાજે ત્વરાથી પૂછ્યું:

'અલ્યા ક્યાંથી—પાટણથી આવે છે? કોણે મોકલ્યો છે? શા છે પાટણના સમાચાર?'

'મહારાજ! સમાચાર બહુ અશુભ નથી!'

'કેમ શું છે? ભોજરાજ આવે છે?' દામોદરે ત્વરાથી પૂછ્યું.

'ના—ભોજરાજ તો નથી આવતા. પણ કુલચંદ્ર સેના-

પતિ આવ્યો છે !'

'આવ્યો છે કે આવવાનો છે ?' દામોદરે અધીરાઈથી કહ્યું.

'આવ્યો છે, પ્રભુ ! એણે કહ્યું ને ? તમે ન સાંભળ્યું ?' ભોગાદિત્યે વાતને વધારે સ્પષ્ટ કરી. અને સ્પષ્ટ કરતાં કરતાં એણે એક અર્થવાહી દષ્ટિથી ચંડશર્મા સામે જોયું.

'આવ્યો જ હશે. કોઈ રક્ષક નહિ નાં, એટલે આવે.' ચંડશર્મા ધીમેથી બોલ્યો.

'આવીને શું કર્યું છે ?' મહારાજે પૂછ્યું.

'કોટબહાર એનું સૈન્ય પડ્યું છે. નગરને ઘેરો ઘાલ્યો છે. પાટણને પાધર કરવા પ્રયત્ન કરશે—એટલે મહારાજની મદદ માગવા માટે કોટપાલે મને મોકલ્યો છે—'

'મારી મદદ માગવા ? આંહીંથી ? આંહીંથી હવે ક્યારે પહોંચાય ? દામોદર ! આ તો ભારે થઈ. ત્યાં દંડનાયકને ન કહેવરાવ્યું ?'

'દંડનાયકને પણ કહેવરાવ્યું છે, મહારાજ !'

'દંડનાયક ખસે—તો અર્બુદપતિનો ભરોસો નહિ નાં, મહારાજ !' ભોગાદિત્યે વધુ ઊંડાણમાં ઊતરવાનું કર્યું, એટલે આ દુસ્સાહસ વિષે મહારાજને વધારે ખબર પડે.

'મહારાજ ! કુલચંદ્ર ભલે પાટણમાં આવ્યો. પણ એ પાટણમાં ટકી નહિ શકે. લાંબા યુદ્ધમાં રોકાવા માટે માલવા હમણાં તૈયાર નથી !'

'પણ આ પાટણને ઘેરીને પડ્યો છે તેનું શું ? આ તો આપણે ભારે ભૂલ કરી દામોદર ! સિંધ જીતાશે ત્યારે—પણ તે પહેલાં ગુજરાતને માલવા ખાઈ જાશે !'

'મહારાજ! 'યો મુત્રાણિ' વાળી વાત થઈ!' ભોગાદિત્ય ધીમેથી બોલ્યો. 'આમ તો સિંધ આપણને ભારે પડી જાશે!'

'ઉતાવળ બહુ થઈ છે. પણ હવે આંહીંથી ખસાય નહિ. ત્યાં જવાય નહિ, ને પાટણને બચાવાય નહિ. એક કોયડા જેવી આપણી સ્થિતિ થઈ ગઈ છે! મહેતા કાંઈક રસ્તો બતાવે.' ચંડશર્મા વિનયથી બોલ્યો ને દામોદર સામે જોઈ રહ્યો.

'જુઓ, મહારાજ! કાંઈ જ થવાનું નથી,' દામોદરે નિશ્ચયાત્મક અવાજથી કહ્યું. 'સિંધ જીતાવાનું છે. ચેદી પણ જવાનું છે; ને પાટણને બચાવનારા ત્યાં બેઠા જ છે. પાટણનું ગૌરવ ખંડિત થાય એવું કોઈ પગલું કોઈ લેશે નહિ!'

'કોણ બચાવશે, પ્રભુ? બાલાદિત્ય? કે દંડનાયક? એ બન્નેમાંથી એકે ત્યાં પહોંચી શકે તેવી સ્થિતિ હશે? કોણ બચાવશે?' ભોગાદિત્યે કહ્યું.

'બચાવશે—દેવી ચૌલા—અને પટ્ટણીઓ પોતે—તમે—ભોગાદિત્ય! પટ્ટણીઓને પૂરા જાણ્યા નથી. એનું એક નાનકડું બચ્ચું પણ જાણે છે કે પાટણનું ગૌરવ અવિચલ રહેવું જોઈએ. હું ફરી કહું છું કે પટ્ટણીઓ પાટણને બચાવશેઃ દેવી ચૌલાદેવી બચાવશે—'

'બચાવશે એમ નહિ, પ્રભુ! પાટણને તો ગૌરવભેર દેવીએ બચાવ્યું છે!' સોમનાથના પૂજારીનો છોકરો બરાબર તકે આવી પહોંચ્યો હતો. તેણે પ્રવેશ કરતાં કરતાં અધૂરા વાક્યને ઉપાડી લીધું.

'લ્યો જુઓ, આ કોઈક આવ્યું. નવો સંદેશો લઈ ને,'

દામોદર આનંદમાં આવી ગયો.

'એ કોણ બોલ્યું ?' મહારાજે ત્યાં દૃષ્ટિ કરી. એક રૂપાળો તરુણ મહારાજને પ્રણામ કરતો ત્યાં ઊભો હતો.

'મહારાજ! એ તો હું દેવી ચૌલાદેવીનો સંદેશો લાવ્યો છું!'

'ક્યાં છે?'

'મારી જિહ્વાગ્રે. આ દેવીની મુદ્રા!' તેણે રત્નજડિત સુવર્ણમુદ્રા મહારાજના હાથમાં આપી.

'શું કહેવરાવ્યું છે દેવીએ ?'

'મહારાજ! પાટણના નગરપતિએ તો ગૌરવથી કુલચંદ્રને કહ્યું કે, આજે પાટણ આપવા બેઠું છે જોજે, ત્યારે લેવામાં પાછું વાળીને જોતો. અમે પટ્ટણીઓ તો સમુદ્રની એક ખેપમાં સમૃદ્ધિ પાછી વાળીશું. પણ આજે તક મળી છે તો લેવાય એટલું લઈ જાઓ.'

દામોદર ને ભીમદેવનાં રૂંવાં ખડાં થઈ ગયાં.

'પણ ત્યારે નગરી તો લૂંટી ગયો નાં?' ભોગાદિત્યે પૂછ્યું.

'નગરી લૂંટી ગયો, લૂંટી ગયો, શું કરો છો, ભોગાદિત્ય? હજી તો આ વીરકથાનો પહેલો અધ્યાય છે. સાંભળો તો ખરા.' દામોદર ઉત્સાહમાં આવી ગયો હતો. એને ખાતરી થઈ ગઈ કે પટ્ટણીઓએ અરિદળને કાંઈક અજેય તત્ત્વનું દર્શન કરાવ્યું છે.

'દેવીએ કહેવરાવ્યું છે, મહારાજ! કે પટ્ટણીઓએ યુદ્ધ ન કર્યું; અને યુદ્ધ વિનાનું વિજયપત્ર લઈને કુલચંદ્ર પાછો ફર્યો. પટ્ટણીઓએ શહેરને લૂંટાવા દીધું, પણ ખોબે

ખોબે એને મોતી આપીને પાટણની સમૃદ્ધિથી એને છક્ક કરી નાખીને—છેવટે માલવની રાજલક્ષ્મી ગુજરાતને મળે એવાં શુકન કરીને એ ગયો !'

'ગયો ?'

'હા, મહારાજ ! એ તો બીજે દિવસે જ ઊપડી ગયો ! એને લાંબું યુદ્ધ કરવું પોસાય તેમ ન હતું. દંડનાયક ને બાલાદિત્યની બે પણ હતી.'

'પણ માલવની રાજલક્ષ્મી ગુજરાતને મળે એવાં શું શુકન કરતો ગયો ?' મહારાજે પૂછ્યું.

'મહારાજ ! રાજમહાલયના ઘટિકાગૃહ પાસે એણે કોડીઓ દટાવી !'

'હેં ? ખરેખર ? મહારાજ ! તો તો માલવાની રાજલક્ષ્મી ગુજરાતને વરશે !' દામોદર બોલ્યો: 'આ હા ! આ તો સઘળી ગયેલી સમૃદ્ધિનો ખંગ વાળી દે એવા સમાચાર તેં આપ્યા !'

'આ કોટપાલના સંદેશવાહકને ખરી રીતે મારે પાછો મોકલવાનો હતો. હું જરા મોડો પડ્યો, મહારાજ ! પણ દેવીએ કહેવરાવ્યું છે કે, પાટણ અજેય રહ્યું છે એમ માનીને મહારાજ સિંધ ઉપર વિજય કરે. આંહીં કોઈ આવ્યું નથી—એમ ગણીને જ મહારાજ ત્યાં યુદ્ધમાં રહે !'

સોમનાથના પૂજારીના છોકરાના સંદેશાએ સૌને નવો ઉત્સાહ આપ્યો.

'તારું નામ, છોકરા ?' મહારાજે પૂછ્યું: 'તું ઘણી ઝડપથી સંદેશો લાવ્યો. ને શુભ સમાચાર લાવ્યો. તારું નામ શું ?'

'મહારાજ! મારે અકિંચન બ્રાહ્મણને વળી નામ શું ?'

'બ્રહ્મદેવ છો ?'

'હા, મહારાજ!'

'નામ ?'

'નામ તો, મહારાજ! મારે કાંઈ નથી. સોમનાથના પૂજારીનો છોકરો—એ મારું નામ!'

'અલ્યા—જે પૂજારીએ ગર્જનકોને પાણી વિનાનો રણપટ બતાવી વૈર લીધું—ને પોતે પ્રાણાર્પણ કર્યું તે પૂજારી ?' દામોદરે પૂછ્યું: 'તું એનો છોકરો ?'

'હા, મહારાજ! એનો હું વારસ.'

'એમ ?'

સૌ પ્રશંસાથી આ તરુણને નિહાળી રહ્યા.

## ૩૮. હમ્મૂકવિજય

યુદ્ધમંત્રણા હવે વધુ ઉલ્લાસથી આગળ ચાલી. બીજે દિવસે તો હજારો માણસો નવા ઉત્સાહથી નવો રસ્તો બનાવવા માટે કામે લાગી ગયાં. હવે સુમરાના જલદુર્ગને પણ પૂરી નાખી તેના ઉપર સેતુ બાંધવા માટે રેતીના, પથરાના, ઝાડના અને માટીના ઢગલા થવા માંડ્યા. રાત ને દિવસ પાછું કામ શરૂ થયું. કોઈની કલ્પનામાં ન આવે એટલી ઝડપથી જલ ઉપરનો સેતુ તૈયાર થવા માંડ્યો.

હમ્મૂકને ભય તો લાગ્યો હતો એટલે તેણે જુદીજુદી યુક્તિથી સેતુબંધના કામને તોડવા માટે પ્રયત્નો શરૂ કર્યાં. તેણે કેટલીક નૌકાઓ તૈયાર કરાવી. દરેક નૌકામાં વીસ માણસો બેઠાં હતાં. દરેક નૌકાને એણે એક આગળ—ને બે પડખે એમ ત્રણ મજબૂત અણીવાળા ખીલા નખાવ્યા એટલે બીજી કોઈ નૌકા તેની સામે કે પડખે આવી શકે નહિ. એ નૌકાઓમાં બેસીને તીરંદાજોએ કામ કરનારા ઉપર તીરોનો મારો ચલાવ્યો.

દામોદરે આડાવળામાંથી આણેલાં અસંખ્ય માટલાંનો ઉપયોગ હવે શરૂ કર્યો.

દિવસોથી માટલામાં પુરાયેલા સર્પોને તેણે આ નૌકાઓ

તરફ છોડી મૂકયા. છંછેડાઈને સર્પો જલમાં દોડવા માંડયા, અને નૌકાનો આધાર લેવા એમના તરફ ધસ્યા. સર્પના ભયથી નૌકાઓમાં દોડાદોડી થઈ પડી. એકબે નૌકાઓ તો ઊંધી થઈ ગઈ. દામોદરે તરત કુશળ મજનીકો દ્વારા પાણી ફરતી નૌકાઓ ઉપર પથરાઓનો વરસાદ શરૂ કરાવ્યો. એ રીતે તેણે કામને નિર્વિઘ્ને આગળ ચલાવ્યું.

જેમ જેમ સેતુ તૈયાર થતો ગયો, તેમ તેમ એના રક્ષણ માટે બન્ને બાજુએ ગજસેના રહેવા માંડી. રાતદિવસની અખંડ ચોકી ગોઠવાઈ ગઈ. અને એમાં ક્યાંય દગોફટકો થાય નહિ માટે સૈનિકો આખો દિવસ કામ ઉપર દેખરેખ રાખવા માંડયા. દામોદર, મહારાજ, મકવાણાજી, રા', ભોગાદિત્ય, સૌ સેતુબંધના કામ ઉપર જાતદેખરેખ રાખવા લાગ્યા.

અંતે સેતુ તૈયાર થઈ ગયો. મહારાજનું આખું સૈન્ય —પદાતિ, રથો, અશ્વસેના, ગજસેના, ઊંટસવારો—એના ઉપરથી પસાર થઈ ગયું. એક સાંધો પણ ક્યાંય હાલ્યો નહિ કે કોઈ સ્થળે ક્યાશ માલૂમ પડી નહિ.

સેતુને લીધે જલપ્રવાહ બન્ને તરફ થંભી ગયો,* અને તેનાં પાણી ચારે તરફ ફેલાવા માંડયા. દામોદરે આ ફેલાવો પામતાં પાણીમાં, વધેલી માટી પથરાવી, ચીકણો કાદવ કરાવી દીધો. આ પ્રમાણે હમ્મૂકને ચારે તરફથી જે જલ રક્ષણ કરતું હતું તે જ જલ આજે ભક્ષણ કરવા તૈયાર થયું. કોટમાંથી નાસવાનો હવે તો માત્ર એક જ માર્ગ રહ્યો. સેતુમાર્ગ મહારાજે તૈયાર કર્યો હતો તે જ બાકી ચારે તરફ

* દ્વયાશ્રય, સર્ગ ૮ : ૯૬

જલ હતું. અને દામોદરે તૈયાર કરાવેલો કીચડ હતો. અશ્વ, પદાતી અને ગજ જે ચાલે તે ખૂંચી જાય.

સોલંકી સૈન્યે કોટની પાસે પડાવ નાખ્યો. સામસામે તીરંદાજી, ગોફણિયા ઘા, અગ્નિગોળા, રાખોડી, હરતાળ અને મરચાંના ભુક્કા ફેંકાવા માંડ્યા. નિરંતર તુમુલ યુદ્ધ મચવા માંડ્યું.

મકવાણાજી ને રા' પ્રાણની પરવા કર્યા વિના છેક કોટ પાસે જઈ, નિસરણીઓ મૂકવા ધસ્યા. પરંતુ કોટની લગોલગ પણ ભયંકર કૂવાઓ હતા એમ ખબર પડી. આ કૂવાઓને પુરાવ્યા વિના કોટને અડકી શકાય તેમ ન હતું. રાતોરાત રેતી, માટી ને પથરા આવવા માંડ્યા, ને કૂવાઓ પૂરવાનું કામ શરૂ થયું. માથે ભયંકર યુદ્ધ ચાલતું હોય ને માણસો કામ કરી રહ્યા હોય એવી ભયાનક સ્થિતિ થઈ ગઈ. રાત આખી કામ ચાલ્યા જ કર્યું. બીજે દિવસથી તો, સાંજ પડવા આવે તોપણ વૈરથી પ્રેરાયેલાં બન્ને સૈન્યો મશાલ સળગાવીને પણ યુદ્ધ ચાલુ રાખે એવી ચડસાચડસી જામી. અંધકારને લીધે ધમસાણ વધવા માંડે, અને કાને સંભળાય નહિ, એવા તુમુલ શબ્દોથી રણક્ષેત્ર ગાજી રહે.

એવી એક ભયંકર રાતે કેસર મકવાણો થોડા સૈનિકો સાથે પોતાના ઘોડા ઉપર ચડીને કોટ તરફ આગળ વધ્યો. દિવસો થયાં ચાલતા યુદ્ધથી એ કંટાળ્યો હતો. એણે નિશ્ચય કર્યો હતો કે આજે તો કોટ ઉપર ચડી, દરવાનોને ઠાર કરી, ગમે તે જોખમે દરવાજો ખુલ્લો કરી નાખવો કે પ્રભાત થતાં જ બન્ને સૈન્યોનું હાથોહાથનું યુદ્ધ શરૂ થાય ને બીજી સાંજ પહેલાં તો વાતનો નિવેડો આવી જાય.

એણે કોટ પાસે દોરડાંની નિસરણીઓ મુકાવવાની યોજના કરવા માટે પડખેના જલમાર્ગેથી કેટલાક ભયંકર ભીલો ને વાઘરીઓને રવાના કર્યા હતા. મચ્છર પણ આ વાઘરીઓથી ડરતા ને એમના શરીરની ગંધે દૂર ભાગી જતા. વધુમાં આ વાઘરીઓએ આવળ અને આકડાની ડાળીઓ પાસે રાખી પોતાની ગંધને દ્વિગુણિત બનાવી હતી. ઉપરથી તીરોનો સતત મારો ચાલતો હતો. સોલંકી સૈન્યનો કોઈ ભાગ કોટની બહુ પાસે આવી શક્યો નથી, એવી ભ્રામક પ્રતીતિ કરાવવા માટે તાપણાં, મશાલો ને નગરાંજોના ધંટારવોના અવાજ વારંવાર દૂરથી થતા હોય તેમ થયા કરે એવી ગોઠવણ કરી હતી. મંજનીકોના ગોફણિયા ઘા પણ દૂરથી આવતા હતા. કેટલાક કુશળ મંજનીકોએ એવી તો કુનેહથી પથરાઓનો વરસાદ વરસાવવો શરૂ કર્યો હતો કે એક, બે ને ત્રીજે ઘાએ તો કોટની હૈયારખી ઉપરનો તીરંદાજ નીચે ઊથલી પડતો.

ગોફણિયાઓની ને તીરંદાજોની સામસામે રમઝટ જામી હતી, તે વખતે ચંદનઘોના આધારે વાઘરીઓએ તૈયાર કરેલી રેશમી દોરી ઉપર ચડીને મકવાણોજી ને એના બીજા સાથીદારો, હૈયારખીને એક ઠેકાણે શૂન્ય જોઈને ત્યાંથી અંદર કૂદી પડ્યા.

અંદર જતાં તો અસંખ્ય માનવોની સામે અલ્પ સંખ્યાવાળા સોલંકીઓની સરખામણી થવા માંડી.

અને એ જ વખતે બહારથી મુખ્ય દરવાજા ઉપરનો હલ્લો જોસથી વધી રહ્યો.

પછી તો વધુ ને વધુ સૈનિકો કોટ ઉપર ચડીચડીને અંદર કૂદવા માંડ્યા.

હરવડીએ જોખમ વધતું ગયું. હમ્મૂકને આ ભયની જાણ કરવામાં આવી. તે પોતે રાજમહેલમાંથી બહાર નીકળ્યો. એ વખતે બહારના ગજસૈનિકોના જોસથી હડુડુ કરતો દરવાજો હલી ઊઠયો. મકવાણાજીએ રંગ રાખ્યો. સાક્ષાત યમની જિહ્વા જેવી એમની તલવારે અનેકને થળ રાખ્યા. ને જોસબંધ ધસીને દરવાજાના મુખ્ય ચોકીદારોને ઠામ કરી, ઝપાટાબંધ ભોગળ ખોલી નાખી. હડુડુ કરતું સોલંકીઓનું સૈન્ય અંદર ધસ્યું. મોખરે મહારાજ ભીમદેવ હતા. તેમના ધનુષે આજે સોમનાથી રંગ ધારણ કર્યો હતો. અચૂક નિશાને અનેક સૈનિકોને ધૂળભેગા કરતા, ને સેંકડો યોદ્ધાઓથી રક્ષાયેલા છતાં, પોતાની એકની તલવારથી જ વધારે રક્ષાતા, એ આગળ વધી રહ્યા હતા. પ્રભાત થવાની તૈયારી થઈ. મોંસૂઝણું થયું. મહારાજે હમ્મૂકને દૂર ગજરાજ ઉપર ઘૂમતો જોયો. તેનો જયશ્રી આગળ વધ્યો. સિંહનાદે સીધો હમ્મૂક ઉપર જ ગજરાજને લીધો.

પણ જયદુર્ગના લડવૈયાઓએ પોતાના સ્વામીનો ભય નીરખી લીધો. ને તેઓ સેંકડોની સંખ્યામાં હમ્મૂકના ગજરાજને વીંટળાઈ વળ્યા. બન્ને નરપતિઓના ગજરાજ સામસામે આવી ગયા. હોંકારા, રીડિયા, બૂમાબૂમ, સિંહગર્જનાઓ, શંખના ધ્વનિઓ, શરણાઈ, ત્રાંસા, ઢોલ અને મૃદંગભેરીનો અવાજ ચારે તરફથી ઊઠવા માંડયો.

રણક્ષેત્રનો દેખાવ કાચાપોચાની છાતી ભાંગી નાખે એવો થઈ ગયો. લડાઈમાં સામસામા પક્ષો પડીને સેળભેળ થઈ ગયા. ધનુષ કરતાં સમશેર જ વધારે વીંઝાવા લાગી. શોણિતની ધારાઓ ઊડવા માંડી. અનેકનાં મડદાં રખડવા માંડયાં.

ઘાયલ ને મરેલાઓ ઉપર થઈને ઘોડેસવારો આગળ વધી રહ્યા. એ વખતે મહારાજ ભીમદેવે ગજરાજ ઉપર ઊભા થઈને રણસેનાને થરથરાવી નાખે એવો ભયંકર શંખધ્વનિ કર્યો અને એક ઘડીભર જાણે યુદ્ધમાં ઓટ પથરાઈ ગઈ.

'સુમરા ! માણસોને શું કપાવે છે માણસોને ? આવને આપણે બન્ને લડી કાઢીએ !' મહારાજે મોટા અવાજે હમ્મૂકને કહ્યું.

'તું લડ્યો સોમનાથમાં ને કંથકોટમાં એ મારાથી ક્યાં અજાણ્યું છે કે તારી સાથે લડવા ઊતરું ? ભાગેડુ સાથે સુમરો દ્વંદ્વયુદ્ધ નથી લડતો !'

મહારાજ ભીમદેવે જવાબમાં કર્ણ સુધી ખેંચીને એવું તો સરરર કરતું બાણ ફેંક્યું કે સુમરાના હાથીને મહાવતે જરાક એક પગે નમાવી દીધો ન હોત તો એના શિરસ્ત્રાણને ઉડાડતું એ ચાલ્યું જાત. તીર વ્યર્થ ગયું છે એ જોતાં જ સિંહનાદે ઝડપથી ગજરાજને આગળ લીધો. સૂંઢથી સૂંઢ ને દંતૂશળથી દંતૂશળ ભેટાડતા ગજરાજો સામસામે મોટા ધક્કા સાથે ભટકાયા. અને એ જ વખતે જેમ પંખી ઊડે તેમ ઊડીને મહારાજ ભીમદેવ એક કૂદકે સુમરાના હાથીના હોદ્દા ઉપર જઈ પડ્યા. એક જ સપાટે તેમણે હમ્મૂકને નીચે નાખ્યો. પણ નીચે ન પડતાં દડો ઊછળે તેમ ઊછળીને હમ્મૂક પૃથ્વી ઉપર સ્થિર પડ્યો: ને તેણે ભીમદેવ ઉપર જોસથી ગદા ફેંકી. બન્ને સૈન્યમાંથી તુમુલ ને ભયંકર અવાજ ઊઠ્યો ને મકવાણોજી, રા', દામોદર, ભોગાદિત્ય, મહારાજને રક્ષવા ને એ તરફ ધસતા હજારોને અટકાવવા આગળ વધ્યા.

ભીમદેવે હમ્મૂકનો ઘા ચૂકવ્યો ને ઝડપથી હાથીની

પછવાડેથી ઊતરીને તે હમ્મૂક ઉપર તલવાર લઈને ધસ્યા. હમ્મૂકની તલવાર સાથે એના કાટકા બોલ્યા. મહારાજે એક ડગલું પાછળ હઠી, ફરીને હમ્મૂક ઉપર ધસારો કર્યો, ને એકસપાટે તેની તલવારને ઉડાડી મૂકી. હમ્મૂક તીક્ષ્ણ ખંજર કાઢી જોસથી મહારાજ ઉપર ધસ્યો. એ જ વખતે કોઈક વચ્ચે ઊછળીને પડ્યું. મહારાજ ઉપર ખંજરિયો ઘા કરતો હમ્મૂક જોસમાં ને જોસમાં નીચે વળી ગયો હતો. મહારાજ ઉપરનો ઘા ખાલી ગયો. પણ વચ્ચે ઊછળીને ઘા ઝીલનારો જુવાન મહારાજના પગ પાસે લોહીમાં તરબોળ બનીને તૂટી પડ્યો. એક ક્ષણ માત્ર આ દૃશ્ય ઉપર નજર ફેરવી, હમ્મૂકને જનોઈવઢ કાપી નાખવા, મહારાજે તલવાર ઊંચકી; તલવાર હવામાંથી તેની ઉપર પડે તે પહેલાં તો કોઈ કે વીજળીની ઝડપે, હમ્મૂકને પાછળથી બથ ભરી જડબેસલાખ પૃથ્વી સાથે જડી દીધો હતો. 'મહારાજ ! એને ઉગારો !'

એને જનોઈવઢ કાપી નાખવા માટે મહારાજે ઉગામેલો તલવારીઘા હવામાં એક ક્ષણ માત્ર સ્થિર થઈ ગયો: 'મકવાણાજી ! આઘા ખસો—એને પૂરો કરવો છે.'

'મહારાજ ! મારો આ એકનો એક જબરો દુશ્મન છે. એ જાશે તો હું કોની સાથે લડીશ ? એને ઉગારો, મહારાજ !' મકવાણોજી બોલ્યા.

મકવાણાની બથમાંથી છૂટવા હમ્મૂક પ્રયત્ન કરી રહ્યો હતો. મહારાજે હવે એક ક્ષણ પણ ન ગુમાવતાં, હમ્મૂક ઉપર ધસી જઈ એને પકડ્યો: 'છોડી દો મકવાણાજી !

મકવાણાએ હમ્મૂકને છોડી દીધો, મહારાજ ભીમદેવે એને એવો તો પકડી રાખ્યો કે તે ચસકી શક્યો નહિ.

હમ્મૂક પકડાતાં એનું સૈન્ય ભાગવા માંડ્યું, ને સોલંકીઓ અવાજ કરતા પાછળ પડ્યા. મહારાજે હમ્મૂકના હાથમાં તરત લોહની બેડી પહેરાવી દીધી. એટલીવારમાં બીજા સૈનિકોએ બંધનોથી એના પગને સ્થિર કરી દીધા.

હમ્મૂકને બંધનમાં નાખી, મહારાજ બે ડગલાં પાછળ હઠ્યા. એમના પગને કાંઈક બીનું લાગ્યું. તેમણે પેલા તરુણને ત્યાં પડેલો જોયો. તે તરત ત્યાં બેસી ગયા.

'અરે! તને લાગ્યું છે? મકવાણાજી! સિંહનાદ! આ જુઓ—પાણી લાવો—'

પેલો તરુણ છેલ્લે શ્વાસે હતો. તેના મોં ઉપર એક સ્મિત ફરકી રહ્યું હતું. પાણી આવતાં જ મહારાજ ભીમદેવે પોતાને હાથે એના મોંમાં જરાક પાણી રેડ્યું: ને તેમણે અત્યંત પ્રેમથી પૂછ્યું: 'છોકરા! બહુ વાગ્યું છે? તારું નામ? તારું નામ શું!'

'મહારાજ! હું તો સોમનાથના પૂજારીનો છોકરો!' અને એટલું બોલતાં એવા એક અલૌકિક આનંદની જ્યોતિ એના ચહેરા ઉપર આવી ને પસાર થઈ ગઈ કે, મહારાજ, મકવાણાજી ને સૌ એ જોઈ જ રહ્યા. બીજી એક ક્ષણમાં તો એનું માથું એક બાજુ ઢળી પડ્યું.

સ્વેચ્છામૃત્યુમાં રહેલા દિવ્ય આનંદને પ્રગટ કરતું, એના ચહેરા ઉપરનું મોહક સ્મિત હજી ત્યાં રમી રહ્યું હતું: સૌની આંખમાં એ દૃશ્યથી આંસુ આવી ગયાં.

## ૩૯. ચેદીરાજની તરફ

હમ્મુકે મહારાજ ભીમદેવને અસંખ્ય ગજરાજો આપ્યા. એને વશ કરીને અને એના બંદીવાસમાં પડેલી અનેક નારીઓને મુક્તિ અપાવીને મહારાજ ત્યાંથી પાછા ફર્યા.

મહારાજ ભીમદેવનું સૈન્ય હવે ચેદી તરફ ચાલ્યું.

તે જમાનામાં ચેદીદેશનું મહત્ત્વ ઘણું હતું. માલવાની પેઠે એ પણ વિદ્યા, વીરત્વ ને વૈભવનું કેન્દ્ર ગણાતું. *કલચુરીના ગાંગેયદેવે 'વિક્રમાદિત્ય' નામ ધારણ કર્યું હતું. અને એ એક રીતે વિક્રમાદિત્ય જ હતો. પોતાનો અંતકાળ પાસે આવ્યો એમ એને લાગ્યું ત્યારે એ પ્રયાગ જઈને રહ્યો હતો.

એનો પુત્ર કર્ણદેવ અત્યારે રાજગાદી ઉપર હતો. તે કૃતનિશ્ચયી અને વિજયી સેનાપતિ હતો.

એની મા દેહમતીએ—એને શુભ ચોઘડિયામાં જન્મ આપવા માટે, અત્યંત કષ્ટથી પ્રસવકાળને પણ દૂર ઠેલ્યો હતો. એની સ્ત્રી આવલ્લદેવી હૂણજાતિની હતી. અને હૂણોના ગુણો પ્રમાણે તે યુદ્ધમાં ને વિજયમાં રાચતી. અત્યારે મધ્યદેશમાં એ એક મહાન નગરી વસાવી રહ્યો હતો.

---

* ચેદી દેશ: હાલનો બુંદેલખંડ. ત્રિપુરી તો પ્રસિદ્ધ છે.

ગુર્જરરાજ ભીમદેવ આવી રહ્યો છે એ સમાચારે ચેદીરાજને યુદ્ધ આપવા માટે ઉત્તેજિત બનાવ્યો.

લાંબા પ્રવાસ પછી જ્યારે સોલંકી સૈન્ય ત્રિપુરી નગરી પાસે આવી પહોંચ્યું ત્યારે દામોદરે મહારાજ ભીમદેવને કહ્યું:

'મહારાજ! ચેદીપતિ માલવરાજનો અરિ છે. માલવના મુંજ મહારાજે કર્ણદેવના *પ્રપિતામહને હરાવ્યો હતો. ભોજરાજે એના પિતાને હંફાવ્યો હતો. એનો શત્રુ એ આપણો મિત્ર–એવી રાજનીતિનો આધાર લઈને આપણે પહેલાં એને ભેદનીતિથી વશ કરીએ તો?'

'પણ એણે ગુજરાતની નિંદા કરી છે એનું શું? આપણે તો એને યુદ્ધ આપવા આટલે દૂર ચાલીને આવ્યા છીએ!'

'યુદ્ધ અનેક પ્રકારનાં હોય મહારાજ! જે વખતે જે યુદ્ધ કરવું ઘટે તે વખતે તે યુદ્ધ કરનારો હમેશાં અજેય રહે છે. આપણું સૈન્ય ઘણા લાંબા પ્રવાસે પડયું છે. પાટણમાં આપણી રાહ જોવાય છે. બે વરસ જેટલો લાંબો ગાળો આ સિંધના યુદ્ધમાં નીકળી ગયો છે. કર્ણદેવ પણ આપણા જેટલો જ માલવવિજયનો આકાંક્ષી છે. ભવિષ્યના કોઈ મહાન કાર્યક્રમનું બીજ—આજે આંહી મૂકી રાખ્યું હોય તો એ પણ યુદ્ધના વિજય જેવો એક પ્રકારનો વિજય જ છે. વિજયના અનેક પ્રકાર છે, મહારાજ! અને જે તલવાર લીધા વિના જીતી જાય છે એ વળી ઘણો મોટો સેનાપતિ છે! સિંધમાં મહારાજ સમશેરથી જીત્યા: આંહીં વળી સમશેર વિના જીતે—એમ ન બને?'

* યુવરાજ બીજો. માલવાના મુંજે એને જીતીને એના સેનાપતિને માર્યો હતો.

'દામોદર! આપણા ગુપ્તચરે કહ્યું એમ કર્ણદેવને આપણા પ્રત્યે ઈર્ષા છે. અત્યારે નીકળ્યા છીએ ત્યારે આંહી પણ યુદ્ધનો જ વિજય કરી લઈએ.'

'હું તો એટલા માટે કહું છું, મહારાજ! કે પાટણને મોટામાં મોટી આડખીલી માલવાની, અને ચેદીરાજ માલવાનો પેઢીઉતાર દુશ્મન. એને નબળો બનાવવા કરતાં માલવા સામે એને જ ઉશ્કેરીએ કે બન્ને નબળા થાય—અને આપણું કામ થાય! મહારાજની આજ્ઞા હોય તો હું પોતે કર્ણદેવને મળું!'

'શા માટે?'

'કાં સંધિ—કાં વિગ્રહ—એમાંથી એને શું ગમે છે તે જાણવા.'

'તું પાટણનો મહામંત્રીશ્વર છે, દામોદર! પાટણના મહામંત્રીશ્વરો સંધિ કે વિગ્રહ લેવા જતા નથી. એ માટે તો—સામાન્ય સાંધિવિગ્રહિકો જાય છે!'

'મેં પાટણથી નીકળતા પહેલાં કહ્યું હતું તે યાદ છે, મહારાજ? પદ મેળવ્યા પછી પદનો ત્યાગ કરવામાં જે આનંદ છે—મારું હૃદય હવે એ આનંદને ઝંખી રહ્યું છે!'

'અરે! પણ એમ શું કરવા, દામોદર? તને શું થયું છે?'

'થયું કાંઈ નથી, મહારાજ! પણ હવે માલવવિજયને સિદ્ધ કરવા કોઈકે ત્યાં જઈને રહેવું પડશે. એ માટે મહારાજ મને મોકલે તો હું આંહીંથી જ એ વાત ગ્રહણ કરી લઉં. હું જ મહારાજનો સામાન્ય સાંધિવિગ્રહિક!'

'એ તો ચૌલાને પૂછવું પડે. વખતે આ બે વરસના

ગાળામાં એણે તારે માટે કોઈ ચતુર સ્ત્રી શોધી રાખી હોય તો ?' ભીમદેવે વિનોદ કર્યો.

'સારું; પણ મહારાજ મને આજ્ઞા આપે છે ચેદીરાજને મળવાની ?'

'ભલે તું જા. પણ જોજે એ તને બનાવી જાય નહિ. એ પણ ગાંગેયદેવ જેવાનો પુત્ર છે !'

થોડીવાર પછી મહારાજની છાવણીમાંથી એક સામાન્ય સાંધિવિગ્રહિકના વેષમાં દામોદર કર્ણદેવને મળવા માટે જઈ રહ્યો હતો.

કર્ણદેવની મહત્ત્વાકાંક્ષા વિષે દામોદરે સાંભળ્યું હતું. અવંતીનાથની સ્પર્ધા કરવા ધારાનગરીને એક બાજુ મૂકી દે એવી મહાન કર્ણાવતી નગરીની રચના એ કરી રહ્યો હતો. એને ત્યાં પણ વિદ્યાસભા હતી. એ પણ અનેક માંડલિકો ને સામંતોથી વીંટળાઈને ઇન્દ્રસભા જેવી સભા રચતો. એની એ મહત્ત્વાકાંક્ષામાંથી જ દામોદર એવું કરવા માગતો હતો કે જેથી એ પાટણનો મિત્ર થવા આવે; અને એ મિત્ર થવા આવે ત્યારે પાટણ એને મિત્ર તરીકે સ્વીકારે.

નગર બહારના એક ઉદ્યાનમાં આવીને એ બેઠો. ત્યાં એક માળી અને માલણને એણે ફૂલ વીણતાં જોયાં. માળી અને માલણ રસિક સ્પર્ધામાં પડ્યાં હતાં. કોણ વધારે ફૂલ ભેગાં કરી શકે છે એની હરીફાઈ ચાલતી હતી.

દામોદર એમની વાત સાંભળી રહ્યો.

'આપણા રાજાની સાથે ફૂલ ભેગા કરવા આવે છે, ત્યારે મહારાણી ચડી જાય છે, એટલે તું ધારતી નહિ કે તું મને હરાવી જાશે !'

'પણ જુઓને, મારી તો છાબડી પૂરી થઈ!'

'એમ? કેટલી છાબડી પૂરી થઈ?'

'આ એક આખી, જુઓને!' માલણે લટકો કરીને જવાબ વાળ્યો. માળીએ ધીમેથી જમીન ઉપર પડેલું એક વસ્ત્ર ઊંચું કરી બેસવી લીધુંઃ 'ત્યારે જો, આ ત્રણ છાબડી પૂરી થઈ. ને આ ચોથી ચાલે છે!'

'ઓ હો હો! તો ભલે હું હારી; પણ હારી શાની? એ તો તમે મને છેતરી!'

'દુનિયામાં કોઈ સામે મોંએ હાલીચાલીને હારતું નથી. એ તો જે છેતરાયા તે જ હારે છે! જોને, આપણા મહારાજ ગાંગેયદેવને માલવપતિએ એમ જ ન હરાવ્યા? એટલે તો મહારાણીબા વારંવાર મહારાજને ચેતાવે છે કે, મહારાજ! છેતરાય તે હારે.'

દામોદર સંવાદ સાંભળી રહ્યો. મહારાણી વિષે એણે કાંઈક ગાંઠ મનમાં વાળી.

એટલામાં કેટલાંક દાસદાસી દોડતાં આવ્યાં. 'અરે!' માલણ બોલીઃ 'આ તો મહારાણીબા પોતે આંહીં આવે છે!'

'કોણ! મહારાણીબા? આવલ્લદેવી પોતે? હવે?'

'હા, હા, જુઓને—તમે ત્યાં પેલા કૂવાના પિયાવામાં જઈને બેસો!

માળી દોડીને કૂવાના પિયાવામાં બેસી ગયો. દામોદર એક વૃક્ષ નીચે આરામ લેતો બેઠો હતો ત્યાંથી તેણે આવનારાંઓને નિહાળવા દૃષ્ટિ કરી.

એક સુંદર શ્યામ તેજસ્વી અશ્વ ઉપર આવલ્લદેવીને

આવતી એણે નિહાળી. એની પાછળ શસ્ત્રધારી નારીરક્ષક સવારો આવી રહ્યાં હતાં.

એની તેજસ્વી મોટી આંખ, એકદમ જ સીધું, રૂપાળું, નસકોરામાં સહેજ વળાંક લેતું એનું ગર્વીલું નાક; કાંઈક કુદરતી હાસ્યની છટાવાળું મોં, અને એથી વધુ તો, ગૌર નહિ છતાં ઘણો આકર્ષક જણાતો એવો એનો ભીનો રંગ; એની આંખમાં એ બેસી ગયો.

દામોદર એકદમ કળી ગયો કે કાંઈક ભીનાવાનની આ તેજસ્વી હૂણનારી વિજયમાં ને યુદ્ધમાં રાચનારી હોવી જોઈએ. કર્ણદેવની માતા પણ વીરસૂ બનવા માટે મૃત્યુને ભેટી હતી. આ નારી પણ એવી જ, વીરત્વને જીવનનું ધ્યેય રાખનારી લાગી. દામોદરને લાગ્યું કે કર્ણદેવની સભામાં પોતે આવ્યાનો સંદેશો—અને પોતાના આવવાના હેતુ માટેની ભૂમિકા—જો આ નારી તૈયાર કરે, તો પોતે જે ધાર્યું છે તે જ પરિણામ આવે. એની સાથે પોતે બોલવા જાય—એના કરતાં એ શી રીતે આ બાજુ આકર્ષાઈને એને કાંઈક પૂછવા આવે—એની યોજના એ મનમાં વિચારી રહ્યો.

અવિવેકી લાગ્યા વિના નારીને આકર્ષવી હોય તો મોટામાં મોટું આકર્ષણ રંગ. દામોદરે પોતાના ખડિયા-માંથી એક પટોળાના કકડો કાઢીને, જાણે સૂર્યનો તાપ આવરવા માટે હોય તેમ, વૃક્ષની ડાળીએ લટકાવી દીધો. ને તેના ઉપર પોતાનું ધનુષ ટિંગાડી દીધું. સૂર્યના તાપમાં એ પટોળાનો રંગ અપ્સરાના ઉત્તરીય વસ્ત્ર જેવો શોભી ઊઠ્યો.

રાણીનું ધ્યાન તરત એ તરફ ખેંચાયું. ભારતપ્રસિદ્ધ

પાટણનું પટોળું ત્યાં લટકતું જોઈને રાણીએ પોતાની સાથેની શસ્ત્રધારી નારીને પૂછ્યું: 'કોઈ વ્યાપારી ઊતર્યો કે શું? કોણ છે? ગુર્જરરાષ્ટ્રનો લાગે છે!'

'ક્યાં છે, દેવી? શા ઉપરથી કહો છો ગુર્જર-રાષ્ટ્રનો છે?'

'જો ને પેલું બહુમોલું પટોળું ત્યાં લટકે! કોણ છે, જો તો—ને ગુર્જરરાષ્ટ્રનો શ્રેષ્ઠી હોય તો બોલાવતી આવજે!'

પેલી સ્ત્રી દામોદરની બાજુ ગઈ. દામોદરે તેને આવતી નિહાળી. તે જાણે પોતાના અશ્વમાં રસ લેતો હોય તેમ એની આગળ હરીફરીને એને હાથ ફેરવી રહ્યો હતો.

'શ્રેષ્ઠી! ક્યાંના છો?' પેલી શસ્ત્રધારી નારીએ પૂછ્યું.

'કેમ?' દામોદરે પૂછ્યું.

'અમારાં મહારાણીબા પુછાવે છે.'

'હું શ્રેષ્ઠી નથી. હું તો મહારાજ ભીમદેવની પાસેથી આવું છું!'

'એમ?' તે તરત પાછી મહારાણી પાસે ફરી.

આવલ્લદેવીને આ વસ્તુ જાણતાં આશ્ચર્ય થયું. સોલંકી સૈન્ય આવી રહ્યું છે એ વાતની એને ખબર હતી. તે આટલું નજીક આવ્યું છે ને તેનો એક માણસ આંહીં ઉદ્યાનમાં આવ્યો છે એ સાંભળીને તેનો હેતુ જાણવા માટે તેને મળવાની એને ઇચ્છા થઈ. તેણે પોતાનો અશ્વ દામોદર તરફ લીધો.

દૂરથી જોયેલી રાણીને પાસેથી નિહાળતાં દામોદર છક્ક થઈ ગયો. જાણે વીજળીની રેખા હોય એવી આવલ્લદેવી તેજસ્વી લાગતી હતી. અને આ તેજસ્વિતા એના દેહના

રંગથી દ્વિગુણીત બનતી હતી. એના દેહનું મોટામાં મોટું આકર્ષણ એનો નમણો ભીનોવાન હતો. એ ગૌર હોત તો આટલી તેજસ્વી કે સુંદર લાગત નહિ—એના આખા દેહને અનુરૂપ એવો એ રંગ હતો. ગાંગેયદેવ જેવાના પરાક્રમનો વારસો જે કુટુંબને મળ્યો હોય તે કુટુંબમાં આવી નમણી, સશક્ત ને તેજસ્વી નારી હોય, એટલે રાજનીતિમાં યુદ્ધનો રસ કેટલો પ્રબળ હોય તે દામોદર તરત સમજી ગયો. એને જોતાં જ દામોદરના મનમાં જાણે ઊગી નીકળ્યું કે આ ક્ષણનારી મહાવિજય વિના લેશ પણ ઓછાથી સંતોષ પામનારી નથી.

'પાટણથી આવો છો ?' તેણે આવતાં વેંત મીઠાશથી પૂછ્યું.

'ના, દેવી ! પાટણનો છું; પણ પાટણથી આવતો નથી. મહારાજ ભીમદેવ સિંધના હમ્મૂકને પરાજય પમાડી આંહીં આવી રહ્યા છે એની સાથે છું !' દામોદરે બે હાથ જોડીને જવાબ વાળ્યો.

'સેનાનાયક હશો ?'

'ના; સાંધિવિગ્રહિક છું.'

'શું સંધિ યાચવા આવ્યા છો ?'

'સંધિ યાચવા નહિ; વિગ્રહનો હેતુ જાણવા.'

'એટલે ?'

'અમે એમ સાંભળ્યું હતું કે ત્રિકલિંગાધિપતિની સોમનાથભક્તિ પ્રસિદ્ધ છે: ગાંગેયદેવના જ * પ્રપિતામહે

* લક્ષ્મણદેવ—તેણે સોમનાથની યાત્રા કરી ત્યાં ભક્તિપૂર્વક આ ભેટ ધરી હતી.

અર્પેલી રત્નજડિત સુવર્ણની કાલિનાગની મૂર્તિ હજી સોમ-નાથમાં શોભી રહી છે. એમણે અર્પેલા ચંદનનો સુગંધી ધૂપ ચંદ્રમૌલીશ્વર પાસે હજી ધરાય છે. ચેદીપતિની આ સોમનાથભક્તિ અને સોમનાથના રક્ષક ચૌલુક્યરાજ પ્રત્યેની એમની મૈત્રી અવિચળ છે કે—પોતે યુદ્ધનો રસ ધરાવે છે—એ જાણવા માટે હું આવ્યો હતો!'

'ચેદીનાથ તો મિત્ર પણ બને છે; ને અરિને કેમ સંહારવો એ પણ જાણે છે!'

'એ જાણતા હોય તો હું શું કરવા આવું? અમારા મહારાજ ભીમદેવને માલવા પ્રત્યે દોરવાની પ્રચંડ ગજસેના ક્યાં તૈયાર કરવાની નથી કે આંહીં એ સમય ગુમાવે? ચેદીનાથને શત્રુને હણતાં આવડતું નથી એ તો જાણે ઠીક; પણ મિત્ર થતાં પણ આવડતું નથી! એટલે તો હું આવ્યો છું.'

'કેમ? શા ઉપરથી એમ બોલો છો? સાંધિવિગ્રહિકની ભાષા તો બહુ વિનમ્ર હોય;—રાજનીતિ તો એવી છે.'

'એ તો જ્યારે યુદ્ધ કરવું હોય ત્યારે સાંધિવિગ્રહિકની ભાષા અત્યંત વિનમ્ર હોય; સામાને જાગ્રત કરવો હોય ત્યારે જરા કડક. હું તો ચેદીપતિને જગાડવા આવ્યો છું!'

'પણ તમે કહ્યું—કે શત્રુ કે મિત્ર એમાંથી એકે થતાં ચેદીનાથને આવડતું નથી—એ શા ઉપરથી?'

'દેવી! તમારા પ્રતાપી શ્વસુરને સંભારો–માલવરાજે એને હંફાવ્યા. ત્યારપછી એના પિતામહને સંભારો. મુંજ-રાજે એને હરાવીને ત્રિપુરીનગરી હતી ન હતી કરી નાખી. આજે જે મહાન નગરી કર્ણદેવ રચી રહ્યા છે—તે તો માલવપતિ ભોજરાજ માટે જ હશે નાં? માલવવિજય તો

આકાશકુસુમ જેવો છે તે પહેલાં ચૌલુકચચૂડામણિ ભીમદેવને નિંદવાની વૃત્તિ એ ચેદીનાથનું ભૂષણ હશે? એક અરિને સંહાર્યો નથી તે પહેલાં હમ્મૂકવિજેતાને અરિ કરવાની શિખામણ ચેદીનાથને કોણે—તમે આપી?'

'તમે પાટણના સાંધિવિગ્રહક છો? તમારું નામ?'

'મને મહારાજ ભીમદેવ, પ્રેમથી 'દામોદર મહેતા' કહીને બોલાવે છે!'

'અરે? ત્યારે તમારું નામ તો અમારી રાજસભામાં પ્રસિદ્ધ છે. તમે જ દામોદર મહેતા?' આવલ્લદેવી વધારે મીઠાશથી બોલી. દામોદરને એ મીઠાશ જરાક ભયંકર પણ લાગી. અત્યંત રૂપાળી નારીને કૃત્રિમ મીઠાશ ધારણ કરતી જોઇને ચતુર દામોદર જરાક ધ્રૂજી ગયો. એ વિષે એ કાંઈ વિચાર કરે એટલામાં તો આવલ્લદેવી બોલી:

'મહારાજ ભીમદેવનો અને ચેદીનાથનો બન્નેનો એક જ સામાન્ય અરિ—માલવરાજ—હોય તો તો રાજનીતિ પ્રમાણે એ વસ્તુ મૈત્રી ન રચાવે, દામોદરજી?'

'હું પણ એ જ કહું છું, દેવી! મહારાજ ભીમદેવની અમૈત્રી કરવાનું ચેદીપતિને સૂઝ્યું ક્યાંથી?'

'પણ એ તો મહારાજ ભીમદેવની યશગાથાઓ સાંભળીને પ્રસન્ન બની રહે છે!'

'એ તો તમે કહો છો, મહારાણીજી! અમારા સંદેશવાહકો તો જુદા સમાચાર આપે છે!'

'ના ના, એ ખોટું. માલવરાજને હરાવવાની તમે ઇચ્છા કરો તેમાં મહારાજ સંમત છે! એમને તો પાટણપતિ પ્રત્યે ભાવ છે!'

'દેવી ! માલવરાજની શક્તિનો જેટલો પરિચય ચેદીપતિને છે તેનાથી વધારે પાટણપતિને પણ છે. ચેદી એકલું હશે તો માલવપતિ એને હંફાવશે. ચેદીપતિ અત્યારે પાટણ સાથે યુદ્ધ માંડશે તો માલવરાજ એ જ રાહ જુએ છે. તમારી રાજનીતિની સ્પષ્ટ વાત લેવા હું આવ્યો છું. દેવી ધારે તો મૈત્રી સરજાવી શકે; યુદ્ધ માટે પણ પાટણ તૈયાર છે !'

'પણ આ યુદ્ધનું કારણ ?'

'બન્ને રાજવીના દિલની કુશંકા.'

'તો એ તમે દૂર કરો.'

'પાટણપતિની કુશંકા હું ટાળું; ચેદીપતિની શંકા મહારાણી ટાળે.'

આવલ્લદેવી વિચાર કરી રહી: 'એમ થાય તો તમે —?'

'માલવવિજયમાં પાટણને સહકારી બનવા પ્રેરું.'

'મહારાજને તમે ક્યારે મળવાના છો ?'

'આજે સાંજે જ વિદ્વત્સભામાં. કાલે તો મારે પાટણપતિને સંધિ કે વિગ્રહ—એમાંથી એક માર્ગ આપવાનો છે !'

'તમારી વાતને હું પૂરેપૂરી સ્વીકારીશ. દામોદરજી ! પણ પછી ચેદીરાજને માલવાના યુદ્ધમાં તમે સહાય્ય કરશો કે ?'

'સહાય્ય કરીશ ? હું તો એ વાત અહીં નકકી કરીને જ જઈશ. જ્યારે સમય આવશે ત્યારે પાટણ ને ચેદી સાથે રહેશે !'

'ત્યારે હું મહારાજને આ માટે તૈયાર કરું છું !'

'થયું ત્યારે; હું સાંજે વિદ્વત્સભામાં આવું છું. મહારાણીબા ! તમે પણ ત્યાં જ હશો નાં ?'

'હું ત્યાં જ હોઈશ. પણ તમે હવે રાજના અતિથિ છો;

તમારે આંહીં રહેવાનું ન હોય !'

'ના, બા ! હું તો હમેશાં વૃક્ષનો જ અતિથિ રહ્યો છું !' આવલ્લદેવીના આગ્રહને નકારીને દામોદર ઉદ્યાનમાં જ રહ્યો. સાંજે મહારાજ કર્ણદેવની વિદ્યાસભામાં તે ગયો. રાજ-દૂત મારફત સંદેશો મોકલાવ્યો. કર્ણદેવે તેનો સત્કાર કર્યો.

'કેમ આવ્યા છો ગુર્જરરાષ્ટ્રથી ? છે કાંઈ મહારાજ ભીમદેવને વિપત્તિ ?'

'વિપત્તિ વિના તો મહાન પુરુષો ક્યારે રહ્યા છે કે મહારાજ ભીમદેવને વિપત્તિ ન હોય ? એક સિંધના હમ્મૂકની હતી—તે તો મહારાજના સૈન્યમાં એમણે અર્પેલા ગજ-રાજોની સંખ્યા બતાવશે કે મહારાજ કેમ પાર ઊતર્યા !'

'ત્યારે હવે માલવરાજની હશે ?'

'મહારાજ ! મેં એમ સાંભળ્યું હતું કે સજ્જનો પોતાનું હૃદય સાત પગલાંમાં આપી દે છે; આપે તો એક પગલે જ આપી દીધું ! આપના હૃદયમાં જે ચિંતા હતી તે આપે કહી દીધી.'

દામોદરના વાક્ચાતુર્યથી કર્ણદેવને આનંદ થયો ને કાંઈક ક્ષોભ પણ થયો. ક્ષોભ એટલા માટે કે આવો વિચક્ષણ પુરુષ જ્યાં મહામંત્રીપદે હોય ત્યાં પોતે મૈત્રી-સંબંધ બાંધી, માલવરાજને સામાન્યશત્રુ ગણવાનું સંધિ-વાક્ય કરે, તોપણ એ વિગ્રહમાં અંતે યશ ને લક્ષ્મી તો એને જ મળે. એ વિચાર કરતો હતો ત્યાં પડખે બેઠેલી આવલ્લદેવીએ કહ્યું: 'મહારાજ ! જ્યારે બે શત્રુ હોય ત્યારે પહેલાં ઓછા શત્રુને મિત્ર બનાવી બીજાને મારવો; અને પછી બીજાની ખબર કાઢવી. એ વિચક્ષણ છે પણ યુદ્ધમાં તો

શસ્ત્રો જ નિર્ણય આપે છે નાં ?'

કર્ણદેવ બોલ્યો: 'પણ દેવી ! મેં સાંભળ્યું એ સાચું હોય તો આણે વગરશસ્ત્રે યુદ્ધો કર્યાં છે એનું શું ?'

'પણ એમાંથી કોઈ હૈહય નહિ હોય !' આવલ્લદેવીએ કહ્યું: 'હૈહયવંશની એક કુમારિકા* દક્ષિણમાં ગઈ તો ત્યાં એણે મુંજરાજને પરાસ્ત ન કર્યો? પછીની વાત પછી, મહારાજ!'

રાણીના વાક્યે કર્ણદેવને એના મૈત્રીસંકલ્પમાં દૃઢ કર્યો.

'પણ અમે હૃદય આપ્યું તે તમારું હૃદય લેવા માટે!' કર્ણદેવે કહ્યું: 'બોલો, તમે કેટલું સૈન્ય સાથે લાવ્યા છો?'

'મહારાજ ! હું તો માત્ર દસ હજાર ઘોડેસવારો સાથે આવું છું. એમનો મુકામ હજી પાછળ છે. હું એકલો પહેલો આવ્યો છું !'

'તમે એકલા આવ્યા એ નવાઈ નથી?'

'મહારાજ ! જ્યાં માંસ પ્રિય છતાં વ્યાઘ્ર પણ હરણાંઓને રમાડે છે—+ એવી ભૂમિમાં આવતાં મને શાનો અવિશ્વાસ હોય ? તમારા યશની રેખા વડે જ હું તો રક્ષાયેલો હતો !'

આવલ્લદેવીએ ધીમેથી કર્ણને કહ્યું: 'દેવ ! આની જિહ્વા પણ એનું એક શસ્ત્ર જ લાગે છે !'

'છે તો એવું જ દેવી !' કર્ણે ધીમેથી જવાબ વાળ્યો.

'મહારાજ ભીમદેવ આંહીં આવે છે, અને અમે એમનો સત્કાર ન કરીએ તો તો અમારા ×ડાહલદેશની કીર્તિને લાંછન લાગે. મહારાજ ભીમદેવને અમારા તરફથી આટલો સત્કાર તમે ન ધરો ?'

---

* જાથાદેવી—એનો પુત્ર તૈલપદેવ. + દ્વયાશ્રય, સર્ગ ૯.
× ચેદીનું બીજું નામ.

'બોલો, મહારાજ!' દામોદર પ્રણામ કરી રહ્યો.

'એક તો અમારો શુભ્રચિહ્ની ગજરાજ મહારાજને માટે સ્વીકારો. કુલ્લપદ્મ જેવા સુંદર અશ્વોને પણ લઈ જાઓ. માલવરાજ પાસેથી મેળવેલી એક સુવર્ણમંડપિકા—મહારાજને અમારી વતી ભેટ ધરો. મહારાજને અમારો મૈત્રીનો સંદેશ આપજો. તમારાથી એ ક્યાં અજાણ્યું છે કે અમારો મૈત્રીસંબંધ તમારી સાથે હોય એ ઘણાને નહિ રુચતું હોય; એવા લોકો જ અમે તમારી નિંદા કરીએ છીએ એમ ફેલાવતા રહે. એ વાર્તા ઉપર તમારા જેવા વિચક્ષણ પુરુષો વિશ્વાસ ન રાખે—એટલું જ કહેવાનું. હૈહયકુળનો કોઈ રાજા વિજય-પ્રસ્થાન સિવાય રેવા ઓળંગતો નથી—એ લોકાચાર આડે ન હોત તો અમે પોતે જ મહારાજને મળીને એમની પાસેથી વિદ્યાવિનોદનો લાભ મેળવત. હવે તો કોઈક રણક્ષેત્રમાં એમની ધનુર્વિદ્યાનો અમને પરિચય મળશે!'

'કોઈ સામાન્ય શત્રુ સામે—એમ મહારાજ કહે છે હો, દામોદરજી!' આવલ્લદેવી બોલી.

'મહારાજ! કર્ણાવતાર કલિયુગમાં પણ હોઈ શકે એ આપે સિદ્ધ કર્યું!'

દામોદર થોડીવાર પછી રજા લઈ, કર્ણદેવની ભેટ લઈ, ભીમદેવની છાવણીમાં પાછો આવ્યો. જે વખતે એ ભેટ મહારાજ ભીમદેવને ધરી, ત્રિપુરીનગરીની એ વાત કરી રહ્યો હતો, તે જ વખતે કર્ણદેવને આવલ્લદેવી કહી રહી હતી: 'મહારાજ! હૈહયો માલવરાજને રણમાં રોળશે એ વખતે તો ચૌલુક્યોનો સાથ હશે; પણ પછી ચૌલુક્યોને રોળવા માટે મહારાજે એનો કોઈ શત્રુ સાધ્યો છે?'

'કોણ—એનો એવો બલવાન શત્રુ કોણ ધારો છો ?'

'હમ્મૂક તો પડ્યો !'

'ત્યારે ?'

'નડૂલ કે આબુ—બેમાંથી એકે કામ ન આવે, મહારાજ !' અને આવલ્લદેવીના રૂપને વરેલી મધુરતા એ બોલતાં વધી.

દામોદર ત્યાં હતો નહિ. નહિતર અત્યંત રૂપાળી નારીને કૃત્રિમ મીઠાશ ધારણ કરેલી જોઈને એ પહેલાં જેમ ધ્રૂજી ઊઠ્યો હતો, એમ અત્યારે પણ ધ્રૂજી ઊઠત.

ભીમદેવ સાથે મળી માળવા લેવા—અને પછી ભીમદેવને પણ ઉડાવી દેવા, આવલ્લદેવી કર્ણદેવને વધુ ઉત્તેજના આપી રહી: 'મહારાજ ! એ તો એમ જ બને. બે શત્રુઓ હોય ત્યારે એકને સાધવો ને એકને મારવો. જેને સાધ્યો હોય એને પછીથી મારવો. આ તો અવિચળ રાજનીતિ છે. હૈહયો એ સાધતા આવ્યા છે ને વિજયશ્રીને વરતા આવ્યા છે.'

## ૪૯. પૃથ્વીનું કેન્દ્ર પાટણ

**પૃથ્વીઓએ** મહાવિજયનો મહોત્સવ ઉજવ્યાને થોડા દિવસ થયા હશે ત્યાં એક સાંજે એક ઓઠી માલવાના સમાચાર લઈને આવી પહોંચ્યો. તે સીધો મહામંત્રીશ્વર દામોદરને ત્યાં ગયો. દામોદરે તેને જોઈને તરત પૂછ્યું.

'કેમ દેવરાજ? ક્યાંથી અવંતીથી આવે છે?'

'હા મહારાજ!'

'શું સમાચાર છે?'

'તમારા કહેવા પ્રમાણે હું તમારી સિંધ ઉપરની સવારી પછી ત્યાં જ જઈ પહોંચ્યો હતો. માલવામાં હવે કુલચંદ્રની લાગવગ વધતી જાય છે. કુલચંદ્ર હવે પાટણ ઉપર મહાન વિજય મેળવવા તલસી રહ્યો છે. પાટણની લૂંટથી એની ભૂખ જાગી છે. માલવરાજ પાટણ ઉપર ચડી આવશે—એ હવે મહિનાઓનો નહિ, દિવસોનો સવાલ છે!'

'કર્ણાટ જાગે તેમ નથી લાગતું?'

'કર્ણાટ જાગશે. પણ કુલચંદ્ર પહેલાં ગુજરાતને પરાજિત કરવા માગે છે. મહારાજ ભોજરાજે કુલચંદ્રને એક વારાંગના ભેટ આપી—એને પ્રોત્સાહન આપ્યું છે!'

'કોણ છે એ વારાંગના ?'

'બીજું કોણ પ્રભુ ? પાટણની જ જન્મશત્રુ—પ્રતાપ દેવી !'

'એમ ? ત્યારે તો એ પાટણને માટે સારા સમાચાર નથી. પેલી નડૂલવાળી જૈનસાધ્વી હમણાં ક્યાં છે ?'

'એ પણ હમણાં ઉજ્જૈનમાં છે; મને પંડિતરાજ ઉવટે કહ્યું કે પાટણને ચેતાવો; માલવા એને રોળવા માટે તૈયારી કરે છે !'

દામોદર વિચારમાં પડી ગયો. સિંધના મહાન વિગ્રહ પછી જે વસ્તુ એ અટકાવવા માગતો હતો તે સામે આવતી હતી. કુલચંદ્રની લૂંટ પછી પ્રજાને તૈયાર કરવા માટે વ્યાપાર અને કૃષિની આબાદી કરવા માટે એ એક વધુ તળાવ બાંધવાનો વિચાર કરી રહ્યો હતો. તેણે દંડનાયક વિમલની પાસેથી શિલ્પી ગણધરને પણ બોલાવરાવ્યો હતો. મહારાણી ઉદય-મતિની ઇચ્છા હતી કે એક અત્યંત સુંદર વાવની રચના પાટણમાં થાય. ત્યાં તો દેવરાજ ઝડપી યુદ્ધના સમાચાર લાવ્યો. દામોદરે ચેદીપતિને માલવયુદ્ધ માટે તૈયાર તો કર્યો હતો, પણ હજી એ માટે સમય પરિપક્વ થયો ન હતો—ને વિચારણા ચાલતી હતી. એટલે માલવા તૈયાર થાય છે એ સમાચારે દામોદરને ચિંતામાં નાખ્યો.

'એક વસ્તુ છે મહારાજ !' દેવરાજે કહ્યું: 'મુંજની વિધવા કુસુમવતી—કર્ણાટકનું યુદ્ધ પહેલું માગે છે !'

'આ કુસુમવતી પાસે ઉવટનું યજ્ઞયજ્ઞાદિનું કામ ચાલ્યા કરે છે ખરું ?'

'હા પ્રભુ !'

'થયું ત્યારે—જો—પાટણ એ મારે માટે તો પૃથ્વીનું કેન્દ્ર છે. હું ગમે ત્યાં હોઉં ને ગમે તેવી દશામાં હોઉં ત્યાંથી મારી નજર પાટણ ઉપર જ આવીને ઠરે. પણ મારે હવે પાટણ તજવું પડશે. મેં દંડનાયકને કહ્યું હતું કે હું પાટણને નાનું તો નહિ થવા દઉં. આજ હવે એ ઘડી આવી છે કે કોઈકે માલવામાં વસીને માલવાની રાજનીતિને ઘડવી પડશે! તો જ પાટણ નાનું થતું અટકે.'

'મહારાજ—!' બહારથી અવાજ આવ્યો.

'કોણ છે અલ્યા આયુષ?'

'પ્રભુ! એ તો શિલ્પી ગણધર છે—!'

'હાં—આવ્યા કે? શિલ્પીજી! આવો, આવો, ક્યારે આવ્યા? શું કરે છે અમારા દંડનાયક?'

'દંડનાયકની સૃષ્ટિ જોવા આખી સૃષ્ટિ ઊલટી છે, પ્રભુ!'

'એમ કે?'

'હા, પ્રભુ!'

'મેં તમને એક બે વાત કહેવા તેડાવ્યા છે. એક તો મહારાણીઓને એવી વાવ કરાવવી છે કે જેવી આખા ભારતવર્ષમાં ન હોય; બીજું મહારાજને સોમનાથના મંદિરમાં થોડી એવી રચના કરાવવી છે કે જેવી આર્યાવર્ત્તમાં ક્યાંય ન હોય—અને દેવરાજ!—'

મંત્રીશ્વરનો શબ્દ અધૂરો રહી ગયો. મહારાજનો પોતાનો દૂત સિંહનાદ આવી રહ્યો હતો. અતિશય અગત્યના સમાચાર વિના સિંહનાદ એમ આવતો નહિ.

દામોદરે સિંહનાદનો સંદેશો સાંભળ્યો. 'સિંહનાદ!

તેં એમ કહ્યું કે માલવરાજે મોકલી છે?' દામોદરે ઉતાવળે પૂછ્યું.

'હા, પ્રભુ! માલવરાજની વિદ્યાસભામાંથી જ આવી છે ને? મહારાજ પાસે અત્યારે મંત્રણા ચાલી રહી છે. સૌ તમને સંભારી રહ્યા છે!'

'અરે! પણ માલવરાજની આ ગાથાઓ ક્યારે બંધ પડશે?'

'મહારાજ! માલવરાજ ગાથાઓ મોકલે છે તેને યુદ્ધની શરૂઆત જ સમજજો!' દેવરાજ બોલ્યો.

'એ તો એની રીત છે એ આપણને ક્યાં ખબર નથી? ઠીક, જુઓ, ચાલો ત્યારે સિંહનાદ! આયુષ! મારી પાલખી—'

દામોદર ઉતાવળો તૈયાર થઈ મંત્રણાસભા તરફ ચાલ્યો. તેણે જતાં જતાં ગણધરને કહ્યું: 'ગણધરજી! તમે બે પળ થોભજો—મહારાણીબા, ને મહારાજ બન્નેને કાંઈક કહેવાનું છે! હમણાં હું પાછો ફરું છું!'

'જી, પ્રભુ!'

દામોદર મહારાજ પાસે ગયો તો ત્યાં બોમાદિત્ય, ચંડશર્મા, બાલુકરાય, રા', મકવાણાજી, જાહિલ, સૌ બેઠા હતા. માલવરાજની ગાથા લઈને આવેલ એક સંદેશવાહક ત્યાં દ્વાર બહાર ઊભો હતો. દામોદરે પ્રણામ કરીને બેસતાં વેંત જ કહ્યું: 'મહારાજ! મને સિંહનાદે વાત કરી. વળી પાછું માલવાનું મન ફર્યું લાગે છે!'

'પ્રભુ! એને તમારા મહાન વિજયની ખબર છે. સિંધ જે લઈ લીધું છે—સાધન ને સૈન્યની દૃષ્ટિએ—એ તમે પાછું પ્રાપ્ત કરો તે પહેલાં માલવા ઘા કરશે. એક ઘા તો કુલચંદ્ર

કરી ગયો,' ભોગાદિત્ય બોલ્યો.

'ધા તો ઠીક, કુલચંદ્રની લૂંટ પણ ઠીક; પણ પ્રજા પાસે ખાવાનું નથી—એમાં જો લડાઈ આવશે તો આપણે પોતે ખારોપાટ વસાવવો પડશે!' જાહિલ્લ બોલ્યો: 'અત્યારે રાજકોશમાં દ્રમ્મ નામ નથી!'

'આવજો ને મારા ખારાપાટમાં,' મકવાણોજી બોલ્યા: 'હજારું વીઘાંમાં ઘઉં વાવી દેશું!'

'મહારાજ! શું છે ગાથા માલવરાજની?'

મહારાજે દામોદરના હાથમાં એક ભૂર્જપત્રિકા આપી: દામોદરે ગાથા વાંચી:

*हेलानिद्दलियगइन्दकुम्भपयडियपयावपसूरस्स ।
सीहस्स मएण समं न विग्गहो नेव सन्धाणं ॥

દામોદર ગાથા વાંચીને વિચારમાં પડી ગયો. 'મહારાજ! માલવાની દૃષ્ટિ સ્પષ્ટ છે!'

'શું લાગે છે, દામોદર? યુદ્ધ કરશે કે માત્ર ડરાવશે?'

'યુદ્ધ કરશે, મહારાજ!'

'ભલે ત્યારે; મકવાણાજી, રા' હજી સૌ આંહીં છે. વિમલને કહેવરાવી દો.'

'દંડનાયકને હવે આ પૃથ્વીમાં રસ રહ્યો નથી; એની પાસે એવી અલૌકિક સૃષ્ટિ ખડી થઈ ગઈ છે, મહારાજ! પણ એક બીજી વાત વિચારવા જેવી છે. આપણે માલવામાં વિજય તો પામીએ—જો આપણે માગીએ ત્યારે માલવા યુદ્ધ આપે તો.'

'એ તે શી રીતે બને, દામોદર?'

*જેણે મત્ત-ગજેન્દ્રના કુંભને વાતવાતમાં ભેદી નાખ્યા છે, એવા સિંહને હરણાંની સાથે વિગ્રહ શું ને સંધિ શું?

'એ પણ બનશે, મહારાજ! હમણાં તો આ ગાથાનો પ્રત્યુત્તર મોકલી આપીએ!'

'કોણ આપે છે? તું?'

'એક સાધુપુરુષ છે, મહારાજ! એમને વાગ્દેવી વરેલ છે!'

'કોણ છે એ?'

'જૈન આચાર્ય છે. એમની પાસે પ્રત્યુત્તર અપાવીશું. હમણાં તો આ ગાથા લાવનારા માલવરાજના દૂતને ઉતારા-પાણી આપો. પછી પ્રત્યુત્તર આપીશું!'

માલવરાજનો દૂત ગયો અને તરત જ બાલુકરાયે કહ્યું: 'મહેતા! આ ગાથાનો પ્રત્યુત્તર તો તમે મોકલી આપશો, પણ એનું સૈન્ય આવીને ઊભું રહેશે ત્યારે શું મોકલશો?'

મહારાજે દામોદર સામે જોયું, 'આપણી સ્થિતિને એ પામી ગયો હશે તો એ આવ્યા વિના રહેશે નહિ, દામોદર!'

'હા; એ પણ વિચારવા જેવું છે!' ચંડશર્મા બોલ્યો.

'આ તો ભાઈ! તમારાં મોટા રાજનું ઢીંઢવાણું ભારે!' રા' એ કહ્યું.

'તને શું લાગે છે, દામોદર? માલવા આવશે? ને આવશે તો એને યુદ્ધ આપવું જ પડશે. એમાં સમયપસંદગીનો સવાલ પછી રહેતો જ નથી,' મહારાજ બોલ્યા.

દામોદર એક ઘડીભર સૌની સામે જોઈ રહ્યો. પછી અત્યંત શાંત ને દૃઢ અવાજે એ બોલ્યો: 'મહારાજ! મેં દંડનાયકને વેણ આપ્યું છે. પાટણ મારે લીધે નાનું બનશે ત્યારે તો મારી જાતને હું હતી ન હતી કરી નાખીશ. મારી નાની કલ્પના પ્રમાણે પાટણ પૃથ્વીનું કેન્દ્ર છે, અને કેન્દ્ર રહેશે.

બાહુકરાય, ભોગાદિત્ય, તમે સૌ હવે આંહીં સંભાળજો; માલવાને આ બાજુ ફરકવા ન દેવાનું હું માથે લઉં છું. એટલા માટે હું મહારાજને ચરણે રાજમુદ્રા પાછી ધરવા ઇચ્છા રાખું છું !'

'અરે ! હાં હાં—મહેતા ! એ શું ?' રા' બોલ્યા.

'મહારાજ ! મેં કોઈ આવેશમાં આવીને આ કહ્યું નથી. આ તો મારો સંકલ્પ હતો જ. માત્ર માલવા હવે સળવળતું લાગે છે એટલે આ વાત હાલ ને હાલ જ કરવાની જરૂરિયાત છે એટલું જ. એક સામાન્ય સાંધિવિગ્રહિક તરીકે મહારાજ મને માલવા મોકલે—પાટણની મહત્તા માટે એ જરૂરી છે કે મારે મારી પદવી તજી દેવી જોઈએ. મને કોઈ દિવસ અધિકારની ઇચ્છા હતી નહિ. દંડનાયકને પણ મેં પાટણ માટે થઈને જ અર્બુદગિરિ ઉપર મોકલ્યા હતા; આજે મારી જાતને પણ પાટણ માટે થઈને જ હું પોતે બહાર મોકલું છું !'

'અને આંહીં તમે જે કર્યું છે, મહેતા ! તેનું કામ કોને સોંપતા જાઓ છો ? તમે ને મહારાજે—જે કર્યું છે તેનું ?' પાછળથી એક અવાજ સંભળાયો.

'કયું કામ, મહારાણીબા ?'

'ચૌલાદેવીને રાણીપદે લાવવાનું; ત્રણ દિવસ પછી તો કુમારોનો જન્મદિવસ છે; રાજમંગલ આપવા પ્રજા આવશે, ત્યારે તમે વિચાર કર્યો છે ખરો કે, પ્રજાની સામે મહારાજ, કોને રાજવારસ તરીકે ધરશે ? ચૌલાના સંતાનને કે મારા પુત્રને ? તમે એ વિષે કાંઈ નિર્ણય કર્યો છે ? એ નિર્ણય થયા પહેલાં તો તમે શી રીતે જશો ?'

રાણી ઉદયમતી ત્યાં આવીને ઊભી રહી હતી. તેના તીક્ષ્ણ

અત્યારે સૌ મંત્રીમંડળને ઘડીભર અવાક્ બનાવી દીધું. રાએ માથું ધૂણાવ્યું: 'વાત તો બરાબર છે, કેમ મકવાણાજી!'

મકવાણાજીએ મહારાજ સામે જોયું. કાંઈ જવાબ ન વાળ્યો.

'મહારાણીબા!' દામોદર બોલ્યો. 'તમારે મન એ બહુ અટપટો પ્રશ્ન હશે; અમારે મન તો એ કાંઈ જ નથી!'

'તમારે મન ભલે એ પ્રશ્ન ન હોય; મારે મન તો એ જ મહત્ત્વનો પ્રશ્ન છે. તમે માલવા ત્યાર પછી જઈ શકશો. સમજ્યા, મંત્રીશ્વર? મહામંત્રીશ્વરના પદનો ત્યાગ કરતાં પહેલાં આ પ્રશ્નનું તમારે સ્પષ્ટીકરણ કરવું પડશે!'

'સ્પષ્ટીકરણ થઈ ગયું છે, દેવી!' ભીમદેવ મહારાજ બોલ્યા.

'શું થયું છે, મહારાજ?' રાણીએ ઉતાવળથી પૂછ્યું.

'શ્રીકંઠ બારોટે કહ્યું છે. ભસ્માંકદેવે કહ્યું છે, સોમશર્માએ જન્મઘટિકા આપી છે—દેવીનો પુત્ર પહેલો જન્મ્યો છે માટે તે રાજનો વારસ થશે!'

'અને મારો પુત્ર?' ઉદયમતીએ ત્વરાથી પૂછ્યું.

'એ રાજપુત્ર રહેશે.'

'ત્યારે તમને ખબર નથી મહારાજ! એ જ રાજા થશે!'

'પાટણ સિવાય બીજે—પાટણમાં નહિ!' મહારાજ ભીમદેવે દૃઢતાથી કહ્યું. 'પાટણ તો પૃથ્વીનું કેન્દ્ર છે; ત્યાં જે ન્યાય્ય હશે તે જ થશે! દામોદર! આપણે પેલી ગાથાના પ્રત્યુત્તર વિષે કાંઈક વિચાર કરીએ—ચાલો, થોડા વિદ્વાનોને બોલાવીએ.'

ભીમદેવ મહારાજ એટલું કહીને તરત ઊભા થયા. એટલે એમની સાથે મંત્રીમંડળ પણ ઊભું થયું.

વિદ્વાનોની સભામાં તો મહારાજ ભીમદેવની સમક્ષ અનેક ગાથાઓ આવી પડી. પણ જે સાંભળતાં દુશ્મનનું શિર્ષ ધ્રૂજી ઊઠે એવી કોઈ ગાથા તેમાં ન હતી. મહારાજે માથું ધુણાવ્યું: 'દામોદર! આમાંથી એકે નહિ!'

વિદ્યાસભા કાંઈ નિશ્ચય વિના વીખરાઈ ગઈ. દામોદરે મહારાજને કહ્યું: 'મહારાજ! પેલા જૈનાચાર્ય—ગોવિંદાચાર્યને બોલાવીએ!'

'દામોદર! સિંધથી આવ્યા પછી આપણે નગરચર્યા કરી નથી માટે એ બાજુ આપણે જ જઈએ.'

દામોદર ને ભીમદેવ ગોવિંદાચાર્યના ચૈત્યમાં ગયા ત્યારે ત્યાં નૃત્ય ચાલી રહ્યું હતું.

એક બાજુ ઉપર અંધારામાં સ્તંભને આધારે બન્ને ઊભા રહ્યા.

નર્તિકા રૂપવતી હતી, અને એનું નૃત્ય અદ્‌ભુત હતું. મોહિનીનું નૃત્ય પૂરું કરીને થોડી વાર તે આરામ લેવા માટે સ્તંભને આધારે ઊભી રહી. આટલી લાવણ્યમયી સ્ત્રીના સ્પર્શે સ્તંભ પુલકિત થતો નથી એ જોઈ ને કોઈક બોલ્યું: 'આચાર્યદેવ! આ એક આશ્ચર્ય નથી કે જેના નેત્રના કટાક્ષ માત્રથી પુરુષો ભાન ખોઈ બેસે, તેના આલિંગનથી પણ સ્તંભને કાંઈ થતું નથી!'

'સુરાચાર્ય એ વિષે તમને વધુ કહેશે,' ગોવિંદાચાર્ય બોલ્યા.

એક ઘડી શાંતિ થઈ ગઈ. થોડીવાર પછી સુરાચાર્ય

બોલ્યા: ' એનું કારણ છે : મૃદુ અને આભરણભરિત નવયૌવના મૃગાક્ષીના બાહુસ્પર્શે પણ આ કમ્પાયમાન થતો નથી, માટે એ ખરેખર પથ્થરમાંથી નિર્માણ થયો છે એ સત્ય છે ! '

દામોદરે ભીમદેવને કહ્યું: ' મહારાજ ! સાંભળ્યું ? આપણી ગાથાનો પ્રત્યુત્તર આંહીંથી મળશે ! '

બીજે દિવસે સવારે ગોવિંદાચાર્યને બોલાવરાવીને રાજાએ પેલી ગાથા બતાવી.

ગોવિંદાચાર્યે પ્રત્યુત્તર આપ્યો ને આખી વિદ્વન્મંડળી ડોલી ગઈ.

*अन्धयसुआण कालो भीमो पुहवीइ निम्मिओ विहिणा ।
जेण सयं पि न गणिअं का गणणा तुज्झ इक्कस्स ॥

માલવદૂત ગાથા લઈને વિદાય થયો એટલે દામોદરે ઘેર જઈને કાર્તિકસ્વામીને બોલાવ્યો : ' કાર્તિકસ્વામી ! અંતે આપણે બે—જેવા સિદ્ધપુરમાં મળ્યા હતા—તેવા જ પાછા માલવામાં મહાકાલેશ્વરના મંદિરમાં મળવાના હોઈએ તેવું નિર્માણ લાગે છે. તમે તૈયાર થઈ રહેજો. આપણે અવંતી જવાનું છે ! '

કાર્તિકસ્વામી પ્રણામ કરીને ગયો. દામોદર ત્યાં એકલો અશાંત બેઠો રહ્યો: એ મધ્યાહ્નસંધ્યા કરવા ઊભો થયો ત્યારે એના મનમાં વિચાર ચાલી રહ્યો હતો: ' ગણધરની વાવની રચનામાં મહારાણી સમય ગાળશે એટલે કદાચ પાછળથી વિસંવાદ ઓછો થશે, પણ આ કુમારોનો મંગલદર્શન દિવસ કેવો જશે ? '

* અંધક પુત્રના કાળરૂપે ભીમને વિધિએ નિર્માણ કર્યો છે. જેણે સૌ શત્રુને યે ન ગણ્યા એને તમારા એકની શી ગણના ?

## ૪૨. દામોદર પદવી તજે છે

ત્રણ દિવસ પછી બન્ને કુમારોના જન્મદિવસનો દરબાર હતો. મહારાજ સિંધમાં હતા, એટલે કુમારોને મંગલવિધિ પ્રમાણે રાજસભાને દર્શન કરાવવાનું હજી સુધી થયું ન હતું. આજે પહેલી જ વખત દરબારમાં કુમારોને લાવવામાં આવતા હતા.

આજે આ મંગલવિધિ થવાનો હોઈ પાટણનાં નરનારીનાં વૃંદ પણ રાજચોકમાં કુમારોનાં દર્શન કરવા માટે ભેગાં થયાં હતાં. મુત્સદ્દીઓ, મંત્રીઓ સામંતો, માંડલિકો, મંડલેશ્વરો, નગરપતિઓ આવી આવીને દરબારમાં બેઠા હતા. દામોદરની ચિંતાનો પાર ન હતો. એક બાજુથી હરઘડીએ માલવાના સમાચાર આવી રહ્યા હતા. છેવટનો સંદેશો બે ઘડી પહેલાં જ આવ્યો હતો: 'માલવાનું ગજસૈન્ય તૈયાર થાય છે!' અને ગોવિંદાચાર્યની ગાથા મોકલ્યા પછી તો દામોદર હરપળે અવંતીનાથના રાજદરબારમાં જવા માટે તલપી રહ્યો હતો. એને શ્રદ્ધા હતી કે એ એકલો અસલનાં માલવસૈન્યને આવતું રોકી શકશે.

ત્યારે આ બાજુ રાણી ઉદયમતી પોતાના પુત્રને

અત્યારથી જ રાજ્વારસ તરીકે સ્વીકારાવવા આગ્રહ રાખી રહી હતી. દામોદરે એને કહ્યું કે સમય આવ્યે જે યોગ્ય હશે તે થશે, પણ એના મનમાં એ વસ્તુને લીધે વધારે આગ્રહ થયો.

પાટણની રાજનીતિમાં આ પ્રમાણે આ વસ્તુની છાયાથી એક પ્રકારનો વિસંવાદ ઉત્પન્ન થઈ પાછું તેની નબળાઈનું બીજ રોપાતું હતું.

એટલે દામોદરને જેટલી ત્વરા માલવા તરફ જવાની હતી તેટલી જ ત્વરા રાણી ઉદયમતી, રા', કે બીજા મંત્રીશ્વરો કોઈ આ વસ્તુનો ઊહાપોહ અકાળે કરીને વિસંવાદી સૂર કાઢી બેસે એવું ન થાય એ જોવાની પણ હતી; તેણે રાણીને સ્પષ્ટ કહ્યું કે અત્યારે તો મહારાજની ઇચ્છા પ્રમાણે જન્મના ક્રમ મુજબ કુમારો રાજસભા સમક્ષ મંગલ-દર્શન માટે આવશે. રાણીએ પણ તેને સ્પષ્ટ કહ્યું કે, અધિકારનો ક્રમ પહેલાં આવશે ને જન્મનો ક્રમ પછી. જેમ જેમ સમય પાસે આવતો ગયો, તેમ તેમ સૌની દર્શન માટે આતુરતા વધતી ગઈ. પરિણામ માટે દામોદરની ચિંતા વધતી ગઈ. મંત્રીશ્વરો, સામંતો, માંડલિકો સૌ રાણીવાસમાંથી કુમારોની આવવાની રાહ જોઈ રહ્યા હતા.

સોમશર્મા ત્યાં રાણીવાસ ને મંત્રણાસભાના દ્વાર પાસે ઊભો હતો.

દામોદર હરઘડીએ મહારાણી ને ચૌલાદેવીની રાહ જોઈ રહ્યો હતો.

મહારાજ ભીમદેવ આવ્યા: પ્રજાજનોએ હર્ષનાદથી એમને સત્કાર્યા. એક ઘડીભરમાં પાછી શાંતિ ફેલાઈ ગઈ.

સૌ આતુરતાપૂર્વક પાટણના ભાવિ રાજકુમારોને સત્કારવા તૈયાર થઈ ગયા હતા.

એટલામાં મંગલ શંખધ્વનિ થયો. વાજિંત્રો વાગ્યાં. શ્રીકંઠબારોટની બાની સંભળાઈ. જયજયકારના અવાજથી આકાશ ગાજી ઊઠયું. લોકોમાં મોટો કોલાહલ થઈ ગયો. સૌ આગળ વધવા આતુર બની ગયા. રાણીવાસના દ્વારમાંથી ચૌલાદેવી આવી રહી હતી.

દામોદરે એક દૃષ્ટિ સભા તરફ ફેરવી. કેટલાક સામંતો, ક્ષત્રિયો, રા', જરાક તામ્રવર્ણી બની ગયા હતા. લોકો તરફ એણે દૃષ્ટિ ફેરવી. તેમના મોં ઉપર ચૌલાદેવીનો જયજયકાર બોલાવવાની તાલાવેલી રમી રહી હતી. દામોદરે એક હાથ ઊંચો કરીને સૌને વાર્યા. શાંત પગલે ચૌલા આગળ આવી: તે મહારાજ ભીમદેવની પાસે આવીને ઊભી રહી. તેણે કુમારને સભા સમક્ષ ધર્યો: સભાએ નમન કર્યું ને લોકોએ તરત હર્ષમાં આવીને ' ચૌલાદેવીનો જય ! ' એમ ગગનભેદી અવાજ કર્યો.

થોડીવારમાં શાંતિ થઈ ને ચૌલાનો અવાજ સંભળાયો:

' રાજમંત્રીઓ ! મહારાજને ને તમારે ચરણે તમારો ભાવિ રાજકુમાર હું ધરું છું. મહારાણી ઉદયમતીના એ કુમારનું નામ, સોમશર્માએ કુન્તીપુત્ર કર્ણદેવના નામ પ્રમાણે કર્ણદેવ રાખ્યું છે ! '

દામોદરનું માથું અત્યંત વિચારમાં હોય તેમ નીચું નમી ગયું.

લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ' મહારાણી ઉદયમતીનો કુમાર ? ' ' બીજો કુમાર ક્યાં છે ? ' ' આ કોનો કુમાર ? ' ' કર્ણદેવ નામ કહ્યું ? ' અટપટા પ્રશ્નો અંદર અંદર થવા માંડ્યા. મહારાજ ભીમદેવે દામોદર તરફ જોયું. દામોદર મહારાજની પાસે ગયો.

' દામોદર ! જન્મથી જે અધિકાર મળ્યો છે તે ખૂંચ-

નવાનો કોઈનો હક્ક હું કબૂલ કરતો નથી. આમ કેમ થયું ? કોણે—તેં આ કર્યું છે ?'

'મહારાજ ! દેવીએ આ કર્યું લાગે છે; મને ખબર પણ નથી.'

મહારાજે ચૌલા તરફ એક નજર કરી: 'ચૌલા ! જન્મને લીધે જેનો રાજ્યનો અધિકાર છે તેના વિષે આ પ્રમાણે અન્યાય કરનાર આપણે કોણ ?'

'મહારાજ !' ચૌલાએ અત્યંત શાંતિથી કહ્યું: 'મારો કુમાર પણ આ રહ્યો—આ મહારાણીજી પોતે લઈને આવ્યાં !'

મહારાણી ઉદયમતી ચૌલાના કુમારને લઈને આવી રહી હતી. ચૌલા મહારાજને આગળ કહી રહી હતી:

'અને મહારાજ ! આજે જ્યારે એક મહાનુભાવે પાટણ માટે થઈ વૈભવ ને સુખ તજી મહામંત્રીપદનું સંન્યસ્ત સ્વીકાર્યું છે—આ તમારા મંત્રીશ્વર દામોદરે—ત્યારે એવા જ ભવિષ્યના રાજપદત્યાગીને તમારે ચરણે હું ધરું છું, એમાં ખોટું શું છે ? હું એનો અધિકાર ઝૂંટવતી નથી, મહારાજ ! જરૂર પડ્યે, પાટણમાં જાતને તદન ગૌણ ગણીને પોતાને લેશ પણ મહત્ત્વ ન આપનારા, કોઈ ને કોઈ સોમનાથના પૂજારીના છોકરા જેવા તરુણો, નીકળી આવે છે, એ મંગલ-વારસો આ કુમારનો પણ હો—એટલી ઇચ્છા જ માત્ર હું વ્યક્ત કરું છું !' ચૌલાએ મહારાણી ઉદયમતી તરફ ફરીને બીજા કુમારને બતાવતાં કહ્યું: 'મંત્રીશ્વરો ! પાટણનો આ બીજો રાજકુમાર; એનું નામ અમે ક્ષેમરાજ રાખ્યું છે !'

સૌએ હર્ષભેર કુમારની મુખમુદ્રા નિહાળી. ને એને નમન કર્યું.

'ચૌલા !' કાંઈક શાંતિ થતાં મહારાજે કહ્યું: 'રાજ્યના

અધિકારની આ વાત છે. તેને આ પ્રમાણે ફેરવવાનો કોઈને અધિકાર નથી!'

'મહારાજ! હું રાજ્યના અધિકારમાં હાથ નાખું કે અજ્ઞાન કુમારને અન્યાય કરું એવું તો કદી ન કરું; પણ મારો નારીજીવનનો જે અધિકાર છે એ વિષે જ હું તો કાંઈક વિચાર કરું છું. આ તો મારો નારીજીવનનો મહાન અધિકાર છે; એ નારી જ નારી છે, કે, જે પોતાના સંતાનનો પરિચય શ્રદ્ધાથી આપી શકે—આત્મનિષ્ઠાથી કહી શકે. નારી જ્યારે આ અધિકાર ગુમાવશે, ત્યારે તો એની પાસે પછી કોઈ અધિકાર નહિ હોય, મહારાજ!—અને વધુમાં વિશ્વ-ક્રમમાં પણ કોઈ વ્યવસ્થા નહિ હોય! હું તો મારા એ નારીજીવનના વિશ્વાસે આ વાત કહી રહી છું.'

દામોદર ચૌલાદેવીની વાણી સાંભળી રહ્યા હતો. આ કટોકટીના સમયને અનુરૂપ એ વાણી હતી. એટલે તેણે પોતાની યોજનાને તત્કાલ અમલમાં મૂકવાનો નિર્ણય કરી લીધો. ચૌલાદેવી શાંત થઈ; કોઈને એ સમજાયું કોઈને ન સમજાયું; પણ દામોદર એ સાંભળીને ધીમે પગલે મહારાજની વધારે પાસે આવ્યો. તેણે મહારાજને પ્રણામ કર્યાં. મહારાણીને પ્રણામ કર્યાં. ચૌલાદેવીને પ્રણામ કર્યાં. બન્ને કુમારોને તે નમ્યો. અને સભાજનોની સામે જોઈને બોલ્યો: 'મંત્રીજનો! હું કાલે માલવા જવા માટે તમારી રજા માગી લઉં છું. હું જાઉં છું એટલે મારે વિષે કોઈ ખોટી અફવા ન ફેલાય માટે હું આ કહું છું. મહારાજે મને માલવામાં સાંધિવિગ્રહિક તરીકે મોકલવાની મારી વિનંતી સ્વીકારી છે!'

'મેં સ્વીકારી નથી, દામોદર!' ભીમદેવ મહારાજે કહ્યું. 'હજી તો ચૌલાને પૂછવાનું છે!'

'મહારાજ! જે વખતે પાટણને જે વસ્તુ જોઈએ તે વખતે તે વસ્તુ મળી રહેશે, ત્યાં સુધી પાટણ પૃથ્વીનો શણગાર રહેશે,' ચૌલા બોલી. 'અત્યારે પાટણને જેનો જેટલો ખપ હોય તેનો તેટલો હિસ્સો માગી લેજો, મહેતા!'

'અત્યારે પાટણને જેનો ખપ છે તે હું આપને ચરણે ધરું છું, મહારાજ! મંત્રીશ્વર તરીકેની મારી આ રાજમુદ્રા.'

ભીમદેવની પાસે રાજમુદ્રા ધરીને દામોદર એક બાજુ ઉપર ઊભો રહી ગયો.

મહારાજ ભીમદેવ દામોદરને કાંઈ કહે તે પહેલાં ચૌલા બોલી: 'મહાન નગરીઓ બે રીતે શોભે છે, મહારાજ! મહાન શિલ્પોથી. અને મહાન પ્રસંગોથી. આંહીં ગણધર, મહારાણીબા માટે, એક મહાન શિલ્પકૃતિ સરજી રહ્યો છે; બીજી બાજુ મહેતા પોતાના જીવનનો આ એક મહાન પ્રસંગ સરજી રહ્યા છે: મહારાજ! એમણે મને પણ કહ્યું છે: તમને પણ વિજ્ઞપ્તિ કરી છે. માલવ-વિજય માટે એમણે ત્યાં જવું જ રહ્યું!'

'મહારાજ! મારે જેટલું મહાન કાર્ય જોઈએ, એટલું માલવામાં પડ્યું છે; હમણાં માલવા આ બાજુ નહિ આવે—ન આવે, એટલું હું કરી શકીશ. મહારાજ આજ્ઞા આપે તો હું કાલે જ ઉપડવા માગું છું!' દામોદર હાથ જોડીને બોલ્યો.

મહારાજ ભીમદેવ શાંત રહ્યા. કાંઈ બોલ્યા નહિ. પણ એ મૌનમાં સંમતિ હતી: તો એમાં 'દામોદર જાય છે' એવી ઊંડી અશાંતિ પણ હતી.

*

બીજે દિવસે સવારે પાટણના ચાંપાનેરી દરવાજેથી બે ઘોડેસવારો માલવા તરફ જઈ રહ્યા હતા.

નગરી

**કર્ણાવતી**

[ રાજસંન્યાસી પછીની ચૌલાના રાજકુમાર ક્ષેમરાજની અને કર્ણદેવની આગળ વધતી નવલકથા ]

[ છપાય છે ]